# वैयाकरण-सिद्धान्तकौमुदी

## (संज्ञा-कारकप्रकरणम्)

અનુવાદકો :

'પદ્મશ્રી' અધ્યા. કે. કા. શાસ્ત્રી (ખાંભણિયા),
'વિદ્યાવાચસ્પતિ'
માનાર્હ અધ્યાપક : ભો. જે. વિદ્યાભવન,
અમદાવાદ-૯

પ્રો. નારાયણ મ. કંસારા,
એમ.એ, પીએચ. ડી.
અધ્યક્ષ-સંસ્કૃત વિભાગ,
ગુજરાત કૉલેજ,
અમદાવાદ-૬

પ્રો. કે. જે. અજાબિયા
એમ. એ.
અધ્યક્ષ સંસ્કૃત વિભાગ,
ડી. કે. વી. આર્ટ્સ-સાયન્સ કૉલેજ,
જામનગર

પ્રો. કે. એચ. ત્રિવેદી.
એમ.એ., પીએચ. ડી.
અધ્યક્ષ-સંસ્કૃત વિભાગ,
નલિની આર્ટ્સ કૉલેજ,
વલ્લભવિદ્યાનગર

પ્રો. પી. ટી. પરમાર,
એમ. એ.
અધ્યાપક-સંસ્કૃત વિભાગ,
બહાઉદ્દીન કૉલેજ,
જૂનાગઢ

સરસ્વતી પ્રકાશન : અમદાવાદ

પ્રકાશક :
પં. ભૂરાલાલ કાલિદાસ શાહ
ભાગીદાર,
સરસ્વતી પ્રકાશન,
નીશાપોળ નાકા, ઝવેરીવાડ,
રિલીફ રોડ, અમદાવાદ–૧

૨ જું સંસ્કરણ    વિ. સં. ૨૦૩૨    ઈ. સ. ૧૯૭૬

કિંમત રૂ. ૨૦–૦૦

મુદ્રક :
શંકરસિંહ એન. સોલંકી,
અમર સેટિંગ એન્ડ પ્રિન્ટિંગ વર્ક્સ,
હલીમની ખડકી,
શાહપુર, અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

પં. ભટ્ટોજી દીક્ષિત—વિરચિત 'સિદ્ધાંતકૌમુદી'નાં સંજ્ઞા અને કારક એ પ્રકરણો ભારતની લગભગ ઘણીખરી, વિદ્યાપીઠોમાં વિનયન–સ્નાતક કક્ષાના સંસ્કૃત વિશેષ અભ્યાસમાં અભ્યાસને માટે નિયત થયેલાં હોય છે. આ નિયત થયેલાં પ્રકરણોના અભ્યાસની ગુજરાતી માતૃભાષા દ્વારા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ભારે અસુવિધા હતી તે દૂર થાય એવો અમારો મનોભાવ હતો. ગુજરાતના પ્રથમ કક્ષાના વિદ્વાન અને ભાષાશાસ્ત્રી અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રીએ આ સંસ્કૃત મૂળ પ્રકરણો ગુજરાતી અનુવાદ સાથે પોતાના વિદ્યાર્થીઓના ઉપયોગ માટે કર્યો હતો તેનું પ્રકાશન અમે કર્યું હતું. એની નકલો ખલાસ થઈ જતાં એનું સર્વાંશે પુનર્લેખન કરાવી પ્રથમ 'સંજ્ઞા પ્રકરણ' બહાર પાડ્યું, હવે આ 'કારક પ્રકરણ' બહાર પાડીએ છીએ. એ રીતે ભારતની વિદ્યાપીઠોમાં જ્યાં જ્યાં આ પ્રકરણનો અભ્યાસ થાય છે ત્યાં ત્યાં મૂળ સંસ્કૃત વાચના, અને ગુજરાતી સમજનારા વિદ્યાર્થીઓને ગુજરાતી અનુવાદ, ઉપકારક થઈ પડશે એવી અમને શ્રદ્ધા છે. અમે આ અનુમતિ આપવા બદલ અધ્યા. શ્રી. શાસ્ત્રીજી તેમજ એમના સાથીદારોના આભારી છીએ.

અમારા આ સાહસનો અધ્યાપકો તેમજ વિદ્યાર્થી જનતાને કાંઈ પણ ઉપયોગ થશે તો અમારો શ્રમ લેખે છે.

તા. ૨૦–૩–'૭૬

ભૂરાલાલ કા. શાહ

# સંપાદકીય

આ ગ્રંથમાં અહીં सिद्धान्तकौमुदीनां संज्ञा અને कारक એ બે પ્રકરણ તારવીને એનો નવેસરથી વિશદ ગુજરાતી અનુવાદ કરવાનો પ્રથમ વાર પ્રયત્ન કરવામાં આવ્યો છે. વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાંનાં આ બે પ્રકરણોમા संज्ञा प्रकरण એ પાણિનીય અષ્ટાધ્યાયી વ્યાકરણમાં મહર્ષિ પાણિનિએ ઉપયોગમાં લીધેલી સંજ્ઞાઓ—સ્વાભાવિક તેમજ એમણે પોતાના વ્યાકરણની સગવડ માટે નવી કરેલીનો सिद्धान्तकौमुदीના ક્રમ પ્રમાણે ખ્યાલ આપવામાં આવ્યો છે. બીજા कारक प्रकरणમાં સંસ્કૃત ભાષાની વાક્યરચનાને માટે અત્યંત જરૂરી નિયમોને લગતાં સૂત્રો અને એની વૃત્તિઓનો **ભટ્ટોજી દીક્ષિતે** ઉપયોગ કરી એનાં જે ઉદાહરણ આપ્યાં છે તે ગુજરાતીમાં સમજાવવામાં આવ્યાં છે. આનો અભ્યાસ એ સંસ્કૃતના જ્ઞાન માટે અનિવાર્ય છે. ભલે વ્યુત્પત્તિનો ખ્યાલ ન હોય, પણ વાક્યમાં વિભક્તિ–પદો કેવી રીતે પ્રયોજવાં એ તો જાણવું જ જોઈએ. અનુવાદમાં એ દૃષ્ટિ રાખીને સમજૂતી આપી છે. આ બેઉ પ્રકરણ છૂટાં તેમજ સાથે બાંધીને પ્રસિદ્ધ કરવાનું સાહસ સરસ્વતી પુસ્તક ભંડારવાળા પં. ભૂરાલાલ શાહે કર્યું છે એને અભિનંદન આપીએ છીએ.

સંપાદકો

# અનુક્રમણિકા

## સંજ્ઞા–પ્રકરણ

# કારક–પ્રકરણ





# પ્રસ્તાવના

વ્યાકરણશાસ્ત્રમાં પાણિનિની અષ્ટાધ્યાયીનું સ્થાન મૂર્ધન્ય છે. વ્યાકરણમાં પાણિનીય અષ્ટાધ્યાયીને અનુસરનારા ગ્રંથોનું પણ ખૂબ પ્રાધાન્ય છે. અનેક વિભિન્ન પ્રકારનાં વ્યાકરણો છેલ્લાં ૨૫૦૦ વર્ષમાં ભારતવર્ષને મળ્યાં છે, છતાં પઠન–પાઠનમાં મુખ્યત્વ પાણિનીય પદ્ધતિનું જ રહ્યું છે. એ સુગમ છે કે દુર્ગમ એ એક ભિન્ન જ વસ્તુ છે, પણ સર્વાંગસુભગતાની દૃષ્ટિએ પાણિનિ, કાત્યાયન અને પતંજલિ એ ત્રણેયે નક્કી કરી આપેલા સિદ્ધાંતો વ્યાકરણશાસ્ત્રમાં સર્વોપરિતા ધરાવે છે.

## વ્યાકરણશાસ્ત્રનો ઉદ્ગમ

ભારત યુરોપીય કુળની ભાષાઓમાં જૂનામાં જૂનું કોઈ સચવાયેલું સ્વરૂપ હોય તો એ 'વૈદિકી ભાષા'નું છે. એમાં પણ ઋગ્વેદ સંહિતા પ્રાચીનમાં પ્રાચીન ભાષાસ્વરૂપ સાચવી રાખે છે. આ 'વૈદિક સંહિતાઓના સમયમાં કોઈ એક કે અન્ય પ્રકારનાં વ્યાકરણ અસ્તિત્વમાં હતાં કે નહિ એ કહેવું આજે મુશ્કેલ છે છતાં એની વૈદિકી સંહિતાઓના અભ્યાસમાં અનિવાર્યતા હતી એ વેદના છ અંગોના નિર્દેશથી સ્પષ્ટ છે :

शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दसां चितिः।
ज्योतिषामयनं चैव षडङ्गो वेद उच्यते ॥

વેદનાં આ છ અંગોને વેદશરીરનાં વિભિન્ન અંગોનું રૂપક શિક્ષાકારોએ આપ્યું છે; જેમ કે,

छन्दः पादौ तु वेदस्य हस्तौ कल्पोऽथ पठ्यते ।
ज्योतिषामयनं चक्षुर्निरुक्तं श्रोत्रमुच्यते ।
शिक्षा घ्राणं तु वेदस्य मुखं व्याकरणं स्मृतम् ॥

છંદઃશાસ્ત્ર, કલ્પસૂત્ર, જ્યોતિષશાસ્ત્ર, નિરુક્ત, શિક્ષા અને વ્યાકરણનાં એ છયે અંગોના જ્ઞાનની વેદજ્ઞાનને માટે અનિવાર્યતા સ્વીકારવામાં આવી હતી. તે તે શાસ્ત્રને વેદનાં અનુક્રમે પગ, હાથ, આંખ, કાન, નાક કહી વ્યાકરણશાસ્ત્રને મુખ કહેવામાં આવ્યું છે એ વ્યાકરણશાસ્ત્રની સર્વોપયોગિતા માટે પૂરતું છે.

આ છયે અંગોનાં શાસ્ત્ર ક્યારે ક્યારે સૌ પ્રથમ યોજાયાં એ જાણવાનું આપણી પાસે આજે કોઈ સબળ સાધન નથી, એટલે એ શોધી કાઢવાનું રહે છે. વ્યાકરણનો જ વિચાર કરતાં, શબ્દોની વ્યુત્પત્તિને લક્ષ્યમાં રાખી સૂચનો થયેલા જોવા મળે છે, જેમ કે

स्तोतृभ्यो मंहते मघम् । ઋગ્વેદ ૧–૧૧–૩
ये सहांसि सहसा सहन्ते । „ ૬–૬૬–૯
पूर्वीरश्नन्तावश्विना । „ ૮–૫–૩૧
यज्ञेन यज्ञमयजन्त देवा । „ ૧–૧૬૪–૮૦
धान्यमसि धिनुहि देवान् । યજુર્વેદ ૧–૨૦
केतपूः केतं नः पुनातु । „ ૧૧–૭
येन देवाः पवित्रेणात्मानं पुनते सदा । સામવેદ–ઉત્તરાર્ચિક ૫–૨–૮–૫

—આ વગેરેમાં **मंह्** ધાતુ અને **मघ**નો, **सह्** ધાતુ અને **सहस्**નો, **अश्** ધાતુ અને **अश्विन्**નો **यज्** ધાતુ અને **यज्ञ**નો, **धि** ધાતુ અને **धान्य**નો, **के** અને **पू** ધાતુનો અને **केतपू** શબ્દનો, **पू** ધાતુ અને **पवित्र**નો—આવા પ્રકૃતિ પ્રત્યયાત્મક તેમ જ સામાસિક સંબંધનો ખ્યાલ મળે છે નિરુક્તકાર યાસ્કે ન વગેરે અનેક ઉદાહરણો વ્યુત્પત્તિને માટે તારવી આપ્યા છે. અને ભાષ્યકારે તારવી આપેલાં અવતરણોના **चत्वारि वाक्परिमिता पदानि** (ઋ. ૧–૧૬૪–૪૫) જેવાં અવતરણોમાં પદપ્રકાર (શબ્દોના પ્રકાર) ચાર જાતના હતા—'નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત'—એ વસ્તુનો ખ્યાલ આવે છે નિરુક્તકાર યાસ્કે આ મંત્રના વિવરણમાં આ ચાર પદપ્રકારની સ્પષ્ટતા કરી છે: **नामाख्याते चोपसर्गनिपाताश्चेति वैयाकरणाः।** (નિરુક્ત ૧૩–૨) 'વ્યાકરણ' શબ્દ જો કે એટલો જૂનો જાણવામાં આવ્યો નથી, છતાં એના મૂળનો પત્તો યજુર્વેદના સમય જેટલો જૂનો છે: **दृष्ट्वा रूपे व्याकरोत् सत्यानृते प्रजापतिः** (યજુ. ૧૯–૭૭)

વ્યાકરણશાસ્ત્રમાં 'પ્રકૃતિ' અને 'પ્રત્યય' એ પ્રત્યેક શબ્દની વ્યુત્પત્તિની દૃષ્ટિએ નિયામક વસ્તુ છે. આનો કંઈક આછો ખ્યાલ બ્રાહ્મણગ્રંથોમાંથી આવે છે ખરો, પણ સ્પષ્ટ સ્વરૂપમાં શાકલ્યે સંહિતાઓના 'પદપાઠ' તૈયાર કરી આપ્યા તેમાં જ આવે છે શાકલ્યનો સમય કયો એ જાણવું સરળ નથી, આમ છતાં પાણિનિની તો એ ક્યાય પૂર્વે થયેલો એ વિષયમાં કોઈ શંકા નથી; ए-ओ-ऐ औ ના કોઈ પણ સ્વર પૂર્વે પદાતે अय्-अव्-आय्-आव् થાય છે. તેના य्-व् ના લોપ થવાનું શાકલ્યનો મત આપી પાણિનિ નિર્દેશે છે (પા અષ્ટા.

૮–૩–૧૯). બીજા વિષયમાં પણ શાકલ્યના નામનો નિર્દેશ આવે છે. (૬–૧–૧૨૭ વગેરે).

## 'વ્યાકરણ' શબ્દનો ઉલ્લેખ

એ ખરું છે કે વૈદિક સંહિતાઓમાં 'વ્યાકરણ' શબ્દ જાણવામાં આવ્યો નથી. શબ્દ અને શાસ્ત્રસંજ્ઞા તરીકે એનો જૂનામાં જૂનો ઉલ્લેખ અત્યારે તો ગોપથ બ્રાહ્મણ (પૂર્વાર્ધ ૧–૨૪), મુંડકોપનિષદ (૧–૧), મહાભારત–ઉદ્યોગપર્વ (૪૩–૬૧) અને વાલ્મીકીય રામાયણમાં થયેલો જાણવામાં આવ્યો છે, જેમાં મુંડકોપનિષદમાં વેદો અને વેદાંગોનો સામટો નિર્દેશ છે: **तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो 'व्याकरणं' निरुक्तं छन्दो ज्योतिषमिति ॥** રામાયણમાંનો નિર્દેશ તો **'कृत्स्न'** શબ્દ કહી કોઈ મહાન વ્યાકરણગ્રંથનો જ ખ્યાલ આપી જાય છે. જેમ કે,

**नूनं 'व्याकरणं' कृत्स्नमनेन बहुधा श्रुतम् ।**
**बहु व्याहरतानेन न किंचिदपभाषितम् ॥**

અને મહાભારતનો નિર્દેશ 'વ્યાકરણ'ના અર્થની સ્પષ્ટતા કરી 'વ્યાકરણ-જ્ઞાતા' વિશે પણ કહી જાય છે:

**सर्वार्थानां व्याकरणाद् 'वयाकरण' उच्यते ।**
**तन्मूलतो 'व्याकरणं' व्याकरोतीति तत्तथा ॥**

ગોપથ બ્રાહ્મણ તો 'વ્યાકરણ'ના વિષયમાં ઊંડે ગયાનું પણ બતાવે છે:

**ॐकारं पृच्छामः, को धातुः, किं प्रातिपदिकं, किं नामाख्यातं, किं लिङ्गं, किं वचनं, का विभक्तिः, कः प्रत्ययः, कः स्वरः, उपसर्गो निपातः, किं वै व्याकरणं, को विकारः, को विकारी, कतिमात्रः, कतिवर्णः, कत्यक्षरः, कतिपदः, कः संयोगः, किं स्थाननादानुप्रदानु-करणम्** વગેરે.

આ અવતરણ એટલું સ્પષ્ટ છે કે વ્યાકરણશાસ્ત્રમાં જે જે અંગોનો વિચાર કરવામાં આવ્યો છે તેમાંનાં મોટા ભાગનાં આમાં સૂચિત થઈ જાય છે. ગોપથ બ્રાહ્મણનો સમય કયો એ ચોક્કસ કરવું મુશ્કેલ છે, એમ છતાં રામાયણ, મહાભારત અને ઉપનિષદોના સમયથી ક્યાંય વહેલાંનો છે. કાલક્રમનો વિચાર કરતાં બ્રાહ્મણ–આરણ્યકો – ઉપનિષદો પછી મહાભારત અને એના પછી રામાયણ આવે છે.

## પાણિનિની પૂર્વના વ્યાકરણકારો

પાણિનિની પહેલાંનું એક પણ વ્યાકરણ આજે પ્રાપ્ય નથી, એમ છતાં સંખ્યાબંધ વ્યાકરણકારો એમની પહેલાં થઈ ચૂક્યા હતા એ એણે જુદે જુદે પ્રસંગે તે તે વ્યાકરણકારનો મત ઉલ્લિખિત કરતાં જણાવ્યું જ છે. આપિશલિ, કાશ્યપ, ગાર્ગ્ય, ગાલવ, ચાક્રવર્મણ, ભારદ્વાજ, શાકટાયન, શાકલ્ય, સેનક, સ્ફોટાયન આ દસ વ્યાકરણકારોનો તો સ્પષ્ટ ઉલ્લેખ છે. આ બધાનો ચોક્કસ સમય કયો એ આપણે જાણતા નથી, આમ છતાં એટલું સ્પષ્ટ છે કે વૈદિક સંહિતકાળ અને પાણિનિ (ઈ. સ. પૂર્વે ૬ઠ્ઠી શતાબ્દી)ની વચ્ચે આ આચાર્યો થયા છે. નિરુક્તકાર યાસ્ક એ શુદ્ધ સ્વરૂપમાં વ્યાકરણકાર નથી, કારણ કે એ કેટલાક મહત્ત્વના વૈદિક શબ્દોની વ્યુત્પત્તિ (મૂલ) શોધી આપવાનો જ પ્રયત્ન કરે છે. આશ્ચર્ય એ છે કે પાણિનિ યાસ્કનો ક્યાંય નિર્દેશ કરતા નથી કે યાસ્ક પાણિનિનો. આ ઉપરથી એક અનુમાન બાંધવા દિલ લલચાય કે જુદા પ્રદેશમાં રહેતા આ બંને આચાર્યો સમકાલીન હોય, વા એકથી બીજો થોડો જ પૂર્વકાલીન કે થોડો જ ઉત્તરકાલીન હોય. આમ છતાં યાસ્કનો સામાન્ય રીતે સમય ઈ. સ. પૂર્વે ૮૦૦ ઉપર સ્વીકારવામાં આવ્યો છે. પાણિનિની પૂર્વના એણે ઉલ્લેખેલા વ્યાકરણકારોનો સમય સાંપ્રદાયિક દૃષ્ટિએ ઈ. સ. પૂર્વે ૩૦૦૦ લગભગનો સ્વીકારવામાં આવ્યો છે. એ મહાભારતનો પણ એ સમય છે એમ સમજીને; પરંતુ મહાભારતનો સમય એટલે જૂનો જઈ શકે એમ ન હોઈ અને વૈદિક કાલની ઉત્તર મર્યાદા વધુમાં વધુ ઈ. સ. પૂર્વે ૧૫૦૦ સુધીની હોઈ એ બધા વ્યાકરણકારો પાણિનિના સામાન્ય રીતે સ્વીકારવામાં આવેલા ઈ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દીથી પંદરમી શતાબ્દી વચ્ચેના ગાળામાં આવી રહે છે.

## પ્રાતિશાખ્યોનો સમય

પ્રાતિશાખ્યો જોકે શુદ્ધ સ્વરૂપમાં વ્યાકરણ નથી, જેમ કે એ મુખ્યત્વે તો વર્ણ, ઉદાત્તાદિ સ્વરો, ઉચ્ચારણ અને સંધિનિયમો જ માત્ર આપતાં હોઈ તે 'ઉચ્ચારણશાસ્ત્ર' પૂરતાં જ મર્યાદિત હતાં. બેશક, એમાં નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત એ ચાર પદપ્રકાર, સંજ્ઞાઓ અથવા તો પારિભાષિક શબ્દો, અને પ્રત્યયોના વિષયમાં આવશ્યક ખ્યાલ આપતાં હતાં. એક રીતે કહીએ તો વ્યાકરણશાસ્ત્રમાં ઉપયોગી મૂલ તત્ત્વોનાં એ નિદર્શક હતાં. સામાન્ય રીતે એમ સ્વીકારવામાં આવ્યું છે કે અત્યારે જુદી જુદી સંહિતા-શાખાઓનાં પ્રાતિશાખ્યો મુદ્રિત યા કેટલાંક તો હસ્તલિખિત સ્વરૂપમાં મળે છે તે પ્રાચીન નથી, અને પ્રાચીન પ્રાતિશાખ્યો ઉપરથી ઉત્તરકાળમાં નવાં રચાયેલાં છે. સ્વરૂપ ઉપરથી પ્રાપ્ય

પ્રાતિશાખ્યો પાણિનિના પછીના સમયનાં છે. તે શાખાનો પાઠ નિશ્ચિત કરવામાં આ પ્રાતિશાખ્યોનો મોટો ફાળો છે.

## પ્રસિદ્ધ વ્યાકરણકારો

પાણિનિના સમય પૂર્વે થયેલા દસ વ્યાકરણકારોનો નિર્દેશ તો પાણિનિ જ કરે છે. પ્રાતિશાખ્યોમાં સંખ્યાબંધ પૂર્વાચાર્યોના વિભિન્ન નિર્દેશ મળે છે. સંભવ છે કે આમાંના કેટલાક માત્ર પ્રાતિશાખ્યકારો જ નહિ, પણ વ્યાકરણકારો પણ હોઈ શકે. એ વિશે આપણે આજે કશું વ્યવસ્થિત રૂપમાં જાણી શકતા નથી. પરંતુ એક વસ્તુ ભારતીય સાહિત્યના ઇતિહાસમાં ખૂબ જ જાણીતી છે કે ભારતમાં **આઠ** કે **નવ** વ્યાકરણકારો ખૂબ જાણીતા હતા. બોપદેવના 'કવિકલ્પદ્રુમ'માં જણાવ્યા પ્રમાણે :

> **इन्द्रश्चान्द्रः काशकृत्स्नापिशली शाकटायनः ।**
> **पाणिन्यमरजैनेन्द्रा जयन्त्यष्टादिशाब्दिकाः ॥**

– આમ ઇંદ્ર, ચાંદ્ર, કાશકૃત્સ્ન, આપિશલિ, શાકટાયન, પાણિનિ, અમર અને જૈનેંદ્ર એ આઠ વ્યાકરણકારો જાણવામાં આવે છે. પરંતુ આ પૂર્વે શતાબ્દીઓ ઉપર વાલ્મીકીય રામાયણ **નવ** વ્યાકરણોનો નિર્દેશ કરે છે : **सोऽयं नवव्याकरणार्थवेत्ता** (ઉત્તર. ૩૬–૪૭). રામાયણ આ કયાં **નવ** વ્યાકરણોની વાત કરે છે એ પકડવું ભારે મુશ્કેલ છે. આ **નવ** વ્યાકરણની રામાયણીય માન્યતા જૂની ગુજરાતી ભાષાના છેલ્લા સમર્થ પ્રતિનિધિ કવિ દયારામ સુધી પ્રચલિત રહી હતી :

> 'નિગમ ચાર, ખટ શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ, ચૌદ વિદ્યાય,
> **વ્યાકરણ નવ**, બત્રીશે વળી લક્ષણ, જાણે ચોસઠ કળાય....'
> (ભક્તિપોષણ–૮૬)

શ્રી. યુધિષ્ઠિર મીમાંસકે 'સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રકા ઇતિહાસ' નામક ગ્રંથમાં પાણિનિએ નહિ નિર્દેશેલા વ્યાકરણકારોની માહિતી આપી છે (પૃ. ૫૭). એ વ્યાકરણકારો સમયાનુક્રમે ઇંદ્ર, વાયુ, ભરદ્વાજ, ભાગુરિ, પૌષ્કરસાદિ, ચારાયણ, કાશકૃત્સ્ન, વૈયાઘ્રપદ્ય, માધ્યંદિનિ, રૌઢિ, શૌનકિ, ગૌતમ અને વ્યાડિ એ બાર છે. તૈત્તિરીય સંહિતાના '...**तामिन्द्रो मध्यतोऽपक्रम्य व्याकरोत्**' (૬–૪–૭) એ વાક્યને આધારે ઇંદ્રને સામાન્ય રીતે પહેલા વ્યાકરણકાર તરીકે સ્વીકારવામાં આવ્યો છે. ત્યાંના જ એક બીજા ઉલ્લેખથી વાયુએ ઇંદ્રને વ્યાકરણ રચવામાં સહાય કરી

હતી. ઋક્‌તંત્ર (૧–૪)ના નિર્દેશ પ્રમાણે ઇંદ્રે ભરદ્વાજને વ્યાકરણનો ઉપદેશ કરેલો. કાત્યાયને યજુઃપ્રાતિશાખ્યમાં 'આખ્યાત' (પ્રક્રિયા)ને **भारद्वाज** તરીકે નિર્દેશેલ છે (અ. ૮ મો). ભાગુરિનો નિર્દેશ પાતંજલ મહાભાષ્ય(૪–૧–૧)માં મળે છે. **अवगाह, अपिधान** વગેરે શબ્દોમાં આદિ **अ** ના લોપનું વિધાન અને વ્યંજનાંત સ્ત્રીલિંગ શબ્દોમાં आ ઉમેરી **वाचा, दिशा, निशा** વગેરે શબ્દો સ્વીકારવાનું વિધાન ભાગુરિનું સ્વીકારવામાં આવ્યું છે. પૌષ્કરસાદિનો નિર્દેશ કાત્યાયનના એક વાર્તિક (પાત. ભા. ૮–૪–૪૮)માં જોવા મળે છે. **प्राङ्षष्ठः प्राङ्क्षष्ठः** ઉપરાંત **प्राङ्त्षष्ठः** થાય છે તે **च ट त क प**ના **छ ठ थ ख फ** એ વિધાન આ આચાર્યનું હતું. ચારાયણનો પ્રથમ નિર્દેશ મહાભાષ્યકાર પતંજલિએ પાણિનિ અને રાઢિની સાથોસાથ કર્યો છે (૧–૧–૭૩). કાશકૃત્સ્નનો પણ સૌથી પહેલો ઉલ્લેખ પતંજલિએ કર્યો છે. મહાભાષ્યના પહેલા આહ્નિકને અંતે **पाणिनीय, आपिशल** અને **काशकृत्स्न** એવાં ત્રણ વ્યાકરણશાસ્ત્રનો નિર્દેશ થયેલો છે. વૈયાઘ્રપદ્યનો કાશિકાવૃત્તિમા **इगन्त**ને નપુંસકમાં ગુણવિધાન કરવાના વિષયમાં મતોલ્લેખ થયો છે (૭–૧–૯૪). એ જ ગ્રંથમાં અન્યત્ર પણ નિર્દેશ થયેલા છે. માધ્યદિનિનો ઉલ્લેખ પણ કાશિકાવૃત્તિ (૫–૧–૫૮)નો જ જૂનો છે. રાઢિનો, ઉપર કહેવાયું તેમ, મહાભાષ્યમાં પતંજલિએ (૧–૧ ૭૩) કરેલો નિર્દેશ મળે છે. શૌનકિનો ઉલ્લેખ ચરકસંહિતાના ટીકાકાર જજ્જટે (૨–૨૭) કરેલો છે. ગૌતમનો પતંજલિએ (૬–૨–૩૬) આપિશલ, પાણિનીય અને વ્યાડિ સાથે 'ગૌતમીય'થી નિર્દેશ કરેલો છે. પતંજલિની પૂર્વના આ ચારે વ્યાકરણકારો છે એ સ્પષ્ટ છે. વ્યાડિનો ઉલ્લેખ 'ગૌતમીય' સાથોસાથ જ આ ઉપર આપણે જોયો. વ્યાડિ પાણિનિના મામા થતા હતા, અને પાણિનિની 'અષ્ટાધ્યાયી' ઉપર એમણે 'સંગ્રહ' નામક ગ્રંથ લખ્યો હતો. પતંજલિએ આ 'સંગ્રહ' નામક ગ્રંથનો (ભા. ૧–૧–૧) સ્પષ્ટ નિર્દેશ કરેલો છે

તટસ્થ રીતે નોંધવું જોઈએ કે પાણિનિ પૂર્વે આટલા જ નહિ, પણ અનેક વ્યાકરણકારો થઈ ગયા હતા. પ્રાતિશાખ્યો નિરુક્ત અને પાણિનીય અષ્ટાધ્યાયીની મદદથી મૅક્સમૂલરે આવા ૬૪ વ્યાકરણકારો તારવી બતાવ્યા છે (હિસ્ટરી ઑફ સં. લિટરેચર, પૃ. ૧૪૨).

ઉપર [illegible] થતા ચાર વ્યાકરણકારોમાં 'વાયુ' ઇંદ્રના માત્ર સહાયક તરીકે [illegible] વ્યાકરણકાર [illegible] નથી. 'વ્યાડિ' પાણિનિના [illegible] નથી. બાકી [illegible] દસ, એમાંથી કયા નવ [illegible] આપણે કહી શકવાની સ્થિતિમાં નથી.

સંજ્ઞાપરિભાષાની દૃષ્ટિએ ખૂબ જ સરળ એવી ઐંદ્ર વ્યાકરણની પદ્ધતિ હતી એવું ડૉ. બેલવેલકરે એમના 'સિસ્ટમ્સ ઑફ સંસ્કૃત ગ્રામર (પૃ. ૧૧–૧૨)માં કહ્યું અને 'તોલ્કપ્પિયમ્' નામનું તામિળ ભાષાનું પ્રાચીન વ્યાકરણ, કાતંત્ર વ્યાકરણ, કચ્ચાયણનું પાલિ વ્યાકરણ અને પ્રાતિશાખ્યો આ ઐન્દ્ર પદ્ધતિ સાચવનારાં વ્યાકરણો છે. અનેક નિર્દેશો હોવા છતાં આપણી સામે આજે પ્રાચીન ઐંદ્ર વ્યાકરણ નથી જ.

## પાણિનિ

વ્યાકરણશાસ્ત્રના પ્રાચીન, મધ્યકાલીન અને છેક અર્વાચીન યુગ સુધીના સંસ્કૃત ભાષાના સેંકડો વ્યાકરણકારોમાં પોતાની 'અષ્ટાધ્યાયી' વ્યાકરણરચનાથી પાણિનિનું સ્થાન નિર્વિવાદ અસાધારણ કોટિનું સ્વીકારવામાં આવ્યું છે. એમના સમયમાં ભારતવર્ષના પૂર્વ તેમજ પશ્ચિમ વિભાગોમાં પ્રચલિત સંસ્કૃત ભાષાનો સર્વાંગીણ અભ્યાસ કરી એનું પ્રમાણમાં તુલનાત્મક વ્યાકરણ તો એમણે જ સાધી આપ્યું, પરંતુ એ ઉપરાંત એમણે વૈદિકી ભાષાનું પણ छन्दसिના નિર્દેશથી સ્વરૂપ સ્પષ્ટ કરી આપ્યું.

## પાણિનિનો સમય

'પાણિન' 'પાણિનિ' 'દાક્ષીપુત્ર' 'શાલંકિ' 'શાલાતુરીય' અને 'આહિક' એવાં છ નામોથી પાણિનિ જાણીતા હતા. આજે જ્યાં પંજાબમાં લાહોર છે તે સ્થાન પ્રાચીન કાળમાં 'શલાતુર' તરીકે જાણીતું હતું. ત્યાંના રહીશ હોવાને કારણે એમનું એક નામ 'શાલાતુરીય' વ્યાપક બનેલું. એમના પિતાનું નામ 'પણી' (સં. पणिन्) અને માતાનું નામ 'દાક્ષી' હતું અથવા એ દક્ષકુલની હતી, તેથી જ 'પાણિન'—'પાણિનિ' અને 'દાક્ષીપુત્ર' એ નામ પ્રચારમાં આવેલાં. 'શાલંકિ એ ગોત્રનામ છે. બીજે મતે એના પિતાનું નામ 'શલંક' હતું 'પણી' ગોત્ર હતું. પાણિનિના મામા 'વ્યાડિ'નાં 'દાક્ષી' અને 'દાક્ષાયણ' એવાં બે નામ હતાં, તેથી માતાનું 'દાક્ષી' નામ પણ ગોત્રનામ હોવાની ઓછી શક્યતા નથી.

પાણિનિના સમયના વિષયમાં અત્યાર સુધીમાં સર્વમાન્ય નિર્ણય હજી આવી શક્યો નથી. પતંજલિનો સમય એકંદરે નિશ્ચિત છે અને એ ઈ. સ. પૂર્વે ૧૫૦ નો. પતંજલિએ પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણ ઉપર અને એ ઉપરનાં કાત્યાયન મુનિનાં વાર્તિકો ઉપર મહાભાષ્ય લખ્યું છે, તેથી કાત્યાયન એની પૂર્વે અને પાણિનિ કાત્યાયનથી પૂર્વે. કાત્યાયને પાણિનિએ કરેલાં વિધાનો પછીના

સંસ્કૃત ભાષામાં થયેલા નવા અને જૂના ફેરફારોને વાર્તિકોથી નિશ્રિત કરી આપેલા હોઈ અને 'કથાસરિત્સાગર'માં કાત્યાયનનો સંબંધ 'નંદો'ની સાથે બતાવેલો હોઈ કાત્યાયનનો સમય ઈ સ. પૂર્વે ૩૫૦ નજીક આવી રહે છે; પેલા ફેરફારો જીવંત ભાષાના વિકાસના હોઈ ઓછામાં ઓછાં ૨૦૦–૩૦૦ વર્ષમાં પલ્લવિત થયા હોય તો પાણિનિનો સમય અંદાજે ઈ. સ. પૂર્વે ૬૦૦ વર્ષ આસપાસ આવી રહે. બેશક, 'આર્યમંજુશ્રીમૂલકલ્પ'નું પાણિનિ મહાપદ્મ નંદના મિત્ર હોવાનું અને કથાસરિત્સાગરનું પાણિનિ મહારાજ નંદના સમકાલીન હોવાનું એ વિધાનો પાણિનિને ઈ. સ પૂર્વે ૩૫૦ આસપાસ મૂકવા લલચાવે છે. પાણિનિએ '**કુમારઃ શ્રમણાદિભિઃ** ૨–૧–૭૦' એ સૂત્રમાં બૌદ્ધભિક્ષુવાચક 'શ્રમણ' શબ્દનો[1] ઉપયોગ કર્યો હોઈ બુદ્ધ પછી પાણિનિ થયા હતા એટલું સ્પષ્ટ કરી જાય ! પાણિનિએ ૪–૧–૪૯માં 'યવન' શબ્દનો નિર્દેશ કરેલો હોઈ કીથ સ્પષ્ટ રૂપે મહાન સિકંદરના ભારતવર્ષ ઉપરના આક્રમણના અનુકાલમાં પાણિનિને મૂકે છે. આ વસ્તુ પાણિનિને ઈ. સ. પૂર્વે ૩૨૭ પૂર્વે આવવા દેતી નથી આમ પાણિનિના સમયની ઉત્તર મર્યાદા ઈ સ પૂર્વે ૩૦૦ સુધીની છે. પાણિનિના સમયની પૂર્વ મર્યાદા કેવી રીતે નક્કી કરવી એ ઘણો જટિલ પ્રશ્ન છે.

આરૂઢ માન્યતાવાળા વિદ્વાનોમાંના શ્રી. યુધિષ્ઠિર મીમાંસકે (સં. વ્યાકરણ-શાસ્ત્રકા ઇતિ. પૃ ૧૩૭–૧૩૮) જે પ્રમાણો એકત્રિત કરી આપ્યાં છે તેમાંથી શૌનકના 'ઋક્પ્રાતિશાખ્ય'માં અનેક સ્થળે આવતો પાણિનિના મામા 'વ્યાડિ'નો નામનો ઉલ્લેખ, સામવેદીય 'ઋક્તંત્ર'માંનો પાણિનિ–નામનો સ્પષ્ટ ઉલ્લેખ, બૌધાયન શ્રૌતસૂત્રમાંનો પણ પાણિનિ નામનો સ્પષ્ટ ઉલ્લેખ પાણિનિને શૌનકના સમકાલીન ગણવા બળ આપે, વળી પાણિનિના એક શિષ્યનું નામ 'કૌત્સ' હતું અને યાસ્કે 'નિરુક્ત' (૧–૫)માં 'કૌત્સ'નો ઉલ્લેખ કરેલો હોઈ એ પાણિનિને યાસ્કના સમકાલીન ગણવા બળ આપે.

શ્રી. યુધિષ્ઠિર મીમાંસકે આવાં પ્રમાણોના બળ ઉપર પાણિનિને ઈ. સ. પૂર્વે ૨૮૦૦માં મૂકવાનો પ્રયત્ન કર્યો છે. ડા. બેલવેલકરે સ્પષ્ટ બતાવ્યું છે (પૃ ૧૫ ૧૬) કે 'યવન' શબ્દ સિકંદરની ચડાઈ પૂર્વે પણ ભારતવર્ષમાં અજ્ઞાત નહોતો

૧. 'શ્રમણ' શબ્દનો પ્રયોગ શતપથ બ્રાહ્મણ (૧૪ ૭–૧૨૨).માં મળે છે, અને 'યવન' શબ્દ સિકંદરના ભારતવર્ષમાંના આગમન પછી જ જાણીતો થયો એ બરાબર નથી, તેથી આ બેઉ શબ્દો આપણને પાણિનિના સમય–નિર્ણય માટે બહુ ઉપયોગી નથી.

તેથી વેબર, મૅક્સમૂલર અને અન્ય વિદેશીય વિદ્વાનોનું પાણિનિને ઈ. સ. પૂર્વે ૩૫૦ આસપાસ મૂકવાનું તો સર્વથા અસ્વીકાર્ય છે. ગોલ્ડસ્ટુકર અને ડૉ. રામકૃષ્ણ ભાંડારકરે ઈ. સ. પૂર્વે ૫૦૦ ની મર્યાદા સ્વીકારી છે. એને પોષણ આપે તેવા બે પુરાવા એ છે કે संकलादिभ्यश्च (૪-૨-૭૫) એ સૂત્રમાં જણાવ્યા પ્રમાણે सांकल નામનું નગર હતું; જેમાં संकल નામ (એક રાજાનું) ઉપરથી થયેલું છે. સિકંદરે સજા કરવા આ નગરનો સર્વનાશ કરી નાખ્યો હતો. પાણિનિને આ વસ્તુની ખબર નથી. વળી પાણિનિ 'શકો'થી તદ્દન અજાણ હતા, જેની પૂર્તિ કાત્યાયને સૂત્ર ૪-૧-૧૭૫ના વાર્તિકથી કરી છે. શકોનો પહેલો રાજા દેઇયોસેસ (दिवोकस्) ઈ. સ. પૂર્વે ૬૦૦માં હતો, એટલે પાણિનિનું તદ્વિષયક અજ્ઞાન એને ઈ. સ. પૂર્વે ૭૦૦ લગભગમાં મૂકી શકે. બેશક, આ પુરાવા એવા નથી જ કે એનો ચોક્કસ સમય નક્કી કરવામાં સહાયક થાય.

એટલું નિશ્ચિત રૂપે કહી શકાય એમ છે કે પાણિનિ બુદ્ધની પૂર્વે થઈ ગયા હતા, કારણ કે પ્રાકૃત ભાષા વિશે આછો પણ નિર્દેશ એમના અષ્ટાધ્યાયી-વ્યાકરણમાં નથી, એટલું જ નહિ, એ ક્યાંય 'સંસ્કૃત' એવું ભાષાનામ પણ આપતા નથી, અને પોતે જે પ્રચલિત ભાષાનું નામ આપે છે તે તો **'भाषा'** (૩-૨-૧૦૮ વગેરે અનેક સ્થળે) છે, જેનાથી એટલું સ્પષ્ટ થાય છે કે લોકમાં પ્રચલિત એવી સર્વમાન્ય ભાષાનું એ વ્યાકરણ લખે છે, જેનું કોઈ વિશેષ નામ ન આપતાં **'भाषा'** નામ રાખી એને વૈદિકી ભાષાને માટે **'छन्दस्'** એવી સંજ્ઞા પ્રયુક્ત કરે છે (૧-૨-૬૧ વગેરે અનેક સૂત્રોમાં). જેમ પાલિ-પ્રાકૃત ભાષા વિશે કશો નિર્દેશ નથી મળતો તેમ 'અષ્ટાધ્યાયી'માં 'વિહાર' શબ્દ પણ ક્યાંય મળતો નથી; 'શક'ની જેમ કાત્યાયન જ વાર્તિકમાં 'વિહાર' શબ્દ ઉમેરે છે (૪-૨-૬૨૯ **'अरण्यान्मनुष्येषु'** સૂત્રના વાર્તિક **पथ्यध्यायन्यायविहारमनुष्यहस्तिष्विति वाच्यम्** માં). બીજાં પણ એવાં સાધનો છે કે જેમાં કાત્યાયનને બૌદ્ધ સંસ્કૃતિનો પરિચય છે, જ્યારે પાણિનિને નથી.

આ પ્રમાણે એક વસ્તુ સ્પષ્ટ થઈ શકે એમ છે કે પાણિનિ બુદ્ધની તો પૂર્વે જ થયા હતા.

## 'સંસ્કૃત' ભાષા નામ

અહીં પ્રસંગવશાત્ એ પણ જાણવું ઠીક થઈ પડશે કે ભાષાના નામ તરીકે 'સંસ્કૃત' શબ્દ ક્યારે વપરાયેલો જાણવામાં આવ્યો. વાલ્મીકીય રામાયણના

સુંદરકાંડમાં वाचं चोदाहरिष्यामि मानुषीमिह 'संस्कृताम्' ॥ ૩૦-૧૭ ॥
નાટ્યશાસ્ત્રકારના શબ્દોમાં— संस्कृतं प्राकृतं चैव यत्र पाठ्यं प्रयुज्यते ॥
(નિર્ણયસાગરની આવૃત્તિ, ૧૭-૨૫ વગેરે)

નાટ્યશાસ્ત્રનો સમય તો ઈ. સ ના આરંભ પછીનો છે. મુશ્કેલી વાલ્મીકીય રામાયણના સમયની છે, જે પણ ભાષાના આપેલા 'સંસ્કૃત' નામને કારણે પાણિનિના ઉત્તરકાળની આવી રહે છે. પણ અહીં એ અપ્રસ્તુત છે.

### કાત્યાયનનો સમય

પાણિનિએ 'અષ્ટાધ્યાયી' વ્યાકરણમાં ભાષાનું પૂર્વ તેમ જ પશ્ચિમ ભારતમાં જે કાંઈ સ્વરૂપ હતું તે વિશે સર્વાંગીણ ચર્ચા કરી એની સ્થાપના કર્યા પછી ભાષા જીવંત હોઈને જે કેટલાક નવા પ્રયોગોનો વિકાસ થયો હતો તે તેની પાણિનિનાં તે તે સૂત્રો ઉપર જરૂરી સ્થળોએ પૂર્તિ કાત્યાયને કરી છે. બનેના સમય વચ્ચે, ભાષાના વિકાસની દૃષ્ટિએ, ઠીક ઠીક સમય પસાર થયો હોવો જોઈએ, જે ૩૦૦–૩૫૦ વર્ષનો ઓછામાં ઓછો શક્ય ગણાય. ઉપર એક ઠેકાણે સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે કાત્યાયન મહાપદ્મ નંદના સમકાલીન હતા, એ ઉપરથી ઈ. સ. પૂ. ૩૫૦ આસપાસનો એમનો સમય સ્વીકારવામાં આવ્યો છે.

કાત્યાયનનું બીજું નામ 'વરરુચિ' જાણવામાં આવ્યું છે પાલિ વ્યાકરણનો કર્તા 'કચ્ચાયણ,' 'પ્રાકૃતપ્રકાશ' અને 'પ્રાકૃતમંજરી'નો કર્તા 'વરરુચિ' અનન્ય છે કે જુદા એ કહેવાનું કોઈ પ્રામાણિક સાધન આપણી પાસે નથી. એક શ્રૌતસૂત્રનો કર્તા પણ 'કાત્યાયન' નામથી જાણીતો છે. મને એમ લાગે છે કે 'કાત્યાયન' ગોત્રનામ છે અને તેથી આ વિભિન્ન ગ્રંથોના એ નામના કર્તાએ ભિન્ન ભિન્ન છે. માત્ર 'વાજસનેયી પ્રાતિશાખ્ય'ના કર્તા કાત્યાયન વાર્તિકકાર કાત્યાયનથી અભિન્ન હોવાની પૂરી શક્યતા છે, કેમ કે એમાંનાં સંખ્યાબંધ સૂત્રો પાણિનિનાં સૂત્રોની સાથે એકરૂપાત્મક છે; જ્યાં ક્યાંય ભિન્નતા છે તે પાણિનીય સૂત્રોનાં વિધાનોથી આગળ વધી થયેલાં પરિવર્તનોની નિદર્શક છે. (ગોલ્ડસ્ટુકરે આ વિશે કરેલી મીમાંસા ખૂબ જ મહત્ત્વના છે) કાત્યાયને પાણિનિના કેટલાંક વિધાનો સામે વાર્તિકોમાં વાંધા પણ બતાવ્યા છે. બેશક, પાછળથી પતંજલિએ બતાવ્યું છે તેમ, કાત્યાયનનાં કેટલાંક વિધાન ખામી ભરેલાં પણ છે, પાણિનિનાં વિધાનોને બરાબર સમજી ન શકવાને કારણે

વાર્તિકોમાં એણે કેટલીક વાર 'સ્વર', 'વ્યંજન', 'સમાનાક્ષર', 'લટ્'ને માટે 'ભવન્તી'— 'લુટ્'ને માટે 'અદ્યતની' વગેરે ઐંદ્ર વ્યાકરણની પદ્ધતિની સંજ્ઞાઓ

વાપરી છે, એ એવું બતાવવા પૂરતું છે કે કાત્યાયન સર્વાંશે પાણિનિના અનુયાયી નહોતા; તેથી કેટલાંક વિધાનો ઐંદ્ર પરિપાટીનાં થયાં છે. વાર્તિકો સામાન્ય રીતે તો 'ગદ્ય'માં છે, આમ છતાં કેટલાંક 'પદ્ય'માં પણ છે.

## પતંજલિનો સમય

મહર્ષિ પતંજલિના સમયનો નિશ્ચય પ્રમાણમાં સરળ છે. મહાભાષ્યમાં **इह पुष्यमित्रं याजयामः, अरुणद्यवनः साकेतम्** અને **अरुणद्यवनो मध्यमिकाम्** એ ત્રણ વાક્ય એને પુષ્યમિત્ર અને મિનેન્દર=મિલિન્દના સમકાલીન કહેવાને માટે પર્યાપ્ત છે. એવા સંયોગોમાં આ વાક્યોનો પ્રયોગ થયેલો છે કે સ્પષ્ટ સમકાલીનતા સમજાય છે એ સાથે એક વસ્તુ તો અત્યંત સ્પષ્ટ થઈ જાય છે કે સેનાપતિ પુષ્યમિત્ર શુંગે કરેલા અશ્વમેધ પછીનું આ વિધાન છે. પુષ્યમિત્રનો સમય ઈ. સ. પૂર્વે ૧૫૦ નો સ્વીકારવામાં આવ્યો છે. શ્રી યુધિષ્ઠિર મીમાંસક પુષ્યમિત્રનો સમય ઈ સ. પૂર્વે ૧૨૦૦ નો કહે છે. એઓ ભારતીય કાલગણનાને આગળ ધરે છે, પરંતુ આવી કોઈ વિશિષ્ટ ગણનાને પ્રાપ્ય પ્રમાણો-પોષણ આપી શકે એમ નથી.

યોગસૂત્રનું ભાષ્ય લખનારા પતંજલિ અને આ પતંજલિ એક છે કે ભિન્ન એ પુરવાર કરવાનું કોઈ પ્રામાણિક સાધન આપણી પાસે નથી.

## પાણિનિ-કાત્યાયન-પતંજલિ પછીના વ્યાકરણકારો

પાણિનીય પદ્ધતિથી તદ્દન સ્વતંત્ર એવાં વ્યાકરણો એમના સમય પછી રચાયાં હતાં. આવી દસ પદ્ધતિ જાણવામાં આવી છે: (૧) શર્વવર્માનું 'કાતંત્ર' વ્યાકરણ (ઈ. સ. ની ૧ લી શતાબ્દી), (૨) ચંદ્રગોમીનું 'ચાંદ્ર' વ્યાકરણ (ઈ. સ. ૪૭૦ લગભગ), (૩) દેવનંદીનું જૈનેંદ્ર વ્યાકરણ (ઈ. સ ૪૫૦ પછી), (૪) અભિનવ શાકટાયનનું 'શાકટાયન' વ્યાકરણ (ઈ. સ. ૮૭૭), (૫) ભોજનું 'સરસ્વતીકંઠાભરણ' વ્યાકરણ (ઈ. સ. ની ૧૧મી સદી), (૬) આચાર્ય હેમચંદ્રનું 'સિદ્ધહેમ' શબ્દાનુશાસન (ઈ. સ. ૧૦૮૨), (૭) બોપદેવનું 'મુગ્ધબોધ' વ્યાકરણ (ઈ. સ. ની ૧૩ મી શતાબ્દી), (૮) અનુભૂતિ સ્વરૂપાચાર્યની 'સારસ્વતપ્રક્રિયા' (ઈ. સ. ની ૧૩મી શતાબ્દી), (૯) ક્રમદીશ્વરનું 'જૌમર વ્યાકરણ (ઈ. સ. ની ૧૩ મી શતાબ્દી આસપાસ), (૧૦) પદ્મનાભદત્તનું 'સૌપદ્મ' વ્યાકરણ (ઈ. સ.ની ૧૪મી શતાબ્દીનો અંતભાગ).

આ બધામાં આચાર્ય હેમચંદ્રનો પ્રયત્ન ખૂબ જ સમર્થ છે. ધાતુપાઠ અને લિંગાનુશાસન લખી સર્વાંગપૂર્ણ વ્યાકરણ આપવાનો એમનો પ્રયત્ન હતો. આ અને બીજા વ્યાકરણકારોએ પાણિનિની અષ્ટાધ્યાયીની જે વિશદતા અને પરિભાષાની દૃષ્ટિએ જે કેટલીક જટિલતા લાગે છે તે દૂર કરી શાસ્ત્રને સરળ કરવાનો પ્રયત્ન કર્યો છે. ક્રમદીશ્વર જેવા તો પાણિનીય પદ્ધતિના જ પુરસ્કારકો છે. આ ઇતર વ્યાકરણકારોના વ્યાકરણો ઉપર તે તે શાખાવાળાઓએ ટીકાઓ રચી છે અને એ રીતે સંસ્કૃત વ્યાકરણશાસ્ત્ર ઉપર અનેક ગ્રંથો રચાયા છે. તે તેની સરળતાને લઈ ભારતવર્ષની જુદા જુદા ભાગોમાં કેટલાંક વ્યાકરણો છેક છેલ્લા સૈકા સુધી પ્રચારમાં રહ્યાં કર્યાં છે. નવા યુગમાં વ્યાકરણનું શાસ્ત્રીય ઘનિષ્ઠ જ્ઞાન ઉચ્ચ અભ્યાસમાં આવશ્યક બનતાં પાણિનીય પદ્ધતિ શિરોમાન્ય બની છે અને સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રની ઉચ્ચ પરીક્ષાઓમાં એ જ માત્ર સ્વીકાર્ય પદ્ધતિ બની રહી છે.

## પાણિનિનું અષ્ટાધ્યાયી વ્યાકરણ

(૧) પાણિનિએ લગભગ ૪૦૦૦ સૂત્રોની રચના કરી એઓને આઠ અધ્યાય અને દરેક અધ્યાયના ચાર પાદ એ રીતે ૩૨ ખંડમાં ઢાળવી નાખ્યાં છે. આઠ અધ્યાય હોવાને કારણે એમનું વ્યાકરણ 'અષ્ટાધ્યાયી' વ્યાકરણ તરીકે જાણીતું છે. સૂત્રવાચના પ્રાય એના અસલ સ્વરૂપમાં સચવાયેલી કહેવામાં ખાસ બાધ નથી. પાણિનિની એ વિશેષતા છે કે એઓ વૈદિક તેમ જ સંસ્કૃત ભાષાની ઝીણામાં ઝીણી બારીકીને પકડી પાડે છે અને વિશાળ શબ્દસમૂહનાં મૂળોને અને એમાં પ્રવર્તિત બધા જ પ્રકારની પ્રક્રિયાઓને આવરી લે છે. આ ઝીણવટને લઈને જ એમના વ્યાકરણની પ્રમાણમૂર્ધન્યતા આજ દિવસ સુધી અબાધિત રહી છે. આજે પણ એવી સ્થિતિ છે કે પાણિનીય પદ્ધતિએ જે વિદ્વાનો તૈયાર થયા હોય તેઓ 'વ્યાકરણના પંડિતો' કહેવાય છે. 'अर्धमात्रालाघवेन पुत्रोत्सवं मन्यन्ते वैयाकरणाः।' એ સુપ્રસિદ્ધ ઉક્તિને ભારતવર્ષના મહાન વૈયાકરણોમાંથી માત્ર પાણિનિએ જ ચરિતાર્થ કરી આપી છે. એમનાં સૂત્રો બની શકે તેટલાં ટૂંકાં છે; એમણે માત્ર ૧૪ પ્રત્યાહારોમાં સમગ્ર વર્ણોને સમાવીને જગતના વિદ્વાનોને આશ્ચર્યમાં ગરકાવ કરી નાખે એવી યુક્તિ રજૂ કરી આપી છે अइउण् વગેરે આ ચૌદ પ્રત્યાહારોને 'માહેશ્વર સૂત્રો' કહેવામાં આવે છે. ભગવાન મહેશ્વર શિવજીએ ડમરૂ વગાડયું એમાંથી આ ચૌદ પ્રત્યાહારો નીકળી આવ્યા એવી સાંપ્રદાયિક માન્યતા પ્રચલિત છે. આ આખ્યાયિકા જ પાણિનિની મહાન બુદ્ધિ-શક્તિની આંકણી કરી આપે છે. સ્વરો, અર્ધસ્વરો, અનુનાસિક વ્યંજનો, ઘોષ

વ્યંજનો, અઘોષ વ્યંજનો અને ઉષ્માક્ષરો એ ક્રમે એમણે વર્ણોની ગોઠવણી કરી આપી છે આ ગોઠવણીની સાચી ખૂબીનો અનુભવ સ્વર–વ્યંજન–વિસર્ગ વગેરેની સંધિઓના વિષયમાં આપણને થયા વિના રહેતો નથી. પ્રત્યેક પ્રત્યાહારને અંતે લટકણિયા જેવા અનુબંધના વ્યંજનો મૂકી એમણે अच्, हल् વગેરે સંજ્ઞાઓથી ઉચ્ચ પ્રકારનું ઉક્તિલાઘવ કરી આપ્યું છે.

(૨) એવું જ અનેકવિધ સમાન જેવા વિભક્તિ કાળ કૃત્ તેમ જ તદ્ધિત જેવા પ્રત્યયોને વિશિષ્ટ અનુબંધો આપી એકબીજાથી ગુણધર્મે રહેલી પૃથકતા સ્પષ્ટ રીતે સ્થાપી છે તે છે. તદ્ધિત પ્રત્યયોના વિષયમાં આપણે આનો સમર્થ રીતે અનુભવ કરી શકીએ છીએ.

સંજ્ઞાઓના વિષયમાં પણ इत् (લોપ) જેવી ટૂંકી સંજ્ઞાઓ, સ્વરને त् લગાડી માત્ર તે તે સ્વર પૂરતી જ નિયમોમાં સ્પષ્ટતા, સવર્ણ સ્વરો અને વ્યજનોનો વિચાર--આ બધું એ લાઘવપદ્ધતિને આભારી છે.

(૩) ત્રીજી ભારે યુક્તિ તો એમની એક જ પ્રકારના ફેરફારો પામતા શબ્દોના 'ગણ' કરી આપ્યા તે છે સૂત્રમાં તો **'प्रादय'** કે એવી રીતે **'आदि'** શબ્દનો નિર્દેશ કરવામાં આવે. એમણે આવા ગણ સ્પષ્ટ કરવા જુદો **गणपाठ** રચ્યો છે, જેવો ધાતુઓના વિષયમાં **धातुपाठ** પણ અલગ જ રચી આપ્યો છે. 'ગણપાઠ' માં મોટે ભાગે તો સમાન નિયમમાં આવતા બધા શબ્દ સંગૃહીત કર્યા હોય છે. આમ છતાં બધા સમાઈ ન શક્યા હોય ને એવા બીજા ઘણા હોય તો **आकृतिगणोऽयम्** (આ પ્રકારના બીજા ઘણા છે) કહીને ચલાવી લેવામાં આવ્યુ હોય છે.

(૪) સૂત્રોને થોડાં વર્ણોવાળાં કરવાને એમણે એક સરસ યોજના કરી છે તે એક ચોક્કસ વિધાન કરી આપ્યા પછી બીજાં સૂત્રો આપે તેનો અર્થ ઉપર ઉપરનાં સૂત્રોના શબ્દોથી સમઝી લેવાનો હોય છે તે આને 'અનુવૃત્તિ' કહેવામાં આવે છે નવો વિષય શરૂ થતાં **अधिकारसूत्र** આપવાની એમણે પદ્ધતિ સ્વીકારી છે, એનાથી પણ આ લાઘવ બરોબર જાળવી શકાયું છે.

(૫) એક બીજી ધ્યાન ખેંચે તેવી વસ્તુ તે એક જ વિષયને ઉદ્દેશી એક વિધાન થયું હોય અને પછી પાછું એ જ વિષયને લગતું બીજું વિધાન આવે ત્યારે એવાં બે વિધાનમાંથી કોને પ્રબળ માનવું એ વિશેની. **विप्रतिपेधे परं कार्यम्** (૧–૪–૨) એ સૂત્ર એની સ્પષ્ટતા કરે છે કે સમાન બળોમાં આપસ-આપસમાં વિરોધ થાય તો પછીનું જે વિધાન હોય તેને પ્રબળ ગણવું. આ

પ્રકારનો સિદ્ધાંત એમણે પહેલેથી સવાસાત અધ્યાય સુધી કરવાનું કહ્યું છે. (આમાં ફરી 'પર' 'નિત્ય' 'અંતરંગ' 'અપવાદ'ને ખ્યાલમાં રાખવાનું છે.) આઠમા અધ્યાયના ૨-૩-૪ એ છેલ્લા પાદોમાંનાં વિધાનોને એમણે અસિદ્ધ કોટીનાં ગણવા આદેશ આપ્યો છે. ૮-૨-૧ નું **पूर्वत्रासिद्धम्** આ સૂત્ર એમ કહે છે કે સવાસાત અધ્યાયના કાર્યના વિષયમાં છેલ્લા ત્રણ પાદનાં સૂત્રોનું કશું ચાલતું નથી. એ ત્રણ પાદનાં સૂત્રોમાં પહેલાંનાં સૂત્રોએ જે વિધાન કર્યું હોય તેની પાસે પછીનાં સૂત્રોનું કાંઈ ચાલતું નથી. આમ છેલ્લા ત્રણ પાદ પૂરતું ઊલટ ક્રમે સિદ્ધ વિધાન એમણે સ્થાપી આપ્યું છે.

(૬) સૂત્રોમાં કોનું કોના પછી અને કોની પૂર્વે અમુક ચોક્કસ વિધાન થાય એ પરિભાષાસૂત્રોથી એમણે સ્પષ્ટ કરી આપ્યું છે. **'तस्मिन्निति निर्दिष्टे पूर्वस्य'** (૧-૧-૬૬), **'तस्मादिति उत्तरस्य'** (૧-૧-૬૭), **'अलोऽन्त्यस्य'** (૧-૧-૫૨), **'स्थानेऽन्तरतमः'** (૧-૧-૫૦), **'आदेः परस्य'** (૧-૧-૫૪), **'अनेकाल्शित्सर्वस्य'** (૧-૧-૫૫) આ વગેરે સૂત્રો સૂત્રોમાં અર્થ કેવી રીતે કરવો એનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. પાણિનિની આ જ વિશેષતા છે. એ રીતે કેટલાંક સૂત્રો પરિભાષાસૂત્રો છે, કેટલાંક જ્ઞાપકસૂત્રો છે.

ઉપર સૂચવ્યું તે પ્રમાણે અષ્ટાધ્યાયીથી અલગ રીતે 'ગણપાઠ' અને ધાતુ-પાઠ' આપ્યા છે, અને વધુમાં શબ્દોની ખાસ પ્રકારની વ્યુત્પત્તિ કે વિકાસ બતાવવા 'ઉણાદિસૂત્રો' અને 'ફિટ્સૂત્રો' પણ આપ્યાં છે. 'લિંગાનુશાસન' કોશની દૃષ્ટિએ ખૂબ મહત્ત્વનું છે.

## પાણિનિની અષ્ટાધ્યાયી ઉપરનું સાહિત્ય

(૧) પાણિનિના મામા દાક્ષાયણ વ્યાડિએ 'અષ્ટાધ્યાયી' ઉપર એક લાખ શ્લોકપૂરનો 'સંગ્રહ' નામક વિવરણગ્રંથ રચ્યો હોવાનું શ્રુતપરંપરાથી નોંધાયેલું છે. પતંજલિએ ૨-૩-૬૬ ઉપરના મહાભાષ્યમાં **शोभना खलु दाक्षायणस्य संग्रहस्य कृतिः** એવો નિર્દેશ પતંજલિના સમયમાં એ ગ્રંથના અસ્તિત્વનો ખ્યાલ આપે છે. પછીના લેખકોએ પ્રતીકો વગેરે ઉતારેલાં છે. પણ આજે એ ગ્રંથ ઉપલબ્ધ નથી; જૂના સમયમાં જ એ લુપ્ત થઈ ગયો હતો. એક વસ્તુ નોંધપાત્ર છે અને તે એ કે રામાયણના ઉત્તરકાંડમાં **'ससूत्रवृत्त्यर्थपदं महार्थं ससंग्रहं सिध्यति वै कपीन्द्रः'** (૩૬-૪૪) એ રીતે 'સંગ્રહ' ગ્રંથ નોંધાયેલો છે. (ઉત્તરકાંડની રચના પાણિનિ અને વ્યાડિના સમય પછી થઈ હોવાનું આ વાક્ય કહી જાય છે.)

(૨) મહાભાષ્યમાં કાત્યાયન, ભારદ્વાજ, સુનાગ, ક્રોષ્ટા, અને વાડવ આ પાંચ આચાર્યોનાં 'વાર્તિકો' હોવાનું જોવા મળે છે. કાત્યાયન સિવાયના અન્ય વાર્તિકકારોનાં જે કાંઈ વાર્તિકો પતંજલિએ મહાભાષ્યમાં નોંધ્યાં છે તેટલાં જ બચ્યાં છે; બાકીના ગ્રંથભાગો સર્વથા લુપ્ત થઈ ગયા છે. 'કાત્યાયને અષ્ટાધ્યાયીનાં ૪૦૦૦ સૂત્રોમાંથી ૧૫૦૦ સૂત્રો ઉપર ૪૦૦૦ જેટલાં વાર્તિક લખ્યાં છે. પાણિનિનાં વિધાનોને પોતાની દૃષ્ટિએ શુદ્ધ કરવાનું, ક્યાંક સ્પષ્ટ કરવાનું કે ક્યાંક તો પૂર્તિ કરવાનું આ વાર્તિકો કામ કરે છે. વાજસનેયી પ્રાતિશાખ્યમાં, જેનો સમાવેશ વિષય તરીકે થઈ શકે તેવાં સૂત્રો ઉપર, કાત્યાયને સુધારા વગેરે સૂચવવાનો યોગ જતો કર્યો નથી. આ ઉપરથી એટલું સ્પષ્ટ છે કે કાત્યાયન પાણિનિના અનુયાયી ન હતા; મૂળે એ ઐન્દ્ર વ્યાકરણના પક્ષપાતી હતા. મહાભાષ્યમાં તેથી જ પતંજલિએ સ્પષ્ટ સ્વરૂપમાં કાત્યાયનના વધારાઓ ઉપર, પ્રસંગ મળતાં, ટકોર કરી છે.'

આ વિભિન્ન વાર્તિકકારોના ગ્રંથો ઉપર ટીકાગ્રંથો પણ રચાયા હશે એવું 'મહાભાષ્ય'ના કેટલાક નિર્દેશોથી કહી શકાય એમ છે.

(૩) 'પાણિનિની વ્યાકરણ-શાખાના સમર્થ પુરસ્કાર મહર્ષિ પતંજલિએ 'અષ્ટાધ્યાયી' ઉપર મહાભાષ્ય લખીને વ્યાકરણશાસ્ત્રના ઇતિહાસમાં અમરત્વ અને અગ્રપદ ધારણ કર્યું છે. 'નાટ્યશાસ્ત્ર'ના વિષયમાં આચાર્ય અભિનવગુપ્તનો અભિપ્રાય પ્રમાણમૂર્ધન્ય ગણાય છે તેવું જ 'વ્યાકરણશાસ્ત્ર'ના વિષયમાં પતંજલિનું છે. કાત્યાયનથી સંખ્યાબંધ સ્થળે વિરુદ્ધ પડીને એમણે પાણિનિનાં વિધાનોનું સબળ સમર્થન કર્યું છે. મહાભાષ્યલેખનની એમની પદ્ધતિ સમગ્ર સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં અનોખી છે.

પતંજલિએ જે સૂત્રો ઉપર કાત્યાયને વાર્તિક લખ્યાં હતાં તે સૂત્રો ઉપરાંત પોતાને ચર્ચવાં ઠીક લાગ્યાં તેવાં સૂત્રો ઉપર પણ ભાષ્ય લખ્યું છે. આમ ઘણાં સૂત્રો ભાષ્ય વિના રહી જાય છે. આ વિષયમાં એક આખ્યાયિકા એવી કહેવાય છે કે પતંજલિ ભૂર્જપત્રો ઉપર ક્રમશઃ ભાષ્ય લખી પ્રત્યેક સૂત્રવિભાગ અલગ બાંધ્યે જતા હતા. આવી રીતે તૈયાર થયેલા ગ્રંથનાં કેટલાંક સૂત્રોના તે તે ખંડ બકરીઓ ખાઈ ગઈ હતી. આ માલૂમ પડતાં જે સૂત્રોના ખંડ બચ્યા તે સચવાઈ રહ્યા અને આપણને મળતું 'મહાભાષ્ય' રાજતરંગિણી અને વાક્યપદીયમાં જણાવ્યા પ્રમાણે આ મહાભાષ્યની પ્રતો પણ ખૂબ વિકૃત પાઠવાળી થઈ ચૂકી હતી. સદ્ભાગ્યે કાશ્મીરના રાજા જયાપીડના સમય (ઈ. સ. ૭૫૨-૭૮૩)માં એક જ

શુદ્ધ પ્રત બચેલી મળી આવી હતી, જેના ઉપરથી પછી અનેક પ્રતો તૈયાર થઈ દેશમાં વહેતી થઈ હતી.

પાણિનિ, કાત્યાયન અને પતંજલિની એ વિશિષ્ટતા રહી છે કે એમના સમયની જીવંત સંસ્કૃત ભાષાનો એમણે સર્વાંગીણ અભ્યાસ કરી નિર્ણયો સાધી આપ્યા હતા. એક રીતે જીવંત સંસ્કૃત ભાષાના વ્યાકરણ-વિચારની પતંજલિના મહાભાષ્ય સાથે ઇતિશ્રી થાય છે.

(૪) ભર્તૃહરિ અને રાજતરંગિણીકાર કલ્હણના જણાવ્યા પ્રમાણે કોઈ ચંદ્રાચાર્યે વિલુપ્તપ્રાય પાતંજલ મહાભાષ્યનો સમુદ્ધાર કર્યો હતો. 'ચાંદ્ર વ્યાકરણ' તરીકે જાણવામાં આવેલું વ્યાકરણ તે આ ચંદ્રાચાર્યનું રચેલું લેખાય છે. એના ૧-૨-૮૧મા સૂત્રમાં ઉ. ત **अजयत् जर्त्तो हूणान्**-જાટ સરદારે હૂણો ઉપર વિજય મેળવ્યો એ વાત તોરમાણ અને મિહિરકુલના સમયનો નિર્દેશ કરી જાય છે.

(૫) પતંજલિ પછી લગભગ પાંચસેં વર્ષ બાદ વાક્યપદીયકાર ભર્તૃહરિ મહાભાષ્ય ઉપર સં. ટીકા 'દીપિકા' લખનારા તરીકે જાણવામાં આવે છે. આ પાંચસો વર્ષના ગાળાના 'મહાભાષ્ય' ઉપર એક કરતાં વધુ ટીકાઓ રચાઈ હશે એવું ભર્તૃહરિના અહીંતહીંના નિર્દેશોથી સમઝવામાં આવે છે. ભર્તૃહરિનાં વિધાનો એટલાં ચોક્કસ છે કે એને બધા વૈયાકરણો પ્રમાણ માને છે. આ ભર્તૃહરિ માળવાના ગણાધીશ વિક્રમાદિત્યનો ભાઈ હોવાની જનશ્રુતિ છે, તો વળી બીજાઓ વલભીપુર(સૌરાષ્ટ્ર)માં રાજા ધરસેન મૈત્રકના સમયમા થયેલા 'રાવણવધ' નામથી જાણીતા 'ભટ્ટિકાવ્ય'ના કર્તા ભટ્ટિ સાથે એકરૂપ ગણે છે. શતકત્રયીના કર્તા ભર્તૃહરિની સાથે પણ આની અનન્યતા સ્વીકારાઈ છે.

(૬) મહાભાષ્ય ઉપર 'પ્રદીપ' નામની સમર્થ ટીકા કૈયટની જાણવામાં આવી છે. એ કાશ્મીરનો હતો. કૈયટના 'પ્રદીપ' ઉપર ૧૫ જેટલી ટીકાઓ મળે છે, એ જ આ ગ્રંથની મહત્તા માટે પૂરતું છે.

આ પછી (૭) મૈત્રેય રક્ષિત અને (૮) પુરુષોત્તમદેવ એ બે બીજા મહાભાષ્યના ટીકાકારો જાણવામાં આવ્યા છે. પુરુષોત્તમની લઘુવૃત્તિ ઉપર બે ટીકાઓ લખેલી જાણવામાં આવી છે.

(૯) ધનેશ્વર (૧૨ મી શતાબ્દી), (૧૦) શેષ નારાયણ (૧૫ મી શતાબ્દી), (૧૧) વિષ્ણુમિત્ર (૧૬ શતાબ્દી), (૧૨) નીલકંઠ વાજપેયી (૧૬ મી શતાબ્દી), (૧૩) શેષ વિષ્ણુ (૧૬ મી શતાબ્દી), (૧૪) શિવરામેંદ્ર સરસ્વતી (૧૬ મી શતાબ્દી

પછી ) (૧૫) પ્રયાગવેંકટાદ્રિ (અજ્ઞાત સમય), (૧૬) તિરુમલ યજ્વા ( અજ્ઞાત સમય ), (૧૭) કુમારતનય ( અજ્ઞાત સમય ), (૧૮) રાજનસિંહ (અજ્ઞાત સમય), (૧૯) નારાયણ (મોડેના), (૨૦) સર્વેશ્વર દીક્ષિત ( અજ્ઞાત સમય ), (૨૧) ગોપાલકૃષ્ણ શાસ્ત્રી (મોડેના) આ લેખકોએ 'મહાભાષ્ય' પર નાની મોટી ટીકાઓ રચેલી જાણવામાં આવી છે.

કૈયટના 'મહાભાષ્યપ્રદીપ'ના ટીકાકારોમાં નાગેશ ભટ્ટનું નામ મહાન વૈયાકરણ તરીકે જાણીતું છે. 'ઉદ્દ્યોત' નામની આ ટીકાના લેખક નાગેશ ભટ્ટ ઈ સ. ૧૬૭૪–૧૭૫૪માં હયાત હતા, અને મહારાષ્ટ્રિય હતા નાગેશ કે નાગોજી ભટ્ટ નામથી સુવિખ્યાત આ મહાન વૈયાકરણે પ્રથમ 'લઘુમંજૂષા' અને 'લઘુશબ્દેંદુશેખર' નામના ગ્રંથોની રચના કર્યા પછી 'ઉદ્દ્યોત'ની રચના કરી હતી. એમના 'બૃહચ્છબ્દેંદુશેખર' 'પરિભાષેંદુશેખર' 'પરમ લઘુમંજૂષા' 'સ્ફોટવાદ' અને 'મહાભાષ્ય પ્રત્યાખ્યાનસંગ્રહ' એ વ્યાકરણ-તત્ત્વનિરૂપક ગ્રંથો સુપ્રસિદ્ધ છે. ઈ. સ. ૧૬૯૪–૧૭૪૪ માં હયાત વૈદ્યનાથ કિંવા વૈજનાથ પાયગુંડેએ આ 'ઉદ્દ્યોત' ઉપર પાછી વ્યાખ્યા લખી છે. અત્યારે 'નવાહ્નિક' પૂરતી એ છપાઈ છે.

**અષ્ટાધ્યાયી પર વૃત્તિઓ**—અષ્ટાધ્યાયીનાં સૂત્રોની પૂર્વાપર સંબંધ બતાવતી સરળ વૃત્તિઓ સૂત્રાર્થને સ્પષ્ટ કરે છે. સોદાહરણ આવી પ્રથમ વૃત્તિ ખુદ પાણિનિએ જ રચી હોવાનું જાણવામાં આવ્યું છે, પણ આજ એ પ્રાપ્ય નથી. બીજા વૃત્તિકારોમાં કુણિ ( ઈ. સ. ૧૧ મી સદીથી પૂર્વે ), માથુર ( ઈ. સ. ૧૧ મી સદીથી પૂર્વે ), શ્વોભૂતિ ( ઈ. સ. ૧૧ મી સદીથી પૂર્વે ), વરરુચિ ( કાત્યાયન વરરુચિથી અન્ય ), દેવનંદી ( ઈ. સ. ૪૫૦–૫૦૦ ) દુર્વિનીત ( ઈ. સ. પાંચમી સદીનો પાછલો ભાગ), ચુલ્લિ ભટ્ટ ( ઈ. સ. ૬૫૦ પૂર્વે ), નિર્લૂર ( ઈ. સ. ૬૫૦ પૂર્વે ), અને સુપ્રસિદ્ધ કાશિકાવૃત્તિકાર જયાદિત્ય અને વામન ( ઈ. સ. ની ૭ મી સદીનો પૂર્વાર્ધ—આમાં પહેલા પાંચ અધ્યાયની વૃત્તિ જયાદિત્યની અને બાકીના ત્રણ અધ્યાયની વિશેષ પ્રૌઢિવાળી વૃત્તિ વામનની) છે. કાશિકાવૃત્તિ ઉપર જિનેંદ્રબુદ્ધિએ 'વિવરણપંજિકા' લખી છે. એ ઉપરાંત બીજા ઘણાઓએ પણ ટીકાઓ લખી છે.

અષ્ટાધ્યાયી ઉપર ભાગવૃત્તિકાર ભર્ત્રીશ્વર, ભટ્ટ જયંત, કેશવ, ઇંદુમિત્ર, મૈત્રેય રક્ષિત, પુરુષોત્તમદેવ, શરણદેવ, ભટ્ટોજી દીક્ષિત, અપ્પય્ય દીક્ષિત, નીલકંઠ વાજપેયી, અન્નંભટ્ટ, ગોપાલકૃષ્ણ શાસ્ત્રી, ઓરંભટ્ટ અને દયાનંદ સરસ્વતીએ પણ ટીકારૂપની વૃત્તિઓ રચી છે. બીજા પણ થોડા વૃત્તિકારો જાણવામાં આવ્યા છે.

આમાંથી ભટ્ટોજી દીક્ષિતની વૃત્તિ ' શબ્દકૌસ્તુભ ' નામથી જાણીતી છે, જેના ઉપર વાગેશ ભટ્ટ, વૈદ્યનાથ પાયગુંડે, વિદ્યાનાથ શુક્લ, રાઘવેન્દ્રાચાર્ય, કૃષ્ણમિત્ર અને ભાસ્કર દીક્ષિતની ટીકાઓ છે. આ ' શબ્દકૌસ્તુભ 'ના ખંડનરૂપે પંડિતરાજ કવિ જગન્નાથે ' કૌસ્તુભખંડન ' લખેલું છે.

**પ્રક્રિયાગ્રંથો**—અષ્ટાધ્યાયી વ્યાકરણની રચના એવી છે કે કોઈ પણ એક વિષય કે પ્રક્રિયાનું જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો એક જ સ્થળે મળી શકતું નથી અને તેથી સમગ્ર ગ્રંથનુ અધ્યયન આવશ્યક બને છે. આમાંથી મુક્ત કરવા કેટલાક વિદ્વાનોએ પ્રકરણ યા પ્રક્રિયાવાર વિષયવિભાગ કરી, જરૂરી સૂત્રો અહીં તહીંથી ખેંચી એકઠાં કરી આપ્યાં છે. આનાથી વ્યાકરણનું વિષયવાર ક્રમિક જ્ઞાન ખૂબ સરળ બને છે. ભટ્ટોજી દીક્ષિતની ' સિદ્ધાંતકૌમુદી ' એનું સર્વોચ્ચ સર્વાંગપૂર્ણ ઉદાહરણ છે. આ દિશામાં ધર્મકીર્તિ ( ઈ. સ. ૧૧ મી સદીનો ઉત્તરાર્ધ ). નો ' રૂપાવતાર ', અજ્ઞાત લેખકનો ' પ્રક્રિયારત્નાકર ', વિમલસરસ્વતી- ( ઈ. સ. ૧૪ મી સદીથી પૂર્વે )ની ' રૂપમાલા ', રામચંદ્ર ( ઈ. સ. ૧૫ મી સદીનો પૂર્વાર્ધ )ની સુપ્રસિદ્ધ ' પ્રક્રિયાકૌમુદી ' ભટ્ટોજી દીક્ષિતથી પૂર્વના ગ્રંથો છે.' તો વરદરાજની ' મધ્યસિદ્ધાંતકૌમુદી ' અને ' લઘુસિદ્ધાત-કૌમુદી ' એ પછીના અને ' સિદ્ધાંતકૌમુદી 'ની ટૂંકાવવામાં આવેલી આવૃત્તિઓ છે.

**ભટ્ટોજી દીક્ષિત**—' સિદ્ધાંતકૌમુદી ' અને એના ઉપરની સ્વોપજ્ઞ ટીકા ' પ્રૌઢમનોરમા'થી સમગ્ર ભારતવર્ષના વૈયાકરણોમાં માનવંતું સ્થાન પ્રાપ્ત કરી ચૂકેલા તો 'ભટ્ટોજી દીક્ષિત' છે. એમનો જીવનકાલ ઈ. સ. ૧૫૫૦–૧૬૩૦ નો સિદ્ધ છે.

એઓ જ્ઞાતિએ આંધ્ર તૈલંગ બ્રાહ્મણ હતા અને કર્ણાટકમાં આવેલા ' ગિરિકિંગ્દલૂર ' નામક ગામમાં જન્મ્યા હતા. તેજપુર થઈ એઓ વિશેષ

અભ્યાસ કરવા કાશીના એ સમયના સુપ્રસિદ્ધ વિદ્વાન 'રામકૃષ્ણ' પાસે જઈ રહ્યા હતા. એમના પિતાનું નામ લક્ષ્મીધર હતું અને મોસાળનો સંબંધ મહારાષ્ટ્ર સાથે હતો. એમનો પુત્ર અમરકોશ–ટીકાકાર ભાનુજી દીક્ષિત પોતાના મંગલાચરણમાં જણાવે છે તે પ્રમાણે ભટ્ટોજીનાં પત્નીનું નામ 'બલવી' હતું. ભટ્ટોજી દીક્ષિતના નાના ભાઈનું નામ રંગોજી ભટ્ટ હતું. એમના પુત્ર કૌંડભટ્ટે 'વૈયાકરણભૂષણ' નામનો ગ્રંથ લખ્યાનું જાણીતું છે. સુપ્રસિદ્ધ નાગેશ ભટ્ટના ગુરુ હરિ દીક્ષિત ભટ્ટોજી દીક્ષિતના પૌત્ર થાય. ભટ્ટોજી દીક્ષિતે વ્યાકરણશાસ્ત્રનો અભ્યાસ જેમ 'શેષકૃષ્ણ' પાસે કર્યો હતો તેમ વેદાંત અને મીમાંસાનો અભ્યાસ સુપ્રસિદ્ધ શાંકર પંડિત અપ્પય્ય દીક્ષિત (મૃત્યુ ઈ. સ. ૧૫૮૩) પાસે કર્યો હતો, એના એક બીજા ગુરુ શંકર ભટ્ટ હતા, જેમણે અકબર પાસેથી 'પંડિતાગ્રણી'ની પદવી પ્રાપ્ત કરી હતી. ભટ્ટોજી દીક્ષિતને સુપ્રસિદ્ધ પંડિતરાજ જગન્નાથ સાથે ઈ સ. ૧૬૨૧ માં 'વાદ' થયો હતો. જગન્નાથે 'શબ્દકૌસ્તુભ-ખંડન' અને 'મનોરમાકુચમર્દન' એ બે ગ્રંથો ભટ્ટોજી દીક્ષિતના બેઉ ગ્રંથોના ખંડનરૂપે લખેલા જાણીતા છે.

**એમના ૩ ગ્રંથ**—ઉપર સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે ભટ્ટોજી દીક્ષિતે પાણિનીય અષ્ટાધ્યાયી વ્યાકરણ ઉપર 'શબ્દકૌસ્તુભ' નામનું વિવરણ, પ્રક્રિયાઓને લક્ષ્યમાં રાખી પ્રકરણવાર 'સિદ્ધાંતકૌમુદી' અને સિ. કૌ. ઉપર સ્વોપજ્ઞ ટીકા 'પ્રૌઢ મનોરમા' લખ્યાં છે. આ ટીકામાં એમણે કેટલેક સ્થળે ગુરુ શેષકૃષ્ણના અભિપ્રાયોથી વિરુદ્ધ જઈ અભિપ્રાયો આપ્યા છે. આ જ કારણે જગન્નાથે પોતાના ખંડનાત્મક ગ્રંથોમાં ભટ્ટોજી દીક્ષિતને 'ગુરુદ્રોહી'ની ગાળ આપી છે.

ભટ્ટોજી દીક્ષિતના 'મીમાંસા' અને 'ધર્મશાસ્ત્ર' ઉપર પણ ગ્રંથો છે. એ રીતે એ મોગલયુગના 'સંસ્કૃત–પુનર્જીવન' કાલના એક મહાસમર્થ પંડિત હતા.

**સિદ્ધાંતકૌમુદી**—આ ગ્રંથની સર્વોપયોગિતા અને સર્વોપકારકતાને લક્ષ્યમાં લઈ સમર્થ પંડિતોએ એના ઉપર સં. ટીકાઓ લખી છે. એમાંની સમર્થ અને ખૂબ પ્રચલિત એવી ટીકા (૧) જ્ઞાનેન્દ્રસરસ્વતીની 'તત્ત્વબોધિની' છે. ઝીણવટ–ભરી રીતે લખવામાં આવેલી આ ટીકા ચર્ચાસ્પદ એક પણ મુદ્દો જવા દેતી નથી. (૨) નીલકંઠ વાજપેયીની 'સુખબોધિની',

૩) રામાનંદની 'તત્ત્વદીપિકા' (હલન્ત સ્ત્રીલિંગ સુધી તૂટક), (૪) (૫) નાગેશ ભટ્ટના 'બૃહચ્છબ્દેંદુશેખર' અને 'લઘુશબ્દેંદુશેખર', (૬) રામકૃષ્ણની 'રત્નાકર' ટીકા, (૭) રંગનાથ યજ્વાની 'પૂર્ણિમા,' (૮) કૃષ્ણમિત્રની 'રત્નાર્ણવ', (૯) રામચંદ્રની 'વૈદિક અને સ્વર-પ્રક્રિયા' પૂરતી વ્યાખ્યા, (૧૦) જયકૃષ્ણની 'સ્વરપ્રક્રિયા'ની, (૧૧) ભૈરવમિશ્રની 'લિંગાનુશાસન' પૂરતી ટીકા, (૧૨ થી ૨૨) ઉપરાંત તિરુમલ દ્વાદશાહયાજી, તોપ્પલ દીક્ષિત, ચાર અજ્ઞાત ટીકાકારો, લક્ષ્મીનૃસિંહ, શિવરામચંદ્રસરસ્વતી, ઇન્દ્રદત્તોપાધ્યાય, સારસ્વત મૂઢ મિશ્ર અને વલ્લભની ટીકાઓ રચાઈ છે. અર્વાચીન યુગમાં 'બાલમનોરમા' જેવી ટીકાઓ પ્રસિદ્ધ થઈ છે. સિ.કૌ.નો અંગ્રેજી અનુવાદ 'બસુ'નો પ્રસિદ્ધ થયેલો છે. શ્રી. 'રે'નો પણ વિવેચનાત્મક અનુવાદ ખૂબ જાણીતો છે.

ભટ્ટોજી દીક્ષિતના કાર્યથી સંતોષ નહિ પામેલા વિદ્વાનોએ એમની 'પ્રૌઢ મનોરમા'ના ખંડનમાં ગ્રંથ લખ્યા છે. એવાઓમાં શેષવીરેશ્વરના કોઈ એક પુત્રના નામનો નિર્દેશ પંડિતરાજ જગન્નાથ કવિએ 'મનોરમાકુચમર્દન'માં કર્યો છે. આ ગ્રંથ અત્યારે અપ્રાપ્ય છે. ચક્રપાણિદત્તનો ગ્રંથ અપૂર્ણ પ્રસિદ્ધ થયો છે. જગન્નાથનો 'મનોરમાકુચમર્દન' પણ અપૂર્ણ પ્રસિદ્ધ થયો છે. જગન્નાથે 'શબ્દકૌસ્તુભ' ઉપર પણ ખંડનાત્મક ગ્રંથ લખ્યો છે એ આ પૂર્વે કહેવાયું છે.

**સિદ્ધાંતકૌમુદીની આયોજના**—ઉપર એ સૂચવાયું છે કે સિ. કૌ.માં વિષયવાર પ્રકરણો જુદાં પાડી, 'અષ્ટાધ્યાયી'માંથી તારવીને સૂત્રો આપી, સૂત્રવાર પ્રાચીન વૃત્તિ આપી, એના ઉપર ઉદાહરણાદિ આપવામાં આવ્યાં છે. આ ગ્રંથના લેખકે 'પૂર્વાર્ધ' અને 'ઉત્તરાર્ધ' એમ બે ભાગ કરી 'પૂર્વાર્ધ'માં 'સંજ્ઞા' 'પરિભાષા' 'સંધિઓ', 'નામો'નાં ૬ પ્રકરણોમાં 'રૂપાખ્યાનોની સિદ્ધિ', 'અવ્યયો' 'સ્ત્રી-પ્રત્યયો' 'કારક' 'સમાસ' અને 'તદ્ધિત પ્રત્યયો'ની પ્રક્રિયાઓ સર્વાંગપૂર્ણ આપી છે, જ્યારે 'ઉત્તરાર્ધ'માં ધાતુઓનાં દસ કાળ અને અર્થનાં રૂપાખ્યાનોની સિદ્ધિ, સાધિત રૂપાખ્યાનોની દસ પ્રક્રિયા, 'કૃત્પ્રત્યયોનું ઉણાદિ પ્રત્યયો સહિત નિરૂપણ', 'વૈદિકી પ્રક્રિયા' અને 'સ્વરપ્રક્રિયા', તથા 'લિંગાનુશાસન' આટલી વસ્તુઓ આપી છે. 'અષ્ટાધ્યાયી'નાં પ્રાયઃ બધાં સૂત્રો આ ગ્રંથમાં યથાસ્થાન સમાવી લેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. રામચંદ્રની 'પ્રક્રિયાકૌમુદી' વગેરે આ

પૂર્વના ગ્રંથોની પદ્ધતિ આ જ પ્રકારની છતાં એ બધા પ્રક્રિયાકારોએ જરૂર પૂરતાં અમુક અમુક સૂત્રોથી જ ચલાવી લીધું હતું.

**થોડી જટિલતા**—વિષયવાર સૂત્રોને ફાળવી લેવામાં આવતાં 'અનુવૃત્તિ' ઉપર સાવધાની રાખવાની અનિવાર્યતા ઊભી થાય છે. વિદ્યાર્થીઓને સૂત્રોનો અસલ ક્રમ યાદ નથી જ હોતો તેથી મુખ્યત્વે 'વૃત્તિ' ઉપર જ આધાર રાખવો પડે છે. આવી સ્થિતિમાં થયેલાં કેટલાંક વિધાન કેટલીક વાર ગૂંચવણ ઊભી કરે છે. આને જ કારણે 'પર' 'નિત્ય' 'અંતરંગ' અને 'અપવાદ' સૂત્રોનો યથાતથ ખ્યાલ ઊભો થતો નથી. એટલે વિદ્યાર્થીએ ભટ્ટોજી દીક્ષિતનાં વિધાનોને જ હૃદયમાં દૃઢ રીતે ઉતારવાનાં રહે છે. અને પ્રાથમિક વિદ્યાર્થીઓને તો આ ગ્રંથ દુરૂહ જ બની રહે છે. આ મુશ્કેલી છતાં ભટ્ટોજી દીક્ષિતની 'અષ્ટાધ્યાયી'ના સિદ્ધાંતોને સ્પષ્ટ કરી પ્રમાણશુદ્ધ વ્યાકરણ આપવાની જબ્બર સેવા સમગ્ર સંસ્કૃત વાઙ્મયમાં અદ્વિતીય પ્રકારની થઈ છે અને 'વૈયાકરણ-સિદ્ધાંતકૌમુદી' સંજ્ઞા સમગ્ર રીતે અન્વર્થક બની રહી છે. વ્યાકરણના સમગ્ર સિદ્ધાંતો યથાતથ આ મહાન ગ્રંથમાં નિરૂપાયા છે.

## 'મધ્યસિદ્ધાંતકૌમુદી' અને 'લઘુસિદ્ધાંતકૌમુદી'

પંડિત વરદરાજે ગુરુની સિ. કૌ. ઉપરથી આ ગ્રંથો લખ્યા છે. મ. સિ. કૌ.માં વિદ્યાર્થીઓને સરળતા થાય એ માટે જરૂર પૂરતો ગ્રંથભાગ તારવી આપ્યો છે, જ્યારે 'લઘુસિદ્ધાંતકૌમુદી' એ મ. સિ. કૌ.નો આરંભના વિદ્યાર્થીઓ માટેનો સંક્ષેપ છે. આ બેઉ ગ્રંથોમાં 'સમાસ' 'તદ્ધિત'ને કૃદંતો પછી અને 'વૈદિકી પ્રક્રિયા' પૂર્વે મૂકી આટલો ક્રમભેદ કર્યો છે. મ. સિ. કૌના આરંભમાં જણાવ્યા પ્રમાણે ભટ્ટોજી દીક્ષિત વરંદરાજના ગુરુ થતા હતા. લ. સિ. કૌ.માં વૈદિકી પ્રક્રિયા વગેરે છેલ્લાં પ્રકરણ આપવામાં આવ્યાં નથી.

## પાઠ્યભાગ

અહીં પ્રસિદ્ધ થતા 'પાઠ્યભાગ'માં યુનિવર્સિટીએ નિશ્ચિત કરેલા અંશનો સમાવેશ થાય છે. સિ. કૌ. માં જરૂરી બધી જ સંજ્ઞાઓ 'સંજ્ઞા પ્રકરણ'માં આવતી નથી. 'સંજ્ઞા'ઓ મુખ્યત્વે બે પ્રકારની છે : વ્યાપક સંજ્ઞાઓ અને પાણિનિને અભીષ્ટ વિશેષ સંજ્ઞાઓ.

**વ્યાપક સંજ્ઞાઓ**—[પ્રત્યાહાર] સ્વર હ્રસ્વ દીર્ઘ પ્લુત ઉદાત્ત અનુદાત્ત સ્વરિત અનુનાસિક અનુસ્વાર સવર્ણ–પૂર્વસવર્ણ–પરસવર્ણ પ્રયત્ન વિસર્જનીય [જિહ્વામૂલીય ઉપધ્માનીય સ્પર્શ અંતસ્થ (અર્ધસ્વર) ઊષ્માક્ષર વિવાર સંવાર શ્વાસ નાદ ઘોષ અઘોષ અલ્પપ્રાણ રેફ (= રકાર, વાર્તિકમાં)] વૃદ્ધિ ગુણ ધાતુ નિપાત ઉપસર્ગ ગતિ વિભાષા **अन्यतरस्याम्** અવસાન સંહિતા પદ સંયોગ સ્થાની લોપ યમ આમ્રેડિત પદાંત પ્રગૃહ્ય [પ્રકૃતિભાવ] પ્રત્યય [(ઉપસંખ્યાન' વાર્તિક 'માં)] પ્રાતિપદિક લિંગ પરિમાણ સંબોધન કારક વિભક્તિ કર્મ અનભિહિત અભિહિત અકથિત કર્મપ્રવચનીય કર્તા કરણ હેતુ સંપ્રદાન ભાવવચન વચન **तुम्** [ઉપપદ વિભક્તિ] અપાદાન આખ્યાત ક્રિયા સર્વનામ સંબંધ [અનાદરે ષષ્ઠી–સતિ સપ્તમી] અધિકરણ પ્રથમા (વગેરે વિભક્તિઓ)

**પાણિનિને અભીષ્ટ વિશેષ સંજ્ઞાઓ**—પ્રત્યાહારોની **अच्** વગેરે, **इत्** (=લોપ), **अत्–इत्–उत्** વગેરે **तपर**, **उदित्** (**कु पु** વગેરેની વર્ગવાચક), **टित्** (= **ट्**ના લોપવાળી), **कित्** (**क्**ના લોપવાળી), **मित्** (**म्**ના લોપવાળી), **ङित्** (**ङ्**ના લોપવાળી), **टि** (=ઉપાંત્ય સ્વરસહિતની શ્રુતિ), **डाच्** (=અંત્ય '**आ**' પ્રત્યય), **शे** (**अस्मे** વગેરેમાં સૂચિત '**ए**' પ્રત્યય), **कुक्** (=**क्** મધ્યગ), **टुक्** (= **ट्** મધ્યગ), **घुट्** (=**घ्** મધ્યગ), **तुक्** (=**त्** મધ્યગ), **ङमुट्** (**ङ ण् न्** મધ્યગ), **सुट्** (**स्** મધ્યગ), **लुप्** (=લોપ), **ल्यप्** (સં. ભૂ. નો **य**) વગેરે.

આ પછી આવી બીજી અનેક સંજ્ઞાઓ પોતાને ઉક્તિલાઘવ સાચવવા અને એકબીજાથી અલગ પાડવા પાણિનિએ નવી ઊભી કરેલી આગવી સંજ્ઞાઓ છે. પછીના મોટા ભાગના સ્વતંત્ર વ્યાકરણકારોએ એ સ્વીકારી નથી, સ્વીકારી હોય ત્યાં પોતાને અભીષ્ટ ફેરફારો સાથે.

**પરિભાષા**—સૂત્રોનો અર્થ કેમ કરવો એ 'પરિભાષા'નો વિષય છે. આ પરિભાષાના ત્રણ પ્રકાર છે: (૧) વાચનિકી—પાણિનિએ સૂચવેલી, (૨) જ્ઞાપકસિદ્ધા—પાણિનિનાં સૂત્રોમાંથી ઊભી થતી, અને (૩) ન્યાયસિદ્ધા—વ્યવહારમાંથી ઊભી થતી. આમાંની છેલ્લી બે કાતો 'વાર્તિકો'માં સૂચવાયેલી છે, યા તો પતંજલિના મહાભાષ્યમાં. આમાંની પ્રથમની બે સં. વ્યાકરણને લગતી છે અને એમાં વ્યાકરણવિષયક સંકેતો મળે છે. ત્રીજી વ્યાકરણ-વિચારમાં જ ઉપયોગી છે એવું નથી, બીજાં શાસ્ત્રોમાં

પણ એનો ઉપયોગ છે. ‘પરિભાષાઓ’ પણ શાસ્ત્રવિચારમાં મહત્ત્વનું અંગ છે એ નાગેશ ભટ્ટના ‘પરિભાષેંદુશેખર’ જેવા ગ્રંથથી જ સમજી શકાય.

ઉપર યથાસ્થાન સૂત્રોમાં થયેલી વિભક્તિઓના ઉપયોગથી સૂત્રનો અર્થ કેમ કરવો એ સૂચવાઈ ગયું છે, ‘પરિભાષા પ્રકરણ’ના અંત ભાગમાં ‘**स्वरितेनाधिकारः** ૧–૩–૧૧’ એ સૂત્રના વિવેચનમાં આપેલા ત્રણ પરિભાષા–પ્રતીકો ખૂબ મહત્ત્વનાં છે. ત્યાં ‘પર’ ‘નિત્ય’ ‘અંતરંગ’ ‘અપવાદ’ ‘બહિરંગ’ અને ‘અકૃતવ્યૂહતા’ આ છ પરિભાષા સમજવા જેવી છે. એના જ્ઞાનથી સૂત્રોના બલાબલનો નિર્ણય કરવાની સરળતા થાય છે.

**પર**—‘**विप्रतिषेधे परं कार्यम्** ૧–૪–૨’ એ સૂત્રમાં સવાસાત અધ્યાયનાં સૂત્રોમાં થયેલાં વિધાનોમાં પૂર્વ–પૂર્વના વિધાનો કરતાં પછી પછીનાં તદ્વિષયક વિધાનોની બલવત્તા સ્પષ્ટ કરવામાં આવી છે.

**નિત્ય**—પરંતુ જો ‘નિત્ય’ વિધાન હોય તો એ ‘પર’ના વિધાન કરતાં બલવત્તર થાય છે.

**અંતરંગ**—એમાં પણ જો ‘અંતરંગ’ હકીકત નિર્દિષ્ટ હોય છે તો તો એ ‘પર’ અને ‘નિત્ય’ બેઉ પ્રકારનાં વિધાનોથી બલવત્તર બની રહે છે.

**અપવાદ**—પરંતુ ‘અપવાદ’ સૂચવવામાં આવ્યો હોય તો એ પેલાં ત્રણે કરતાં બળવાન હોય છે.

**બહિરંગ**—‘અંતરંગ’થી સ્પષ્ટ હોય તેને ‘બહિરંગ’ વિધાન કોઈ પણ રીતે બાધક થઈ શકતું નથી.

**અકૃતવ્યૂહતા**—એક વાર એક વિષય સિદ્ધ થઈ ચૂક્યો હોય અને કાર્ય પૂર્ણ થઈ ચૂક્યું હોય, તો પછી બીજાં ગમે તેટલાં વિધાન હોય, પૂર્વની સિદ્ધ વસ્તુને એ કોઈ પણ પ્રકારનો બાધ ઊભો કરી શકતાં નથી.

આ પરિભાષાઓની જ્ઞાનેંદ્રસરસ્વતીએ સિ. કૌ.ની ‘તત્ત્વબોધિની’ ટીકામાં કરેલી સ્પષ્ટતા ખૂબ ઉપકારક થઈ પડશે. એનો સંક્ષેપ આ છે:

(૧) ‘પૂર્વ’ કરતાં ‘પર’ની બલવત્તા: જ્ઞાનેંદ્રસરસ્વતી જણાવે છે કે किञ्च अष्टाभ्य औश् (૭–૧–૨૧) इत्यस्य दिग्योगे पञ्चमीत्वेन पूर्वपरसाधारणतया अष्टनोऽङ्गाज्जश्शसोरित्युक्तेऽप्यष्टनोऽङ्गसंज्ञा-निमित्तभूतौ यौ जश्शसौ तावेव शीघ्रोपस्थितिकावित्यष्टन्शब्दा-

द्वुत्तरयोरेव औश् स्यात् न तु पूर्वयोरिति दिक्–(નિ. સા, આવૃત્તિ, પૃ. ૧૨)–'अष्टाभ्य औश्' એ સૂત્ર अष्टन् શબ્દ પછી પ્રથમા બ. વ.-ના जस् :અને દ્વિતીયા બ. વ.ના शस् પ્રત્યયને સ્થાને औ આદેશ થવાનું વિધાન કરે છે. અહીં ત્રણ પરિભાષા આંખ સામે આવે છે: 'अलोऽन्त्यस्य (૧–૧–૫૨)' એ સૂત્ર પ્રમાણે जस्–शस्ના અંત્ય स्ને જ માત્ર औ થાય; 'आदेः परस्य (૧–૧–૫૪)' એ સૂત્રથી जस्–शस્ના આદિ ભાગ ज–श ( 'ज्–श्' ના લોપે અવશિષ્ટ 'अ' ) નો औ થવા જાય; ત્યાં 'अनेकाल् शित्सर्वस्य (૧–૧–૫૪)' એ સૂત્ર જેમાં श् इत्=લોપસંજ્ઞક હોય તેવો આદેશ કોઈ એક ખંડને ન થતાં સમગ્રને થાય એમ કહે છે, તેથી ન તો એકલા 'ज–श (=अ નો કે ન તો એકલા અંત્ય 'स्' નો औश् થાય, પરંતુ સમગ્ર जस्–शस्નો औश् થાય એમ કહે છે. સૂત્રક્રમ પ્રમાણે आदे॰ સૂત્ર ૫૪મું છે, જ્યારે अनेकाल्॰ સૂત્ર ૫૫મું છે, એટલે 'विप्रतिषेधे परं कार्यम् (૧–૪–૨)' એ સૂત્રમાં વિધાન કર્યું છે તે પ્રમાણે સવાસાત અધ્યાયોમાં પહેલાં કરેલા વિધાનથી પછી કરેલું વિધાન જુદું કાંઈ કહેતું હોય તો એ પછીનું વિધાન પ્રબળતા ધારણ કરે, એ ન્યાયે अनेकाल्નું વિધાન અહીં કારગત નીવડે છે. અને अष्टाभ्यःમાં પાંચમી વિભક્તિ છે તેથી 'तस्मादित्युत्तरस्य (૧–૧–૬૭)' પ્રમાણે પછીના जस्–शस्નો જ આદેશ औश् થાય; પૂર્વના 'तस्मिन्निति निर्दिष्टे पूर्वस्य (૧–૧–૬૬)' એ સૂત્રમાં બતાવ્યા પ્રમાણે जस्–शस्-ની પહેલાંના अष्टन्નો આદેશ औश् ન થાય.

આમ 'પૂર્વ' કરતાં 'પર'ની પ્રબળતાનું આ ઉદાહરણ થયું.

૨. 'પર' કરતાં વળી 'નિત્ય'ની પ્રબળતા : यथा—तुदादिभ्यः शः (૩-૧-૭૭)' तुदति । 'रुधादिभ्यः श्नम्) (૩-૧-૭૮)' रुणद्धि । परमपि लघूपधगुणं बाधित्वा नित्यत्वात् शश्नमौ (નિ. સા. આવૃત્તિ, પૃ. ૧૨) —અહીં तुद्=ति અને रुध्+ति એવું કર્યા પછી तुद् વગેરે છઠ્ઠા ગણના ધાતુઓને श (=अ) અને रुध् વગેરે સાતમા ગણના ધાતુઓને श्नम् (=न) વિકરણ લાગવાનું ઉપરનાં બે સૂત્રોથી અનુક્રમે વિધાન કરવામાં આવે છે, જ્યારે 'पुगन्तलघूपधस्य गुणः (૭–૩–૮૬)' એ સૂત્રથી ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થવાનું થાય છે, અને વચ્ચે પેસી જઈને આગમથી તે તે વિકરણ ઉમેરાય છે. આમાં વિકરણનું લાગવું 'નિત્ય'

કોટિનું છે. पुगन्त० એ સૂત્રક્રમમાં સાતમા અધ્યાયનું હોઈ ' પર ' તરીકે ગુણ કરે, પરંતુ પ્રથમનાં સૂત્રો ' નિત્ય ' (અનિવાર્ય) કોટિનાં હોઈ 'ગુણ'નો બાધ કરે છે. જે કાર્યની પહેલાં યા કાર્યની પછી અનિવાર્ય રીતે અસર કરે છે તે ' નિત્ય ' કહેવાય છે. આમ तुद्—रुध् ના तोद्-रोध् કર્યા પહેલાં કે પછી પણ વિકરણ તો અનિવાર્ય રીતે ઉમેરાય જ છે; જ્યારે ' ગુણ ' એ એવો નિત્ય નથી જ. श અને श्नम् વિકરણો शित् [એટલે ङित् કોટિના છે અને તેથી ગુણ થવા દે તેવા પ્રકારના નથી, તેથી અહીં ' ગુણ 'નું કશું ચાલતું નથી અને तुदति-रुणद्धि] રૂપો જ થાય છે.

આ ' પર ' કરતાં ' નિત્ય'ની પ્રબળતાનાં ઉદાહરણ છે.

૩. 'પર' કરતાં 'અંતરંગ' ની પ્રબળતા : यथा-उभये देवमनुष्याः । इह 'प्रथमचरमतयाल्पार्धकतिपयनेमाश्च (१-१-३३)' इति परमपि विकल्पं बाधित्वा 'सर्वादीनि सर्वनामानि (१-१-२७)' इति सर्वनामसंज्ञा, विभक्तिनिरपेक्षत्वेनान्तरङ्गत्वात् । ' (પૃ. ૧૨) —'प्रथम०' એ સૂત્રથી પ્રથમા વિભક્તિ બહુવચનમાં प्रथमे—प्रथमाः એવાં વૈકલ્પિક રૂપ થાય છે; અને सर्वादीनि० એ પૂર્વસૂત્ર બાધક નીવડી 'उभय'ની સર્વનામ સંજ્ઞાથી પ્રાપ્ત 'ई' આદેશનું અંતરંગ-દરજ્જે શાસન કરે છે, અને તેથી उभयाः રૂપ થઈ શકતું નથી. વિભક્તિકાર્ય શું કરવાનું છે એની 'સર્વનામ સંજ્ઞા'ને કાંઈ પડી નથી; અને પછી 'जशः शी (७-१-१७)' થી અકારાંત સર્વનામોને शी (=ई) થતાં ગુણ થાય છે. उभय એ तय-પ્રત્યયાંત હોઈ વિકલ્પને અધીન બનવા જતાં આ બાધ 'અંતરંગતા'ને કારણે થયો છે.

આ ' પર ' કરતાં ' અંતરંગ'ની પ્રબળતાનું ઉદાહરણ છે.

'નિત્ય' કરતાં 'અંતરંગ'ની પ્રબળતા : यथा—ग्रामणिनी कुले । नित्यमपि 'इकोऽचि विभक्तौ (७-१-७३) इति नुमं बाधित्वा 'ह्रस्वो नपुंसके प्रातिपदिकस्य (१-२-४७)' इति ह्रस्वः । कृते तु नुमि अनजन्तत्वाद् ह्रस्वो न स्यात् । ' (પૃ. ૧૨)—ग्रामणी + ई (સ્ત્રીલિંગ પ્રત્યય) એને इकोचि० સૂત્રથી नुम् થવા જાય, અને नुम् ભધ્યગ ' નિત્ય ' છે તે પ્રબળ બને તો હ્રસ્વ ન થઈ શકે. આમાં ह्रस्वो० એ સૂત્ર અંતરંગ કોટિનું—દીર્ઘાંતને માટેનું જ સૂત્ર છે, તેથી नुम् લાગતાં

છતાંય શબ્દાંત દીર્ઘ ईનો હ્રસ્વ કરી નાખે છે અને **ग्रामणि + न् +**
**ई = ग्रामणिनी** રૂપ બને છે.

આ 'નિત્ય' થી 'અંતરંગ'ની પ્રબળતાનું ઉદાહરણ છે.

**૪. 'અંતરંગ' કરતાં 'અપવાદ'ની પ્રબળતા : यथा—दैत्यारिः**
**श्रीशः । परमपि सवर्णदीर्घं बाधित्वा तदन्तरङ्गत्वाद् गुणे यणि**
**च प्राप्तेऽपवादत्वात् सवर्णदीर्घः ।** (પૃ. ૧૨) **दैत्य + अरिः,**
**श्री + ईशः**—આવા સંયોગોમાં **'आद् गुणः** (૬-૧-૮૭) અને **'इको**
**यणचि** (૬-૧-૭૭)' એ અંતરંગ કાર્ય હોઈ **अकः सवर्णे॰** (૬-૧-
૧૦૧) એ 'પર' સૂત્રને બાધક થવા જઈ સવર્ણ દીર્ઘ થવા દે નહિ,
પરંતુ **अकः सवर्णे॰** એ સૂત્ર 'અપવાદ' સૂત્ર હોવાથી પેલાં અંતરંગ
કાર્ય સૂચવતાં સૂત્રોનું કશું ચાલતું નથી અને સવર્ણ-દીર્ઘતા થઈ **दैत्यारिः**
અને **श्रीशः** એમ સંધિ થાય છે.

આ 'અંતરંગ'થી 'અપવાદ'ની પ્રબળતાનાં ઉદાહરણ છે.

**૫. 'અંતરંગ' પાસે 'બહિરંગ'ની અસિદ્ધતા : तेन**
**पचावेदमित्यादौ 'एत ऐ** (૩-૪-૯૩)' **इत्यैत्वं न ।** (પૃ. ૧૨)—
આજ્ઞાર્થમાં પ્રથમ પુરુષમાં વર્તમાનકાળે આત્મનેપદે થયેલા **ए-वहे-महे** ને
સ્થાને **ऐ—वहै-महै** થાય છે તે બહિરંગ કાર્ય છે અને **पचाव + इदम्**
ની સંધિથી થયેલા **पचावेदम्**ના 'ए' ને લાગુ પડી શકતું નથી, કારણ
કે એ 'અંતરંગ' કાર્ય છે, એટલે કે સંધિથી પ્રાપ્ત કાર્ય છે.

**૬. અકૃતવ્યૂહતા :** પાણિનિએ બાંધેલા સિદ્ધાંતોમાં ક્યાંય કાવા-
દાવા નથી. અદાલતમાં આજે આરોપી નિર્દોષ છૂટ્યા પછી પણ 'અપીલ'
દ્વારા એના ઉપર ફરી મુકદ્દમો ચલાવી, પુરવાર થાય તો, સજા પણ
કરવામાં આવે છે. પાણિનીય સિદ્ધાંતોનું એવું નથી. એક વસ્તુ સિદ્ધ થઈ
ચૂકી અને કાર્ય સંપૂર્ણ થઈ ગયા પછી એને અસર કરે તેવાં પછી
બીજાં વિધાન થતાં હોય તો એવાં વિધાનોનું કશું જ ચાલતું નથી.
**'यथा 'निपेदुषीम्' इत्यादौ श्वसोरिटमन्तरत्वात् प्राप्तमपि भाविना**
**संप्रसारणेन वलादित्वं नङ्क्ष्यतीत्यालोच्य न कुर्वन्तीत्यर्थः ।** (પૃ. ૧૨)
—અહીં **निपेदिवस् + ई** માં **'वसोः संप्रसारणम्** (૬-૪-૧૩૧) થી
**वस्** ના વનું સંપ્રસારણ = उ થાય છે. અહીં **आर्धधातुकस्य इड्**

(-इ) આગમ થાય એવા વિધાનથી **सेद् + इ + उस् + ई** આવી સ્થિતિ ઊભી થાય, પરંતુ સંપ્રસારણ થઈ ચૂક્યાને કારણે '**वस्**' પ્રત્યય રહ્યો નથી, **उस्** થઈ ચૂક્યો છે—આમ કાર્ય પૂર્ણ થઈ ગયું છે, તેથી '**इ**' આગમ થવાની કોઈ પરિસ્થિતિ જ બચી નથી.

**સંધિઓ અને કારકો**—આ પ્રકરણોમાં કેટલેક સ્થળે ખાસ પ્રકારની સાવધાની રાખવા જેવું હોય છે; જેમ કે—**मनोरथ** શબ્દ છે. અહીં **मनस् + रथः** એવું છે ત્યાં '**ससजुषो रुः** (૮–૨–૬૬) પ્રમાણે **स्** નો **रु** થાય છે; **रु** **उदित** છે તેથી બચેલા **र्** પછી **रथ** નો **र्** આવતો હોઈ '**रो रि** (૮–૩–૧૪)' પ્રમાણે એક **र्** નો લોપ થતાં પૂર્વનો સ્વર દીર્ઘ થતાં **मनारथः** થવા જાય, પણ આઠમા અધ્યાયની ત્રિપાદીના સૂત્રના વિધાન સામે સવા સાત અધ્યાયમાંના '**अतो रोरप्लुतादप्लुते** (૬–૧–૧૧૩)' થી સમગ્ર **रु** નો જ **उ** થાય, તેથી **मन + उ + रथः = मनोरथः** સિદ્ધ રૂપ મળે છે.

આઠમા અધ્યાયની છેલ્લી ત્રિપાદીનાં સૂત્રોમાં પૂર્વ પૂર્વના સૂત્રે જે કાર્ય કર્યું હોય તેની પાસે પછીના સૂત્રનું કશું ચાલતું નથી. વિસર્ગનો **स्** થયા પછી **स्** નો **ससजुषो रुः** (૮–૨–૬૬) થી **रु** થએ **भोभगोअघोअपूर्वस्य योऽशि** (૮–૩–૧૭) થી **य** થાય છે; એનાં પછી **लोपः शाकल्यस्य** (૮–૩–૧૯) થી **य्** નો લોપ થાય છે અને આપણી સમક્ષ **राम आगच्छति, देवा इह** વગેરે સંધિરૂપો આવે છે. અહીં પાછા સામસામા સ્વરો આવતા હોઈ **अकः सवर्णे दीर्घः, आद् गुणः** વગેરે સૂત્રો પ્રમાણે સંધિ થવાના પ્રસંગ ઊભા થાય, પરંતુ **य्** ના લોપનું કાર્ય ત્રિપાદીના પછીના સૂત્રનું હોઈ પૂર્વના સૂત્ર પ્રમાણે લખાતો ન હોય તોયે **य्** નું અસ્તિત્વ જ અભિપ્રેત છે, તેથી ફરી સંધિ થતી નથી.

કારકો પ્રમાણમાં સ્પષ્ટ છે. જે કાંઈ ઝીણવટ છે તેની અનુવાદમાં સ્પષ્ટતા કરવામાં આવી છે.

છતાંય શબ્દાંત દીર્ઘ ईનો હ્રસ્વ કરી નાખે છે અને ग्रामणि + न् + ई = ग्रामणिनी રૂપ બને છે.

આ 'નિત્ય' થી 'અંતરંગ'ની પ્રબળતાનું ઉદાહરણ છે.

**૪. 'અંતરંગ' કરતાં 'અપવાદ'ની પ્રબળતા:** यथा—**दैत्यारिः श्रीशः । परमपि सवर्णदीर्घं बाधित्वा तदन्तरङ्गत्वाद् गुणे यणि च प्राप्तेऽपवादत्वात् सवर्णदीर्घः ।** (પૃ. ૧૨) दैत्य + अरिः, श्री + ईशः—આવા સંયોગોમાં '**आद् गुणः** (૬–૧–૮૭) અને '**इको यणचि** (૬–૧–૭૭)' એ અંતરંગ કાર્ય હોઈ **अकः सवर्णे०** (૬–૧–૧૦૧) એ 'પર' સૂત્રને બાધક થવા જઈ સવર્ણ દીર્ઘ થવા દે નહિ, પરંતુ **अकः सवर्णे०** એ સૂત્ર 'અપવાદ' સૂત્ર હોવાથી પેલાં અંતરંગ કાર્ય સૂચપતાં સૂત્રોનું કશું ચાલતું નથી અને સવર્ણ-દીર્ઘતા થઈ **दैत्यारिः** અને **श्रीशः** એમ સંધિ થાય છે.

આ 'અંતરંગ'થી 'અપવાદ'ની પ્રબળતાનાં ઉદાહરણ છે.

**૫. 'અંતરંગ' પાસે 'બહિરંગ'ની અસિદ્ધતા: तेन पचावेदमित्यादौ 'एत ऐ (૩–૪–૯૩)' इत्यैत्वं न ।** (પૃ. ૧૨)—આજ્ઞાર્થમાં પ્રથમ પુરુષમાં વર્તમાનકાળે આત્મનેપદે થયેલા ए–वहे–महे ને સ્થાને ऐ––वहै–महै થાય છે તે બહિરંગ કાર્ય છે અને **पचाव + इदम्**ની સંધિથી થયેલા **पचावेदम्**ના 'ए' ને લાગુ પડી શકતું નથી, કારણ કે એ 'અંતરંગ' કાર્ય છે, એટલે કે સંધિથી પ્રાપ્ત કાર્ય છે.

**૬. અકૃતવ્યૂહતા :** પાણિનિએ બાંધેલા સિદ્ધાંતોમાં ક્યાંય કાવા-દાવા નથી. અદાલતમાં આજે આરોપી નિર્દોષ છૂટ્યા પછી પણ 'અપીલ' દ્વારા એના ઉપર ફરી મુકદ્દમો ચલાવી, પુરવાર થાય તો, સજા પણ કરવામાં આવે છે. પાણિનીય સિદ્ધાંતોનું એવું નથી. એક વસ્તુ સિદ્ધ થઈ ચૂકી અને કાર્ય સંપૂર્ણ થઈ ગયા પછી એને અસર કરે તેવાં પછી બીજાં વિધાન થતાં હોય તો એવાં વિધાનોનું કશું જ ચાલતું નથી. **'यथा 'निपेदुषीम्' इत्यादौ क्वसोरिटमन्तरत्वात् प्राप्तमपि भाविना संप्रसारणेन वलादित्वं नंक्ष्यतीत्यालोच्य न कुर्वन्तीत्यर्थः ।** (પૃ. ૧૨) —અહીં **निपेदिवस् + ई** માં '**वसोः संप्रसारणम्** (૬–૪–૧૩૧) થી **वस्**ના **वनुं** સંપ્રસારણ = **उ** થાય છે. અહીં **आर्धधातुकस्य इड् वलादेः** (૭–૨–૩૫)' થી **व** અને **ल** થી શરૂ થતા પ્રત્યયો પહેલાં '**इ**'

(-इ) આગમ થાય એવા વિધાનથી **सेद् + इ + उस् + ई** આવી સ્થિતિ ઊભી થાય, પરંતુ સંપ્રસારણ થઈ ચૂક્યાને કારણે '**वस्**' પ્રત્યય રહ્યો નથી, **उस्** થઈ ચૂક્યો છે—આમ કાર્ય પૂર્ણ થઈ ગયું છે, તેથી '**इ**' આગમ થવાની કોઈ પરિસ્થિતિ જ બચી નથી.

**સંધિઓ અને કારકો**—આ પ્રકરણોમાં કેટલેક સ્થળે ખાસ પ્રકારની સાવધાની રાખવા જેવું હોય છે; જેમ કે—**मनोरथ** શબ્દ છે. અહીં **मनस् + रथः** એવું છે ત્યાં '**ससजुषो रुः** (૮-૨-૬૬) પ્રમાણે **स्** નો **रु** થાય છે; **रु उदित** છે તેથી બચેલા **र्** પછી **रथ** નો **र्** આવતો હોઈ '**रो रि** (૮-૩-૧૪)' પ્રમાણે એક **र्** નો લોપ થતાં પૂર્વનો સ્વર દીર્ઘ થતાં **मनारथः** થવા જાય, પણ આઠમા અધ્યાયની ત્રિપાદીના સૂત્રના વિધાન સામે સવા સાત અધ્યાયમાંના '**अतो रोरप्लुतादप्लुते** (૬-૧-૧૧૩)' થી સમગ્ર **रु** નો જ **उ** થાય, તેથી **मन + उ + रथः = मनोरथः** સિદ્ધ રૂપ મળે છે.

આઠમા અધ્યાયની છેલ્લી ત્રિપાદીનાં સૂત્રોમાં પૂર્વ પૂર્વના સૂત્રે જે કાર્ય કર્યું હોય તેની પાસે પછીના સૂત્રનું કશું ચાલતું નથી. વિસર્ગનો **स्** થયા પછી **स्** નો **ससजुषो रुः** (૮-૨-૬૬) થી **रु** થયે **भोभगोअघो-अपूर्वस्य योऽशि** (૮-૩-૧૭) થી **य** થાય છે; એનો પછી **लोपः शाकल्यस्य** (૮-૩-૧૯) થી **य्** નો લોપ થાય છે અને આપણી સમક્ષ **राम आगच्छति, देवा इह** વગેરે સંધિરૂપો આવે છે. અહીં પાછા સામસામા સ્વરો આવતા હોઈ **अकः सवर्णे दीर्घः, आद् गुणः** વગેરે સૂત્રો પ્રમાણે સંધિ થવાના પ્રસંગ ઊભા થાય, પરંતુ **य्** ના લોપનું કાર્ય ત્રિપાદીના પછીના સૂત્રનું હોઈ પૂર્વના સૂત્ર પ્રમાણે લખાતો ન હોય તોયે **य्** નું અસ્તિત્વ જ અભિપ્રેત છે, તેથી ફરી સંધિ થતી નથી.

કારકો પ્રમાણમાં સ્પષ્ટ છે. જે કાંઈ ઝીણવટ છે તેની અનુવાદમાં સ્પષ્ટતા કરવામાં આવી છે.

# ઉપયોગી સંદર્ભગ્રંથોની સૂચી

(૧) वै. सिद्धान्तकौमुदी–કુમુદરંજન રાયની मितभाषिणी टीका સાથેની આવૃત્તિ
(૨) वै. सिद्धान्तकौमुदी–એમ. વી. મહાશબ્દેની આવૃત્તિ
(૩) सिद्धान्तकौमुदी–વાસુદેવ દીક્ષિત કૃત 'बालमनोरमा टीका' સાથેની આવૃત્તિ
(૪) सिद्धान्तकौमुदी–सभापतिशर्मोपाध्याय–કૃત વિસ્તૃત ટીકા સાથેની આવૃત્તિ
(૫) अष्टाध्यायी प्रकाशिका–દેવકૃષ્ણ પાતંજલ શાસ્ત્રી–કૃત
(૬) संस्कृत व्याकरणशास्त्रका इतिहास–યુધિષ્ઠિર મીમાંસક–રચિત
(૭) व्याकरण–महाभाष्य (मराठी अनुवाद) प्रस्तावना खण्ड–
– म. म. काशीनाथ वासुदेव अभ्यंकर–રચિત
(૮) मनोरमा व शब्दरत्न यांचे विवरणात्मक मराठी भाषांतर
– रावबहादुर ना. दा. वाडेगांवकर–કૃત
(૯) सिद्धान्तकौमुदीच्या...*भाषान्तराची व विवरणाची प्रस्तावना*
– લેખક વાસુદેવ નારાયણ શાસ્ત્રી ગોખલે
(૧૦) काशिका–પંડિત શોભિતમિશ્ર–સંપાદિત આવૃત્તિ
(૧૧) संस्कृत पठनपाठन की अनुभूत सरलतम विधि भाग–१
– *श्री पं. ब्रह्मदत्त जिज्ञासु*
(૧૨) संस्कृत पठनपाठन की अनुभूत सरलतम विधि भाग–२
– पं. युधिष्ठिर कर्णाटक
(૧૩) संस्कृत व्याकरण प्रवेशिका – बाबूराम सक्सेना
(૧૪) संस्कृत का भाषाशास्त्रीय अध्ययन – बाबूराम सक्सेना
(૧૫) Linguistic Introduction to Sanskrit–Batakrishna Ghosh

# सिद्धान्तकौमुदी

### મંગલાચરણ :

**मुनित्रयं नमस्कृत्य तदुक्तीः परिभाव्य च ।**
**वैयाकरणसिद्धान्तकौमुदीयं विरच्यते ॥ १ ॥**

સંસ્કૃત ગ્રંથકારોના સર્વમાન્ય રિવાજ મુજબ, સિદ્ધાંત કૌમુદીકાર ભટ્ટોજી દીક્ષિત શરૂઆતમાં "मुनित्रयं..." એ શ્લોક વડે પોતાના પૂર્વાચાર્યોને નમસ્કાર કરીને પોતાના ગ્રંથનું મંગલાચરણ કરે છે. પોતાના ઇષ્ટદેવનું આવાહન, કે નમસ્કાર કરીને, અથવા આશીર્વચન દ્વારા ગ્રંથની શરૂઆત કરવાની પ્રથા સંસ્કૃત સાહિત્યમાં જાણીતી જ છે. વાંચો– "मङ्गलादीनि मङ्गलमध्यानि मङ्गलान्तानि च शास्त्राणि प्रथन्ते । वीरपुरुषाणि भवन्त्यायुष्मत्पुरुषाणि च. अध्येतारश्च वृद्धियुक्ता यथा स्युः ।" વાંચો :

तर्कसंग्रहदीपिका માં : ननु मङ्गलस्य समाप्तिसाधनत्वं नास्ति। मङ्गले कृतेऽपि किरणावल्यादौ समाप्त्यदर्शनात्, मङ्गलाभावेऽपि कादम्बर्यादौ समाप्तिदर्शनादन्वयव्यतिरेकव्यभिचारादिति चेन्न । વગેરે

ઉપરના શ્લોકમાં "मुनित्रय" શબ્દ દ્વારા (१) अष्टाध्यायीના કર્તા સૂત્રકાર પાણિનિ, (૨) વાર્તિકકાર કાત્યાયન, અને (૩) महाभाष्यकार पतञ्जलिનો ઉલ્લેખ છે. વ્યાકરણશાસ્ત્રના ક્ષેત્રમાં આ ત્રણ વિભૂતિઓના પ્રામાણ્યને અબાધિત ગણવામાં આવે છે, અને પછીના આચાર્યનું પ્રામાણ્ય પૂર્વ આચાર્ય કરતાં વધુ મનાય છે. સર. यथोत्तरं मुनीनां प्रामाण्यम् ।

'नमस्कृत्य' શબ્દમાં 'नमः' એ ઉપપદ હોવા છતાં 'मुनित्रयम्' એ શબ્દ દ્વિતીયામાં છે, એનું કારણ છે "उपपदविभक्तेर्कारकविभक्तिर्बलीयसी" એ પરિભાષા. (જુઓ सि. कौ. ५८३). नमस्कृत्यनो અર્થ બાલમનોરમાકાર નીચે પ્રમાણે કરે છે :

"नमस्कृत्य अञ्जलिशिरःसंयोगादिव्यापारेण तोषयित्वेत्यर्थः । नमस्करोतेरञ्जलिशिरःसंयोगादिरूपव्यापारमात्रार्थकत्वे अकर्मकत्वापत्त्या द्वितीयानुपपत्तेः ।"

પરંતુ પ્રાચીન ગ્રંથો જેવા કે रूपावतार, प्रक्रियाकौमुदी વગેરે વ્યાકરણ-

શાસ્ત્રના પ્રક્રિયાગ્રંથો હોવા છતાં આ વળી નવા પ્રક્રિયાગ્રંથની શી જરૂર? આ શંકાનો જવાબ આપવા માટે 'तदुक्तीः परिभाव्य च' એમ ભટ્ટોજી કહે છે. 'तदुक्तीः' એટલે 'तस्य मुनित्रयस्य उक्तयः तदुक्तयः सूत्रवार्त्तिकभाष्यात्मकग्रन्थरूपवाक्यावलयः ताः...' (बालमनोरमा). 'परिभाव्य' એટલે 'सम्यगालोच्य' (बाल.). ભટ્ટોજીનું કહેવાનું તાત્પર્ય એ છે કે એમણે અષ્ટાધ્યાયી, वार्त्तिक અને महाभाष्य નું ઊંડું અધ્યયન કરીને, એમાંના સિદ્ધાન્તોની સર્વતઃ આલોચના કરીને આ ગ્રંથ રચ્યો છે.

કેટલાકને મતે 'परिभाव्य'નો એવો અર્થ 'अनादरः परिभवः परिभावस्तिरस्क्रिया' એ કોશવાક્યના આધારે છે અને तदुक्तीः નો અર્થ 'પ્રક્રિયાકૌમુદી વગેરે ગ્રંથોના કર્તાઓ' એવો કરીને પોતાના પ્રતિસ્પર્ધીઓ પ્રત્યે તિરસ્કાર દર્શાવે છે. સર. 'तदुक्तीरिति तच्छब्दस्य बुद्धिस्थपरामर्शित्वात्प्राचा प्रक्रियाकौमुदीप्रसादादिकृता उक्तीस्तिरस्कृत्येत्यर्थ इति व्याख्यानं क्लिष्टत्वादुपेक्षितम्' (बाल). અહીં એ નોંધવું જોઈએ કે વ્યાકરણશાસ્ત્રના પ્રક્રિયાક્ષેત્રે એકબીજાની વિરુદ્ધ એવા બે સંપ્રદાય હતા એમાં પાણિનિના સંપ્રદાયનું પ્રામાણ્ય સ્થાપવા માટે सि कौ. રચી એમ કહેવાય છે

આ રીતે બે અર્થ કરવામાં 'परिभाव्य' શબ્દના મૂળમાં રહેલ ધાતુ परि + भू ના બે અર્થો ઉપર આધાર રાખવામાં આવે છે :

(૧) परिभाव्य = सम्यक् आलोच्य. परि + भू ધાતુમાં પ્રેરકનો પ્રત્યય ઉમેરીને (स्वार्थे णिच्) બનેલ માનવામાં આવે છે સર૰ परि' इति सर्वतोभावे । परिभाव्य पर्यालोच्य । (मितभाषिणी).

(૨) 'परौ भुवोऽवज्ञाने' (अष्टा. ३ ३.५ ५) એમાં परि + भू ધાતુનો 'અવજ્ઞા' અર્થ સૂચિત થાય છે.

આમાંનો પહેલો અર્થ બાલમનોરમાકારને સંમત છે, પણ ભટ્ટોજીને બંને અર્થ અભિપ્રેત હશે એમ લાગે છે. વાંચો : 'अनेन स्वग्रन्थस्य मुनित्रयग्रन्थानुयायित्वं प्राचीनप्रक्रियाकौमुद्यादिग्रन्थाना तद्विरुद्धं च सूचितम् । तच्च प्रौढमनोरमायां स्वयमेव मूलकृता प्रपञ्चितमेव ।' (बाल.)

वैयाकरणसिद्धान्तकौमुदी—વ્યાકરણનું અધ્યયન કરનાર કે જાણનારને 'વૈયાકરણ' કહેવામાં આવે છે. व्याकरणम् अधीयते विदन्ति वा वैयाकरणा. (अष्टा. ७.२.३) [અહીં 'तदधीते तद्वेद' (अष्टा. ४.२.५९) એ સૂત્ર અનુસાર अण् પ્રત્યય ઉમેરવામાં આવ્યો છે.] तेषां सिद्धान्ताः, एते शब्दाः

साधवः इति निश्चितार्थाः, तेषां कौमुदी चन्द्रिका (=वैयाकरणसिद्धान्तकौमुदी) (बाल.) સર૦ चन्द्रिका हि तमो निरस्यति। भावान् सुखं प्रकाशयति। दिनकर-किरणसंपर्कजनितं संतापमपगमयति। एवमियमपि ग्रन्थरूपवाक्यावलिः अज्ञानात्मकं तमो निरस्यति। मुनित्रयग्रन्थभावाननायासं प्रकाशयति। अतिविस्तृतदुरूह-भाष्यकैयटादिमहाग्रन्थपरिशीलनजनितं चित्तसंतापं च शमयतीति अत्यन्तसादृश्या-दुच्यते चन्द्रिकातादात्म्याध्यवसायः। (बाल.)

અહીં એ નોંધપાત્ર બાબત છે કે સર્વસામાન્ય જનના અભિપ્રાય મુજબ व्याकरणशास्त्रનો અભ્યાસ અઘરો અને નીરસ મનાય છે. એનાથી ઊલટું, આપણા ભટ્ટોજી એને સહેલો ગણાવીને પોતાના ગ્રંથને ચંદ્રપ્રકાશ, જ્યોત્સ્ના સાથે સરખાવે છે. 'कौमुदी' શબ્દ દ્વારા પાણિનિનાં સ્વભાવતઃ સમજવામાં અઘરાં એવાં સૂત્રોને પોતાની ગોઠવણી દ્વારા તેમજ સરળ સમજૂતી આપીને સમજવામાં સહેલાં બનાવ્યાં છે એવું સૂચન કર્યું છે.

इयं विरच्यते = [ मया ] इयं विरच्यते = મારા વડે આ (सि. कौ. ગ્રંથની) રચના કરવામાં આવે છે.

# સંજ્ઞા પ્રકરણ

દરેક શાસ્ત્રને પોતાની સ્વતંત્ર પારિભાષિક શબ્દોની યોજના કરવી પડે છે. સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રમાં પણ આમ જ છે. સંસ્કૃત વ્યાકરણ-શાસ્ત્રમાં સંક્ષેપમાં ખૂબ કહી શકાય એ ઉદ્દેશથી ટૂંકાં પારિભાષિક શાસ્ત્રીય નામો (technical terms) યોજવામાં આવે છે તેને સંજ્ઞા કહેવામાં આવે છે. સંજ્ઞા એ જૂથ કે વર્ગને દર્શાવતું પ્રતીક છે. ( સર૦ लघ्वर्थं हि संज्ञाकरणम् । म. भाष्य. १-१-३). મૂર્ત કે નક્કર (concrete) વસ્તુને સૂચવનારું એ એક અપૂર્વ કલ્પનાગુમ્ય (abstract) નામ છે. (સર. अनाकृतिः संज्ञा, आकृतिमन्तः संज्ञिनः । म. भाष्य.) આ સંજ્ઞાનો જુદા જુદા પ્રકાર છે :

(૧) પોતે જાતે જ સમજાઈ જાય તેવી; દા. ત. लोप, ह्रस्व, दीर्घ, सर्वनाम વગેરે વગેરે, 'अदर्शनं लोपः ।' 'ह्रस्वं लघु ।' એ સૂત્રો અનુસાર.

(૨) ભાષામાં જાણીતી, પણ વ્યાકરણશાસ્ત્રમાં સાવ જ જુદા અર્થમાં વપરાતી સંજ્ઞાઓ; દા. ત. नदी, गुण, वृद्धि, गोत्र વગેરે. આમ અહીં नदीનો સર્વસામાન્ય અર્થ નથી, પણ વ્યાકરણશાસ્ત્રીય અર્થમાં એનો સપ્રયોજન ઉપયોગ થયો છે. સામાન્યતઃ नदी=પાણીનું વહેણ, પણ અહીં એનો અર્થ છે : "ईકારાંત અને ऊકારાંત સ્ત્રીલિંગી શબ્દો " ( સર૦ यू स्त्र्याख्यौ नदी । अष्टा. १-४-३ ) "गुण"નો સામાન્યતઃ "ગુણધર્મ" અથવા "સદ્‌ગુણ" "દુર્ગુણ" એવો અર્થ થાય છે, પણ વ્યાકરણશાસ્ત્રીય પરિભાષામાં એનો અર્થ 'अ, ए, ओ' એ ત્રણ અક્ષરો એવો થાય છે. ( સર૦ अदेङ्गुणः । अष्टा. १-१-२ )

(૩) લોકવ્યવહારમાં સાવ જ અર્થહીન, પણ વ્યાકરણશાસ્ત્રમાં અર્થપૂર્ણ એવી સંજ્ઞાઓ; દા. ત. टि, घु, भ, घ વગેરે 'घ'નો લોક-વ્યવહારમાં કશો જ અર્થ થતો નથી, પરંતુ વ્યાકરણશાસ્ત્રમાં એનો અર્થ " તુલના દર્શાવનારા तरप् અને तमप् ' પ્રત્યયો' થાય છે. ( સર૦ तरप्तमपौ घः । अष्टा. १-१-२२ )

પાણિનિએ પ્રયોજેલ સંજ્ઞાઓમાંની 'प्रथमा' 'द्वितीया' વગેરે તેમજ 'एकवचन' 'द्विवचन' અને 'उत्तम' 'मध्यम' વગેરે પોતાના પૂર્વે થયેલ આચાર્યોની જ સંજ્ઞાઓ પાણિનિએ લીધેલ છે, જ્યારે निष्ठा, घु, घ વગેરે બીજી કેટલીક સંજ્ઞા પાણિનિએ પોતે સર્જી છે.

સંજ્ઞા એ કલ્પનામય ( abstract ) નામ છે, જ્યારે संज्ञी એ તો સંજ્ઞા દ્વારા દર્શાવવામાં આવતી મૂર્ત (concrete) વસ્તુ છે. દા. वृद्धिरादैच् ( અ. ૧–૧–૧ ) એ સૂત્રમાં वृद्धि એ संज्ञा છે, જ્યારે 'आ, ऐ, औ' એ અક્ષરો ( અથવા અવાજો ) संज्ञी છે.

એ ધ્યાનમાં રાખવું કે सि. कौ. ના આ સંજ્ઞા પ્રકરણમાં ભટ્ટોજીએ પાણિનિએ પ્રયોજેલ બધી જ संज्ञाओ નથી આપી, એમાંની વધુ મહત્વની એવી થોડી संज्ञाઓ જ આ પ્રકરણમાં એમણે સમઝાવી છે; બાકીની સંજ્ઞાઓ યથાસ્થાને જરૂર પડતાં ઉપયોગમાં લીધી છે; દા. ત. 'सर्वनाम' એ संज्ञा સર્વનામોનાં રૂપોના પ્રકરણમાં સમઝાવી છે; ( સર૦ सर्वादीनि सर्वनामानि । અ૦ ૧–૧–૨૭. ) પાણિનિએ તો અષ્ટાધ્યાયીના પ્રથમ અધ્યાયમાં જ સર્વ संज्ञाઓ આપી દીધી છે.

સંજ્ઞા પ્રકરણમાં સૌથી મહત્વની વસ્તુ છે તે प्रत्याहारની રચના અને सवर्णसंज्ञा. આ બે સારી પેઠે સમઝાયા સિવાય આગળ વધવું અઘરું પડશે.

इति माहेश्वराणि सूत्राणि—પાણિનિની अष्टाध्यायीની શરૂઆતમાં જ 'शिवसूत्र'ના સ્વરૂપમાં ગોઠવેલ મૂળાક્ષર આપવામાં આવ્યા છે. આ 'शिवसूत्र'ના કર્તા વિશે બે મત પ્રચલિત છે: પૌરાણિક મતાનુસાર આ સૂત્રો પાણિનિને ભગવાન શંકરના પ્રસાદરૂપે પ્રાપ્ત થયાં. તાંડવનૃત્યના અંતે ભગવાન શંકરે પોતાનું ડમરુ ચૌદ વાર બજાવ્યું અને દરેક વખતે એકેક સૂત્રના રૂપમાં અવાજ નીકળ્યો. આ રીતે ચૌદ 'माहेश्वरसूत्र'નું પ્રાકટ્ય થયું. મહેશ્વર તરફથી કૃપાના રૂપમાં મળ્યાં હોવાથી એઓને "माहेश्वराणि सूत्राणि" એમ કહેવામાં આવે છે. સર૦ 'महेश्वरादागतानि माहेश्वराणि।' (बाल.) 'ततः आगतः ।' (અ. ૪–૩–૭૪) સૂત્રથી अण् પ્રત્યય લાગ્યો. 'महेश्वरादधिगतानि इति यावत्' (बाल.)

આ બાબતમાં पाणिनीयशिक्षाમાં નીચેનો શ્લોક છે :

**येनाक्षरसमाम्नायमधिगम्य महेश्वरात् ।**
**कृत्स्नं व्याकरणं प्रोक्तं तस्मै पाणिनये नमः ॥"**

અને આ ચૌદ સૂત્રોની વ્યાખ્યા કરતી વખતે નંદિકેશ્વરકૃત काशिका માં ઉપરની પૌરાણિક આખ્યાયિકાનો ઉલ્લેખ છે—

"नृत्तावसाने नटराजराजो ननाद ढक्कां नवपञ्चवारम् ।
उद्धर्तुकामः सनकादिसिद्धानेतद्विमर्शे शिवसूत्रजालम् ॥"

કેટલાક વિદ્વાનોને મતે આ શિવસૂત્રોના પ્રણેતા પાણિનિ પોતે જ હતા. જરૂર આવી ચમત્કારપૂર્ણ અને તીવ્ર બુદ્ધિમત્તાની સૂચક શિવસૂત્ર-રચનામાં પાણિનિની દીર્ઘ તપશ્ચર્યાનો ખૂબ ફાળો હશે જ એ સહેજે સમજવા જેવું છે.

अइउण् । १ । ऋलृक् । २ । एओङ् । ३ । ऐऔच् । ४ । हयवरट् । ५ । लण् । ६ । ञमङणनम् । ७ । झभञ् । ८ । घढधष् । ९ । जबगडदश् । १० । खफछठथचटतव् । ११ । कपय् । १२ । शषसर् । १३ । हल् । १४ ।
इति माहेश्वराणि सूत्राणि अणादिसंज्ञार्थानि ।

પાણિનિએ પોતાના ગ્રંથના આરંભે ૧૪ સૂત્ર આપ્યાં છે. પાણિનિએ આ સૂત્રોની ગાગરમાં વ્યાકરણનો મહાસાગર ભરવાનો સુંદર અને સફળ પ્રયત્ન કર્યો છે, કારણ કે આ ૧૪ સૂત્ર અષ્ટાધ્યાયીના આધારસમાં છે. આ સૂત્રોને આધારે જ વ્યાકરણના નિયમો માટે પ્રયોજાતા વર્ણસમૂહ મેળવવા પાણિનિએ સંક્ષિપ્ત સંજ્ઞાઓ રચી છે અને એથી જ આ સૂત્રો અષ્ટાધ્યાયીની આધારશિલા-સમાં બની રહ્યાં છે. આ સૂત્રોની રચના નિહાળતાં નિશ્ચિતપણે કહી શકાય કે એ ફક્ત ડમરુનો નિનાદ નથી, એમાં બુદ્ધિપૂર્વક થયેલું વૈજ્ઞાનિક આયોજન છે.

આમ છતાંયે, આ સૂત્રોનો माहेश्वरसूत्राणि એવા પવિત્ર નામથી નિર્દેશ કરવામાં આવ્યો છે. વૈયાકરણોમાં આ સંબંધી એક વાત અત્યંત પ્રચલિત છે.

આચાર્ય પાણિનિ અને કાત્યાયન પાટલિપુત્રના મહાપ્રાજ્ઞ પંડિત ઉપવર્ષાચાર્યના પ્રિય શિષ્ય હતા, પરંતુ એ બંને વચ્ચે હંમેશાં વિરોધ રહેતો. એક વાર પાણિનિ કાત્યાયનથી પરાસ્ત થઈને તીર્થરાજ પ્રયાગમાં અક્ષયવટની નીચે, કે જ્યાં સનક વગેરે ઋષિગણ તપ કરી રહ્યા હતા ત્યાં, જઈને ઘોર તપશ્ચર્યા કરવા લાગ્યા. તદનંતર એમની તપશ્ચર્યાથી પ્રસન્ન

થઈને આશુતોષ ભગવાન શંકરે તાંડવ નૃત્ય કરતાં કરતાં એમને દર્શન દઈને ૧૪ વાર પોતાનું ડમરુ વગાડીને તપસ્વીઓને અભીષ્ટ સિદ્ધિ આપી. નંદિકેશ્વરરચિત काशिका માં લખ્યું છે કે

> नृत्तावसाने नटराजराजो ननाद ढक्कां नवपञ्चवारम् ।
> उद्धर्तुकामः सनकादिसिद्धान् एतद्विमर्शे शिवसूत्रजालम् ॥

નિઃસંદેહ આ કથાનક ભાષાની દૈવી ઉત્પત્તિના સિદ્ધાંતને અનુમોદન આપે છે અને આ વ્યાકરણવિદ્યાને દૈવી સંસ્પર્શ સમર્પે છે, પરંતુ આ સામે વ્યાકરણાચાર્યશ્રી બાલકૃષ્ણજી યોગ્ય રીતે જ પોતાનો વિરોધ દર્શાવે છે કે 'एक महर्षि आजीवन अपनी साधना द्वारा इस वैज्ञानिक वर्ण-क्रम एवं तन्मूलक सूत्रों की रचना क्यों नहीं करते ? इस परिस्थिति में इसकी रचना का श्रेय उन्हींको स्वतंत्रतापूर्वक दिया जाय तो क्या हानि है ?' એમનો ક્રોધ યથાર્થ જણાય છે. ઉત્તમ માનવીય કાર્યને દૈવપ્રેરિત વર્ણવવા કરતાં એક માનવ દેવસુલભ રચના કરી શક્યો છે એમ સ્વીકારવામાં શું ઔચિત્ય અને માનવનું ગૌરવ નથી ?

ભટ્ટોજી દીક્ષિત વૃત્તિમાં નોંધે છે : આ માહેશ્વર–સૂત્રોનો ઉપયોગ अण् વગેરે સંજ્ઞા બનાવવાનો છે [ इति माहेश्वरसूत्राणि अण्–आदि संज्ञार्थानि । ]. આ સંજ્ઞાઓ બનાવવાની પદ્ધતિ આવી છે : દરેક સૂત્રને અંતે જે વ્યંજન છે તેને इत् કહેવામાં આવ્યા છે (तेषामन्त्या इतः). એ इत् વર્ણ સાથે આગળનો કોઈ પણ अन्–इत् વર્ણ જોડવાથી સંજ્ઞા બને છે અને એ સંજ્ઞા એવા પ્રથમ વર્ણથી શરૂ કરીને इत् સુધીના પ્રત્યેક વર્ણનું સૂચન કરે છે; જેમકે પ્રથમ સૂત્રમાં અન્ત્ય ण् इत् છે તેની સાથે પ્રથમ અક્ષર अ લેતાં अण् સંજ્ઞા બને છે. આ अण् સંજ્ઞા अ, इ તથા उ નું સૂચન કરે છે. એ જ રીતે अच् સંજ્ઞામાં પ્રથમ અક્ષર अ થી इत् વર્ણ च् સુધીના તમામ વર્ણ આવી જાય, જે બધા સ્વરોને સમાવી લે છે એ જોઈ શકાશે. એ જ પ્રમાણે हल् સંજ્ઞા બધા જ વ્યંજનોને આવરી લેતી સંજ્ઞા બને છે.

અહીં એક બાબત નોંધવાની છે કે આ સંજ્ઞામાં इत् વર્ણો ગણતરીમાં લેવાના નથી; એટલે अक् સંજ્ઞામાં अ થી क् સુધીના વર્ણોમાં તો પ્રથમ સૂત્રનો इत् વર્ણ ण् અને બીજા સૂત્રનો इत् અક્ષર क् પણ આવે, પરંતુ એઓનો સમાવેશ એ સંજ્ઞાથી વ્યક્ત થતા વર્ણોમાં કરવાનો નથી.

તેથી अण् એટલે ફક્ત अ, इ, उ, ऋ અને लृ જ. ण् અને क् इत् હોવાથી બાકાત રાખવામાં આવે છે. (આ વિશે પછીથી સવિસ્તર ચર્ચા કરવામાં આવી છે.)

**तेषाम् अन्त्याः इतः । लण्सूत्रे अकारः च ।**

આપણે જોયું તેમ પ્રત્યેક સૂત્રને અંતે આવતા વ્યંજન इत् ગણવામાં આવ્યા છે, એટલું જ નહિ, પરંતુ ભટ્ટોજી દીક્ષિત નોંધે છે તેમ પાણિનિના છઠ્ઠા સૂત્ર लण्માં રહેલો अ સ્વર પણ इत् સમજવાનો છે.

અત્યાર સુધીમાં દરેક સૂત્રને અંતે આવેલા વ્યંજનોને इत् ગણાવ્યા હતા; અહીં लण् સૂત્રના સ્વર अ ને इत् ગણવાનું પ્રયોજન શું હશે, એવો પ્રશ્ન સ્વાભાવિકપણે જ ઉદ્ભવે. આનો ઉત્તર આ છે :

પાણિનિએ જે સંજ્ઞા આ માહેશ્વર સૂત્રો ઉપરથી બનાવી છે તેમાં એક સંજ્ઞા 'र' પણ છે (उरण् रपरः । ૧–૧–૨૧). એ र સંજ્ઞા સિદ્ધ કરવા માટે જ अ ને इत् ગણવામાં આવેલ છે, કારણ કે અન્ય इत् વર્ણોથી આ સંજ્ઞા સિદ્ધ થઈ શકે એમ નથી.

'र' સંજ્ઞા કયા વર્ણો માટે અને કઈ રીતે બનાવવામાં આવી હશે એનો ઉત્તર આમ આપી શકાય :

हयवरट् । ५ । સૂત્રના અન્–इत् વર્ણ र् સાથે लण् । ६ । સૂત્રનો इत् વર્ણ अ જોડી દેતાં (र + अ =) र સંજ્ઞા બને છે, જે र्થી ल સુધીના વર્ણોની એટલે કે र અને लની સંજ્ઞા બને છે. આમ 'र' સંજ્ઞાની સિદ્ધિ માટે लण् સૂત્રના अ ને इत् ગણવામાં આવ્યો છે.

**हकारादिषु अकारः उच्चारणार्थः ।**

लकारના अ ને ઉપર મુજબ इत् સંજ્ઞા આપવામાં આવી અને અન્ય સૂત્રોમાં પણ વ્યંજનો સાથે अ ભળેલો છે તેથી એ દરેક સાથે રહેલા अ ને પણ इत् ગણવાની ભૂલ કરવાની નથી; એ ફક્ત ઉચ્ચારણની સરળતા માટે જ છે. આની સ્પષ્ટતા ભટ્ટોજી અહીં કરી લે છે કે हकार વગેરેમાં રહેલો अ ફક્ત ઉચ્ચારણ માટે જ છે, કારણ કે नान्तरेण अचं व्यञ्जनस्योच्चारणं भवति । અર્થાત્ अच् (સ્વર)ને વચ્ચે ઉમેર્યા સિવાય વ્યંજનનું ઉચ્ચારણ થઈ શકે નહિ. આથી જ વ્યંજન ઉમેરવામાં આવેલા अ

इत् પણ નથી કે પ્રત્યાહારમાં સમાવવાના પણ નથી, એ ફક્ત ઉચ્ચારણાર્થે જ છે.

આ રીતે માહેશ્વર સૂત્રોનું સ્વરૂપ તેમજ મહત્ત્વ સમજ્યા પછી એના અનુસંધાનમાં ઉદ્‌ભવતી કેટલીક શંકાઓનું નિરાકરણ કરિયે.

(૧) આ સૂત્રોમાં ह વર્ણનો બે વાર (એક વાર हयवरट् એ પાંચમા સૂત્રમાં અને બીજી વાર हल् એ ચૌદમા સૂત્રમાં) ઉપયોગ થયો છે.

ह વર્ણનો બે વાર ઉપયોગ વિશિષ્ટ હેતુ અર્થે જ છે. કેટલાક નિયમ એવા છે કે જેઓમાં ह વર્ણને સ્વરો સાથે લેવાનો હોય છે, તેથી એને સ્વરો પછી તરત સ્થાન આપ્યું છે (જેમકે अट्...व्यवायेऽपि। ૮–૪–૨) એ જ રીતે કેટલાક નિયમોમાં એ સૂત્રોમાંના અંત્ય વર્ણો સાથે આવે છે (જેમકે शल्, झल् વગેરે.) તેથી એનો બે વાર ઉપયોગ કરવામાં આવ્યો છે.

(૨) આ જ રીતે અહીં इत् વર્ણ ण् પણ બે વાર પ્રયોજાયો છે (પ્રથમ સૂત્ર अइउण् અને છઠ્ઠા સૂત્ર लण् માં) તેથી કેટલીક સંજ્ઞાઓમાં (જેમકે अण् અથવા इण् માં) ण् કયા સૂત્રનો સમજવો, એવી દ્વિધા ઉદ્‌ભવવાની સંભાવના રહે છે. આનો યોગ્ય ખુલાસો કરવામાં આવ્યો છે :

**परेणैवेण् ग्रहाः सर्वे पूर्वेणैवाण् ग्रहा मताः ।**
**ऋतेऽणुदित्सवर्णस्येत्येतदेकं परेण तु ॥**

( અર્થાત્ इण् પ્રત્યાહાર જ્યાં પ્રયોજાયો હોય ત્યાં पर એટલે કે છઠ્ઠા સૂત્રના અંતે છે તે णकार સુધી ગણતરી કરવાની છે, જ્યારે अण् પ્રત્યાહાર પૂર્વ એટલે કે પહેલા સૂત્રના णकार સુધી ગણવાનો છે. આમાં ફક્ત એક અપવાદ એ છે કે *अणुदित्सवर्णस्य चाप्रत्ययः* એ સૂત્રમાં આવેલો अण्‌નો णकार पर એટલે કે છઠ્ઠા સૂત્રના ण् સુધી ગણવાનો છે. )

(૩) સામાન્ય રીતે સંસ્કૃત લખાણમાં સંધિ અનિવાર્ય મનાઈ છે, તો પછી સંસ્કૃત–વ્યાકરણના આધાર-સમા આ ગ્રંથના પ્રારંભે જ अइउण् આદિ સૂત્રોમાં સંધિ કેમ છોડી દેવામાં આવી હશે, એ પ્રશ્ન ઉદ્‌ભવે ખરો.

આ સૂત્રોમાં સંધિ હેતુપુરઃસર જ યોજવામાં આવી નથી. આ સૂત્રોમાં મૂળ વર્ણોનો નિર્દેશ છે. હવે જો સંધિનો આગ્રહ રાખવામાં આવે તો મૂળ વર્ણોને બદલે વિચિત્ર રૂપો પ્રાપ્ત થાય; જેમકે પ્રથમ સૂત્રમાં સંધિ કરવાથી अयुण् રૂપ પ્રાપ્ત થાય, જે મૂકવાથી અભ્યાસીના મનમાં દ્વિધા ઉત્પન્ન થાય, એટલું જ નહિ, સૂત્રોનો મૂળ હેતુ જ મારો જાય.

(૪) જો શિવસૂત્રોમાં મૂળ વર્ણોનું જ નિરૂપણ કરવાનું હતું તો એઓનો ક્રમ (क, ख...) જાળવવામાં કેમ આવ્યો નથી, એવી શંકા પણ સ્વાભાવિક બની રહે.

આપણા મૂળાક્ષરોની પ્રચલિત ગોઠવણી વર્ણના ઉચ્ચારસ્થાનને આધારે કરવામાં આવી છે, પરંતુ પાણિનિને તો સૂત્રો દ્વારા અત્યંત લાઘવયુક્ત વ્યાકરણની રચના કરવી હતી તેથી એમ વ્યાકરણના નિયમોમાં સાથે આવતા વર્ણસમૂહ સાથે મૂક્યા છે, જેથી એક જ પ્રત્યાહાર દ્વારા નિયમ આપી શકાય. આમ છતાંય, આમાંની રચના અવ્યવસ્થિત તો નથી જ, એ સૂક્ષ્મતાપૂર્વક જોવાથી જણાશે. અહીં સર્વપ્રથમ સાદા સ્વર (સૂત્ર ૧, ૨) પછી મિશ્ર સ્વરો (સૂત્ર ૩, ૪) આવે છે. એ પછી (સૂત્ર ૫, ૬માં) અંતઃસ્થ વ્યંજનો અને (સૂત્ર ૭માં) અનુનાસિક વ્યંજનો છે, જ્યારે એ પછી (સૂત્ર ૮, ૯ અને ૧૦ માં) अल्पप्राण અને घोष વર્ણો બાદ (સૂત્ર ૧૧, ૧૨ માં) महाप्राण અને अघोष વ્યંજનો આવે છે, અંતે (સૂત્ર ૧૩, ૧૪ માં) ઉષ્મ વ્યંજનો મૂકવામાં આવ્યા છે, આમ આ ગોઠવણી પણ અત્યંત શાસ્ત્રીય અને બુદ્ધિપૂર્ણ છે એ ભૂલવું જોઇયે નહિ.

માહેશ્વર સૂત્રોના અનુસંધાનમાં इत् સંજ્ઞા વિશે પણ જાણી લઇયે.

## इत्

માહેશ્વર સૂત્રો દ્વારા अण्. વગેરે સંજ્ઞાઓ કઈ રીતે બનાવવામાં આવે છે એ સમઝાવવામાં આવ્યું, પરંતુ એની સાથે સાથે એક નિયમન પણ મૂકવામાં આવેલ છે કે तेषामन्त्या इतः । અર્થાત્ માહેશ્વર સૂત્રોમાંના અંત્ય વ્યંજન इत् સમઝવાના છે. આ જ રીતે लणूसूत्रे अकारश्च દ્વારા लण् સૂત્રમાંનો अ પણ इत् છે એમ દર્શાવવામાં આવ્યું. આમ, સૂત્રાંતે આવતા વ્યંજનોને અને लण् સૂત્રમાંના अને, એટલે કે એ ૧૫ વર્ણોને इत् તરીકે ઓળખવામાં આવ્યા છે, પરંતુ ત્યાં इत् એટલે શું એવી સ્પષ્ટતા કરવામાં આવી નથી.

इत् શબ્દ સ્વયંવ્યાખ્યાત છે. એ इ (= જવું) એ ધાતુમાંથી બનેલ છે. આના આધારે इत् એટલે 'જે (અમુક કાર્ય કરવાનું દર્શાવીને) જતો રહે છે તે' એવો અર્થ થઈ શકે. આમ इत् વર્ણ સંજ્ઞાઓમાં ઉપસ્થિત હોય છે, પરંતુ એ સંજ્ઞાઓ બનાવવા પૂરતું જ એઓનું કાર્ય હોય છે, પછી એઓ

ચાલ્યા જાય છે. અર્થાત્ એ સંજ્ઞામાં આવેલા વર્ણોની ગણતરી વખતે इत् વર્ણો ગણતરીમાં લેવાના નથી. આથી अच्, हल् જેવી પ્રત્યેક સંજ્ઞામાં સમાવિષ્ટ થતા વર્ણોમાં इत् વર્ણો ગણતરીમાં લેવાતા નથી.

ભટ્ટોજીના વિધાનના અનુમોદનમાં हलन्त्यम् (૧–૩–૩) સૂત્ર ટાંકી શકાય, જે સૂત્ર આ અંત્ય વ્યંજનોને इत् ગણવાનું સૂચન કરે છે. વળી, इत् વર્ણો ગણતરીમાં લેવાના નથી એ માટે પણ પાણિનિની અષ્ટાધ્યાયીમાંનાં तस्य लोपः । (૧–૩–૯) અને अदर्शनं लोपः (૧–૬–૧૦) એ સૂત્રો આધારભૂત ગણી શકાય.

આમ, પાણિનિના વ્યાકરણમાં इत् બહુ જ મહત્ત્વની સંજ્ઞા છે. પ્રો. કાળે આ સંજ્ઞા માટે લખે છે : 'These serve an important purpose in Sanskrit Grammar, as they enable the grammarians to express several letters or groups of letters in a very convinient and condensed form.'

આમ છતાં પાણિનિની આ મૌલિક યુક્તિ ફક્ત પ્રત્યાહાર બનાવવા પૂરતી મર્યાદિત નથી એ ખાસ નોંધવું જોઈએ; એનો ઉપયોગ પાણિનિએ प्रत्यय, आगम, आदेश, धातु વગેરેમાં પણ કુશળતાપૂર્વક કર્યો છે; જેમકે शपित् (જેમાં श् અને प इत् છે), पित् (જેમાં प इत् છે), ङित् (જેમાં ङ् इत् છે) વગેરે આ બધાંનો વિશિષ્ટ અને શાસ્ત્રીય ઉપયોગ છે, પરંતુ અહીં એ અસ્થાને હોવાથી એની ચર્ચા કરવી જરૂરી માની નથી.

१ (अ) हलन्त्यम् । ।१।३।३।

हल् इति सूत्रे अन्त्यम् इत् स्यात् । (हल् એ ૧૦ મા માહેશ્વર-સૂત્રમાં છેડાનો ल् इत् બની રહે છે.)

પાણિનિની અષ્ટાધ્યાયીમાં ૧–૩–૩ નંબરનું આ એક જ સૂત્ર છે. પરંતુ ભટ્ટોજી દીક્ષિતે આ સૂત્રનો બે વાર જુદા જુદા અર્થમાં પ્રયોગ કર્યો છે. અહીં પ્રથમ વાર ઉપયોગમાં લેવાયેલા આ સૂત્રનો અર્થ પાણિનિથી થોડો જુદો લેવામાં આવ્યો છે, ત્યારે સ્વાભાવિક રીતે જ પ્રશ્ન ઉદ્ભવે કે પાણિનિથી જુદા તેવા આ અર્થનું ગ્રહણ કરવાની શી આવશ્યકતા હતી, એટલું જ નહિ, એક જ સૂત્ર બે વાર પ્રયોજીને દ્વિરુક્તિ શા માટે કરવામાં આવી હશે? હવે આપણે આ શંકાનો વિચાર કરીએ.

પાણિનિના વ્યાકરણમાં 'इत्' અને प्रत्याहार (अण् વગેરે સંજ્ઞાને 'પ્રત્યાહાર' કહે છે.) એ બંને અત્યંત મહત્ત્વની સંજ્ઞા છે, કારણ કે અષ્ટાધ્યાયીમાં એનો ઉપયોગ ખૂબ જ વ્યાપકપણે કરવામાં આવ્યો છે. એને સમજ્યા વિના આ વ્યાકરણમાં આગળ વધવું મુશ્કેલ જ નહિ, અશક્ય પણ છે, આથી ભટ્ટોજી દીક્ષિત આ બંને સંજ્ઞાઓ વિશે સર્વપ્રથમ સ્પષ્ટતા કરવા ઇચ્છે છે. અષ્ટાધ્યાયીમાં આ બે સંજ્ઞા સમજવા માટે બે સૂત્ર છે: इत् સંજ્ઞા સમજવા માટે हलन्त्यम् અને प्रत्याहार સંજ્ઞા સમજવા માટે आदिरन्त्येन सहेता ।

ભટ્ટોજીએ આ બને સૂત્ર સંજ્ઞા પ્રકરણમાં પ્રારંભે જ અપનાવ્યાં છે, પરંતુ એને માટે મુશ્કેલ પરિસ્થિતિ એ છે કે એમાંથી કયું સૂત્ર પ્રથમ મૂકવુ. हलन्त्यम् સૂત્ર પ્રથમ મૂકવામાં આવે તો એમાં हल् શબ્દ શું સૂચવે છે એ અભ્યાસીને સમજાય નહિ, કારણ કે हल् સંજ્ઞા તો आदिरन्त्येन सहेता એ સૂત્રથી જ સિદ્ધ થાય છે. એ જ રીતે જો आदिरन्त्येन सहेता એ સૂત્ર પ્રથમ મૂકવામાં આવે તો પણ મુશ્કેલી છે, કારણ કે એમાં રહેલો इत् શબ્દ તો हलन्त्यम् સૂત્રથી જ સિદ્ધ થાય. આમ આ બંનેમાંથી કોઈ પણ સુત્ર પ્રથમ મૂકતાં એમને બીજા સૂત્ર પર આધાર રાખવો જ પડે છે. આ રીતે એમની સમક્ષ અનિવાર્યપણે 'અન્યોન્યાશ્રયદોષ'ની પરિસ્થિતિ આવી પડે એમ હતી.

ભટ્ટોજી દીક્ષિતે આ દોષમાંથી બચવા એક સુંદર કરામત કરી છે: એમણે हलन्त्यम् સૂત્રનો બે વાર ઉપયોગ કર્યો છે. પ્રથમ વાર એ સૂત્રને એમણે आदिरन्त्येन सहेता એ સૂત્ર સાથે મૂકેલ છે, જ્યારે બીજી વાર એને સ્વતંત્રપણે પ્રયોજેલ છે—અને એ બને વખતે એમણે સૂત્રાર્થ જુદો જ લીધો છે.

અહીં જે हलन्त्यम् સૂત્ર આપેલ છે તેનો અર્થ हल् इति सूत्रे अन्त्यम् इत् स्यात् એમ લીધો છે. તદનુસાર, માહેશ્વર સૂત્રોમાંનુ ૧૪મું જે हल् સૂત્ર છે તેમાંનો ल् इत् સમજવાનો છે. આમ આ સુત્રાર્થ દ્વારા इत्નો ખ્યાલ આપીને એ જ સૂત્ર સાથે आदिरन्त्येन सहेता સૂત્ર મૂક્યુ છે અને એ દ્વારા ૧૪મા સૂત્રના અંત્ય इत् વર્ણ ल् સાથે પાંચમા સૂત્રનો આદિ ह् લેતાં જે हल् સંજ્ઞા બની તે ह्ની પોતાની અને ह् તથા ल् વચ્ચે

આવતા સર્વે વર્ણોની સંજ્ઞા બને એમ સિદ્ધ કર્યું. હવે हू અને लू વચ્ચે તો બધા વ્યંજન આવે છે, તેથી हल् સંજ્ઞા બધા વ્યંજનો માટેની સંજ્ઞા બને, એમ આ બે સૂત્રોની મદદથી સિદ્ધ થાય, જેથી હવે બીજા हलन्त्यम् સૂત્રનો हल् શબ્દ (વ્યંજન માટે છે એમ) સમજવાની મુશ્કેલી રહેશે નહિ.

આમાં એક જ સૂત્રનો બે વાર ઉપયોગ કરીને અને એકી સાથે બે સૂત્રોને સાથે મૂકીને ભટ્ટોજી દીક્ષિતે દોષની પરિસ્થિતિ કુશળતાપૂર્વક દૂર કરી છે.

**२ (आ) आदिरन्त्येन सहेता । ।१।१।७१।**

**अन्त्येन इता सहितः आदिः मध्यगानां स्वस्य च संज्ञा स्यात् ।**

हलन्त्यम् એ સૂત્રને આ સૂત્ર સાથે સાંકળી લેવામાં આવ્યું છે અને એ સૂત્રના ભટ્ટોજીએ સ્વીકારેલા પ્રથમ અર્થ પ્રમાણે અંતિમ માહેશ્વર સૂત્ર हल्નો અંત્ય ल् વર્ણ इत् બને છે. હવે, એના અનુસંધાનમાં આ સૂત્ર જણાવે છે કે એ અંત્ય इत् વર્ણ ल् સાથે પાંચમા સૂત્રનો આદિ ह् લઈને જે જે हल् સંજ્ઞા બને છે તે સંજ્ઞા ह्ની પોતાની અને ह् તથા ल् વચ્ચે આવતા તમામ વર્ણોની સંજ્ઞા બને છે. આ રીતે हल् સંજ્ઞા સમસ્ત વ્યંજનોની સંજ્ઞા બને છે.

આમ, આ સૂત્ર દ્વારા हल् સંજ્ઞા સર્વ વ્યંજનો માટેની સંજ્ઞા છે એ સિદ્ધ કરવામાં આવ્યું છે, પરંતુ આ સૂત્રનું એટલું જ માત્ર મહત્ત્વ નથી, આ સૂત્રમાં प्रत्याहार કઈ રીતે બનાવવામાં આવે છે એ પણ સ્પષ્ટ કરવામાં આવ્યું છે, એટલે આપણે સાથે સાથે प्रत्याहार વિશે પણ જાણી લઈએ.

## प्रत्याहार

प्रत्याहार શબ્દ प्रति + आ + हृમાંથી બનેલો છે. 'તત્ત્વબોધિની' નોંધે છે તે પ્રમાણે प्रत्याह्रियन्ते संक्षिप्यन्ते वर्णा यत्रेति प्रत्याहारः । અર્થાત્ જ્યાં વર્ણોને સંક્ષેપમાં સમાવવામાં આવે છે તે સંજ્ઞા 'प्रत्याहार' કહેવાય છે. આમ પ્રત્યાહાર એ વર્ણસમૂહનું સંક્ષિપ્ત રૂપ છે, પરંતુ અનેક વર્ણોને સંક્ષેપમાં કઈ રીતે વ્યક્ત કરી શકાય, પ્રત્યાહાર કઈ રીતે બનાવી શકાય, એ માટે પાણિનિએ आदिरन्त्येन सहेता એ સૂત્ર પ્રયોજ્યું છે.

પ્રારંભે આપેલાં ચૌદેય શિવસૂત્રોમાં દરેકને અંતે જે વ્યંજન છે તેને इत् ગણવામાં આવ્યો છે. હવે એ इत् વ્યંજન સાથે એની આગળ

આવતો કોઈ પણ अनित् વર્ણ મૂકીને સંજ્ઞા બનાવી શકાય છે. એ રીતે બનતી સંજ્ઞાને જ 'પ્રત્યાહાર' કહે છે; જેમકે પ્રથમ સૂત્રનો અંત્ય इत् વર્ણ ण् છે તેની સાથે એ સૂત્રનો પ્રથમાક્ષર इत् સંજ્ઞા વિનાનો अ મૂકીને अण् સંજ્ઞા બનાવવામાં આવે છે. આ अण् સંજ્ઞા પ્રત્યાહાર કહેવાય છે. એ જ રીતે अच् हल् વગેરે પ્રત્યાહારો જ છે.

હવે, જે अण् પ્રત્યાહાર બનાવવામાં આવ્યો તે अથી શરૂ કરીને ण् સુધીના अनित् વર્ણોને વ્યક્ત કરનારી સંજ્ઞા બને છે. આ દૃષ્ટિએ अण् સંજ્ઞામાં अ, इ, અને उ એ ત્રણ વર્ણોનો સમાવેશ થાય છે. એ જ રીતે अच् પ્રત્યાહાર अ, इ, उ,.. ...औ એ બધા સ્વરોને વ્યક્ત કરે છે.

આ સૂત્રની વૃત્તિમાં ભટ્ટોજી દીક્ષિતે આ પ્રત્યાહારો વિશે વિશેષ સ્પષ્ટતા કરી છે. ઉપર મુજબ બનાવેલી अण्, अच् વગેરે સંજ્ઞાઓ એમાં સમાવિષ્ટ થતા બધા વર્ણોની એકી સાથે બોધક બને છે, એટલું જ નહિ, એમાંના દરેક વર્ણ માટે પણ એ સંજ્ઞા પ્રયોજી શકાય છે; જેમકે अण् એટલે अ, इ અને उ, એટલું જ નહિ, પરંતુ अन्त्येन इता सह आदिः मध्यगानां स्वस्य च सञ्ज्ञा स्यात् એ વૃત્તિ અનુસાર अण् સંજ્ઞા આદિ અક્ષર अ માટે તેમજ अથી ण् વચ્ચે આવતા इ અને उ માટે પણ પ્રયોજી શકાય. આ જ રીતે अच् સંજ્ઞા બધા સ્વરો માટે છે, એટલું જ નહિ, એ દરેક સ્વરને પણ अच् સંજ્ઞા આપી શકાય. એ જ રીતે हल् સંજ્ઞા બધા જ વ્યંજનો માટે પ્રયોજી શકાય, સાથોસાથ પ્રત્યેક વ્યંજન પણ हल् કહી શકાય.

ભટ્ટોજી દીક્ષિતે પ્રારંભમાં આ સંજ્ઞાઓ બનાવવાની પ્રક્રિયા વર્ણવેલી છે, પરંતુ ત્યાં એનો 'પ્રત્યાહાર' તરીકે નિર્દેશ કર્યો નથી, પરંતુ ત્રીજા સૂત્રની વૃત્તિમાં એમણે प्रत्याहारेषु इता न ग्रहणम् । એમ નોંધેલું છે ત્યાં એ 'प्रत्याहार' શબ્દ સમજાવતાં એમણે ત્યાં નોંધ્યું છે કે आदिरन्त्येन सहेता इत्येतत्सूत्रेण कृताः सञ्ज्ञाः प्रत्याहारशब्देन व्यवह्रियन्ते । અર્થાત્ आदिरन्त्येन... સૂત્રથી (अण्, अच्, हल् વગેરે) જે સંજ્ઞાઓ બનાવવામાં આવે છે તે સંજ્ઞાઓ જ 'પ્રત્યાહાર' કહેવાય છે.

આમ, પ્રત્યાહાર એ વૈયાકરણોની એક એવી સંજ્ઞા છે કે જે સંક્ષેપમાં અનેક વર્ણોને આવરી લે છે. પ્રો. આપ્ટે એની વ્યાખ્યા આ

પ્રમાણે આપે છે: 'It is a grammatical symbol in which there is the comprehension of several letters into one syllable.'

आदिरन्त्येन सहेता એ સૂત્રના આધારે તો અસંખ્ય પ્રત્યાહાર બનાવી શકાય, પરંતુ પાણિનીય વ્યાકરણમાં તો આવા ફક્ત ૪૪ પ્રત્યાહારોનો જ સમાવેશ થયેલો છે અને તેથી વ્યાકરણના અભ્યાસીઓ માટે એટલા પ્રત્યાહાર જ મહત્ત્વના છે, જે નીચે મુજબ છે:

| | | |
|---|---|---|
| (પૂર્વ ण् સાથે) | अण् | ૧ |
| (क् સાથે) | अक्, इक्, उक् | ૩ |
| (ङ् સાથે) | एङ् | ૧ |
| (च् સાથે) | अच्, इच्, एच्, ऐच | ૪ |
| (ट् સાથે) | अट् | ૧ |
| (પર ण् સાથે) | अण्, इण्, यण् | ૩ |
| (म् સાથે) | अम्, यम्, ञम्, ङम् | ૪ |
| (ञ् સાથે) | यञ् | ૧ |
| (ष् સાથે) | झष्, भष् | ૨ |
| (श् સાથે) | अश्, हश्, वश्, झश्, जश्, बश् | ૬ |
| (व् સાથે) | छव् | |
| (य् સાથે) | यय्, मय्, झय्, खय्, चय् | ૫ |
| (र् સાથે) | यर्, झर्, खर्, चर्, शर् | ૫ |
| (ल् સાથે) | अल्, हल्, वल्, रल्, झल्, शल् | ૬ |
| (लण्-સૂત્રસ્થ अ સાથે) | र | ૧ |
| | | ૪૪ |

વાંચો: इति वर्णसमाम्नायिकाः प्रत्याहाराः चतुश्चत्वारिंशत्, एतेषामेव शास्त्रे उपयोगात् । इङ्-इत्यादिप्रत्याहारास्तु प्रयोजनाभावान्न भवन्ति, शास्त्रे तद्व्यवहाराभावात् । — (बालमनोरमा)

વૃત્તિ: इति हल् संज्ञायाम् ।

અર્થ: આ રીતે हल् સંજ્ઞા સિદ્ધ થતાં—

આ રીતે हलन्त्यम् સૂત્ર દ્વારા ૧૪ મા માહેશ્વર સૂત્રનો ल् इत् છે એમ દર્શાવીને आदिरन्त्येन सहेता એ સૂત્રથી પાંચમા સૂત્રના ह् અને આ

इत् વર્ણ ल् દ્વારા हल् સંજ્ઞા સિદ્ધ કરવામાં આવી તે પ્રત્યેક વ્યંજન માટેની સંજ્ઞા બની રહે છે, કારણ કે એ હ્થી લ્ વચ્ચે આવતા બધા વર્ણ વ્યંજનો જ છે.

પરંતુ હજુ સુધી તો ફક્ત ૧૪ મા માહેશ્વર સૂત્રના લ્ને જ इत् ગણવામાં આવેલ છે, ૧ થી ૧૩ માહેશ્વર સૂત્રોનાં અંત્ય વર્ણોને इत् તરીકે દર્શાવતું પાણિનીય વિધાન હજુ આપવામાં આવ્યું નથી, આથી ભટ્ટોજી દીક્ષિત ફરીથી આ हलन्त्यम् સૂત્ર પ્રયોજીને માહેશ્વર સૂત્રોના બધા જ અંત્ય વ્યંજનોને इत् બનાવતો નિયમ આપે છે.*

૨. हलन्त्यम् । १ । ३ । ३ ।

**સૂત્રાર્થ** : અન્ત્ય हल्ने इत् સમઝવાનો છે.

પાણિનિના આ સૂત્રમાં વર્ણવ્યા પ્રમાણે उपदेशમાં અંત્ય हल्ने इत् સમઝવાનો છે. માહેશ્વર સૂત્રો उपदेश જ હોવાથી એઓમાં જે અંત્ય વ્યંજન મૂકવામાં આવ્યા છે તેઓને इत् ગણવાની વ્યવસ્થા આ સૂત્ર દ્વારા દર્શાવવામાં આવી છે. આમ, ભટ્ટોજી દીક્ષિતે પ્રારંભે માહેશ્વર સૂત્રોની વૃત્તિમાં एषामन्त्या इतः એમ નોંધ્યું હતું તે નિરાધાર ન હતું, એનો આધાર આ પાણિનિસૂત્રમાં રહેલો છે એ જોઈ શકાય છે. આમ આ સૂત્ર સૂચવે છે કે માહેશ્વર સૂત્રોમાં પ્રત્યેક સૂત્રને અંતે જે જે વ્યંજન છે તેને इत् ગણવાનો છે, એટલે કે અન્ય વર્ણો સાથે એને ગણતરીમાં લેવાનો નથી, એનો ઉપયોગ ફક્ત સંજ્ઞા બનાવવા પૂરતો જ છે. હવે, આ દૃષ્ટિએ જોતાં પ્રથમ સૂત્રનો અંતિમ વ્યંજન ण् इत् છે, તેનાથી अण् સંજ્ઞા બનાવવામાં આવે તો अ इ उ ण्માંથી अण् દ્વારા ફક્ત अ, इ અને उ જ સમઝવાના એ નક્કી થાય છે.

* ખરેખર તો हलन्त्यम् સૂત્ર દ્વારા પાણિનિએ તો ચૌદેય માહેશ્વર સૂત્રોના અંત્ય વ્યંજન इत् છે એમ જ દર્શાવેલું છે, પરંતુ ભટ્ટોજીએ પ્રથમ વાર ફક્ત ચૌદમા સૂત્ર પૂરતો જ એનો અર્થ સ્વીકાર્યો એનું એક વિશિષ્ટ પ્રયોજન છે, જે (દ્વિતીય) हलन्त्यम् સૂત્ર પછી સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

## उपदेश

**વૃત્તિ : उपदेश आद्योच्चारणम् । उपदेशे अन्त्यम् हल् इत् स्यात् ।**
**અર્થ :** उपदेश એટલે પૂર્વે થયેલાઓનું કથન. ઉપદેશમાં છેડાનો हल् (વ્યંજન) इत् (લુપ્ત) થાય.

એ વૃત્તિમાં उपदेश નો અર્થ ' માહેશ્વર સૂત્રો ' લેવામાં આવ્યો છે, એ કઈ રીતે એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઉદ્ભવે. उपदेशः શબ્દ વ્યાકરણક્ષેત્રે અપરિચિત હોવાને કારણે એનો અર્થ જાણવાની ઇચ્છા રહે જ. ભટ્ટોજીએ વૃત્તિમાં વર્ણવ્યું છે કે उपदेशः आद्योच्चारणम् । અર્થાત્ આદ્ય પુરુષોનું ઉચ્ચારણ એ જ उपदेश. વ્યાકરણક્ષેત્રમાં તો પાણિનિ આદિ ત્રણ મુનિ આદ્ય પુરુષ છે, તેથી એમનાં ઉચ્ચારણને = વક્તવ્યને ઉપદેશ કહી શકાય. ભાષ્યમાં વર્ણવવામાં આવ્યું છે તેમ

**धातुसूत्रगणोणादिवाक्यलिङ्गानुशासनम् ।**
**आगमप्रत्ययादेशा उपदेशाः प्रकीर्तिताः ॥**

આમ 'ઉપદેશ'માં તો ધાતુ, સૂત્ર, ગણ, उण् વગેરે (પ્રત્યાહારો), વાક્ય, લિંગ, આગમ, પ્રત્યય, આદેશ વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. સંક્ષેપમાં કહિયે તો વ્યાકરણના ઉપદેશ માટેની સમસ્ત પારિભાષિક સંજ્ઞાઓનો સમાવેશ 'ઉપદેશ'માં થાય છે.

આપણે આ વૃત્તિમાં 'ઉપદેશ'નો અર્થ ' માહેશ્વર સૂત્રો કર્યો છે એ યથાર્થ જ છે, કારણ કે (૧) માહેશ્વરસૂત્રો પણ વ્યાકરણના ઉપદેશ માટે અત્યંત ઉપયોગી છે. (૨) માહેશ્વર સૂત્રોના ઉદ્ઘોષક મનાયેલા મહેશ્વર પણ વ્યાકરણના ક્ષેત્રમાં ' આદ્ય પુરુષ '. છે, તેથી એમનાથી પ્રાપ્ત થયેલાં માહેશ્વર સૂત્ર પણ आद्योच्चारणम् જ હોવાથી એને ઉપદેશ કહી શકાય. (૩) ખાસ તો, આ સૂત્રમાં સૂત્રકાર (અને વૃત્તિકારને) માહેશ્વર સૂત્રોમાંના અંત્ય વ્યંજનને इत् દર્શાવવાનું જ આ સૂત્રનું પ્રયોજન છે.

અહીં એક પ્રશ્ન એ થાય કે हलन्त्यम् એ સૂત્રનો અર્થ ભટ્ટોજી પોતાની વૃત્તિમાં उपदेशे अन्त्यम् हल् इत् स्यात् । એમ આપે છે, પરંતુ સૂત્રાર્થમાં उपदेशे અને इत् શબ્દો કઈ રીતે ઉમેરવામાં આવ્યા છે, એ બંને શબ્દ સૂત્રાર્થમાં ઉમેરવા માટે કઈ આધાર છે ખરો ?

આ પ્રશ્નોના ઉત્તર માટે પાણિનિનાં સૂત્રોની વ્યવસ્થા સમજવી અનિવાર્ય બની રહે છે. પાણિનિએ સૂત્રોને સંક્ષિપ્ત બનાવવા એક પદ્ધતિ અપનાવી

છે. પાણિનિએ અષ્ટાધ્યાયીમાં સૂત્રોની ગોઠવણ એવી રીતે કરી છે કે એક સૂત્ર આપ્યા પછી એમાંના કેટલાક શબ્દ પછીના સૂત્રમાં કે સૂત્રોમાં લેવા હોય તો એનો પ્રયોગ પછીના સૂત્રમાં કરવાની જરૂર રહેતી નહિ, પછીના સૂત્રમાં આગળના સૂત્રમાંથી આવશ્યક શબ્દો લઈને જ અર્થ કરવાનો હોય છે. આ વ્યવસ્થાને 'અનુવૃત્તિ' કહે છે.

**વૃત્તિ : सूत्रेषु अदृष्टं पदं सूत्रान्तरात् अनुवर्तनीयं सर्वत्र ।**

**અર્થ :** સૂત્રોમાં ન દેખાતું પદ (પૂર્વના) અન્ય સૂત્રમાંથી અનુસંધાન કરી લેવું.

અનુવૃત્તિનો આ પ્રવાહ નદી જેવો હોય છે, (अनुवृत्तिर्नदीवत्); નદી જેમ ઊંચેથી નીચે તરફ જ વહે છે તેમ અનુવૃત્તિ પણ પહેલાંના સૂત્રથી પછીનાં સૂત્રોમાં જ આવે છે.

આપણે જોઇયે તો, અષ્ટાધ્યાયીમાં ૧–૩–૨ નંબરનું સૂત્ર उपदेशे अच् अनुनासिकः इत् એ છે, અને ૧–૩–૩ નંબરનું સૂત્ર हलन्त्यम् છે. આમ हलन्त्यम् સૂત્ર પછીનું છે અને એમાં પુર્વના સૂત્રમાંથી उपदेशे અને इत् શબ્દોની અનુવૃતિ કરવામાં આવી, તેથી उपदेशे हल् अन्त्यम् इत् અર્થાત્ उपदेशे अन्त्यम् हल् इत् स्यात् એવો પૂરો સૂત્રાર્થ પ્રાપ્ત થશે.

આ રીતે અષ્ટાધ્યાયીમાં ક્રમાનુસાર પછી પછી આવતાં સૂત્ર કે સૂત્રોમાં કેટલાક શબ્દોની અનુવૃત્તિ કરવામાં આવે છે. ક્યારેક આવાં પદ કે પદો અનુવૃત્તિ દ્વારા ચાર, પાંચ કે વધુ સૂત્રો સુધી જાય છે. કેટલીક વાર અનુવૃત્તિ દેડકાના કૂદકાની જેમ વચલાં સૂત્રોને સ્પર્શ કર્યા વિના પછીના કોઈ સૂત્રમાં આવે છે. આને मण्डूकप्लुति કહેવાય છે.

ભટ્ટોજી દીક્ષિતે પાણિનીય સૂત્રોનો ઉપયોગ પોતાના વિષયને અનુરૂપ ક્રમ પ્રમાણે કર્યો છે, પાણિનિનો મૂળ ક્રમ એમણે જાળવ્યો નથી, આથી જ हलन्त्यम् સૂત્ર પ્રથમ લીધું છે, જ્યારે પાણિનિમાં એની આગળનું સ્થાન ધરાવતું उपदेशे अजनुनासिक इत् એ સૂત્ર અહીં हलन्त्यम् પછી આવે છે. ભટ્ટોજીનો ગ્રંથ વિષયવાર સૂત્રો આપતો હોવાથી અભ્યાસ માટે ખૂબ જ ઉપયોગી નીવડ્યો છે, પરંતુ સૂત્રોનાં સ્થાન પાણિનિના ક્રમ કરતાં સ્વતંત્રપણે અપાયાં હોવાથી, ખાસ કરીને અનુવૃત્તિના પ્રસંગે, મુશ્કેલી ઊભી કરે છે એનો અહીં ખ્યાલ આવશે.

**વૃત્તિ : ततः अण्-अच्-इत्यादिसंज्ञासिद्धौ ।**

**અર્થ** : આમ अण्, अच् ઇત્યાદિ સંજ્ઞા સિદ્ધ થાય છે.

આ રીતે આ સૂત્ર દ્વારા માહેશ્વર સૂત્રોના પ્રત્યેક અંતિમ વ્યંજનને इत् દર્શાવીને अण्, अच् વગેરે સંજ્ઞાઓ અનુક્રમે अ, इ, उ તથા પ્રત્યેક સાર માટે પ્રયોજી શકાય એ સિદ્ધ થાય છે. એ સિદ્ધ કરીને સૂત્રમાં સ્વર માટે अच् નો પ્રયોગ થયો છે એવું સૂત્ર આપવામાં આવ્યું છે.

**૨. उपदेशेऽजनुनासिक इत् । १ । ३ । २ ।**

**સૂત્રાર્થ** : 'ઉપદેશમાં અનુનાસિક સ્વર इत् સમઝવો. '

हलन्त्यम् સૂત્રમાં દર્શાવવામાં આવ્યું કે ઉપદેશને અંતે જો વ્યંજન (हल्) હોય તો એ इत् સમઝવો. આ અંગેનો સ્વરને લગતો નિયમ આ સૂત્રમાં આપવામાં આવ્યો છે.

**વૃત્તિ : उपदेशे अनुनासिकः अच् इत्-संज्ञः स्यात् ।**

**અર્થ** : ઉપદેશમાં અનુનાસિક સ્વરની इत् સંજ્ઞા થાય છે.

ઉપદેશમાં જો સ્વર હોય તો એને પણ इत् સમઝવા, પરંતુ શરત એટલી કે એ સ્વર 'અનુનાસિક' હોવો જોઇયે.

આપણે જાણિયે છિયે કે સ્વરના બે પ્રકાર થઈ શકે છે : (૧) અનુનાસિક સ્વર અને (૨) અનનુનાસિક સ્વર. હવે જો ઉપદેશમાં સ્વર અનુનાસિક હોય તો એ इत् બને છે, અર્થાત્ એનાથી પ્રત્યાહાર બનાવી શકાય છે, પણ એને ગણતરીમાં લેવામાં આવેલો નથી, પરંતુ જો સ્વર અનનુસાસિક હોય તો એ इत् બને નહિ, કારણ કે આ સૂત્રમાં સ્પષ્ટપણે अच् अनुनासिक इत् એમ નોંધ્યું છે.

ઉદા. તરીકે, પ્રથમા વિભિક્તિનો પ્રત્યય सु છે તેમાંનો સ્વર उ નિયમ પ્રમાણે इत् બને છે અને પ્રત્યય ફક્ત स् જ રહે છે.

અહીં એક શંકા સહેજે જ ઉદ્‌ભવે કે सु પ્રત્યયમાં उ છે તે અનુનાસિક છે કે અનનુનાસિક એ જાણવું કઈ રીતે, કારણ કે ત્યાં અનુનાસિકની નિશાની (ँ) તો દેખાતી નથી. આમ સ્વરની અનુનાસિકતા જાણવા કોઈ આધાર આપવામાં આવ્યો છે ખરો ?

**વૃત્તિ : प्रतिज्ञानुनासिक्याः पाणिनीयाः ।**

**અર્થ** : પાણિનિ અનુનાસિક (સ્વરો)નું વિધાન કરે છે.

'સ્વર અનુનાસિક છે કે અનનુનાસિક' એ જાણવા માટે કોઈ આધાર

ખરો કે નહિ, એવો પ્રશ્ન ઉદ્ભવવાની આશંકાથી ભટ્ટોજી વૃત્તિમાં ઉપર્યુક્ત વિધાન આપે છે.

આ વિધાનના અર્થઘટનમાં વિદ્વાનો ભિન્નતા પ્રગટ કરે છે. बालमनोरमाકાર पाणिनीयाःનો અર્થ 'પાણિનિના શિષ્યો' એમ કરે છે અને આ પંક્તિ સમઝાવે છે કે 'જે આ સ્વરોનું આનુનાસિક્ય જાણે છે તે પાણિનિના શિષ્યો;' અર્થાત્ પાણિનિના શિષ્યો અમુક સ્વર અનુનાસિક છે કે નહિ એ જાણે છે અને આમ પરંપરાથી સ્વરની અનુનાસિકતા સિદ્ધ થાય છે.

मितभाषिणीકાર पाणिनीयाःનો અર્થ "પાણિનિએ જણાવેલા વર્ણ" એમ કહે છે અને સમઝાવે છે કે કેટલીક વખત કથનોમાં સ્વયં પાણિનિ પ્રતિજ્ઞા (વિધાન) કરે છે કે આ સ્વરને અનુનાસિક ગણવો અને આ સ્વરને અનનુનાસિક ગણવો.

આમ ગમે તે અર્થ ગ્રહણ કરો, પરંતુ ભાવાર્થ એ જ છે કે સ્વરોની અનુનાસિકતા નિશ્ચિત નથી કે એને કોઈ નિશાની વડે દર્શાવવામાં આવતી નથી, પરંતુ વ્યાકરણમાં જો કોઈ સ્થળે કોઈ સ્વર અનુનાસિક હોય તો એવે વખતે સ્પષ્ટપણે એની અનુનાસિકતા જાહેર કરવામાં આવે છે; જેમકે, પ્રાચીન વૈયાકરણો लण् સૂત્રમાંના અને અનુનાસિક ગણાવે છે, તેથી આપણે પણ અનું અનુનાસિકત્વ સ્વીકારવાનું રહે છે.

[નોંધ : लण्માંના અને અનુનાસિક કહ્યો છે એ સ્વાભાવિક એ માટે છે કે વર્ગીય અનુનાસિક વ્યંજન તરીકે લિપિમાં સૂચવાયેલા વર્ણ છે તેમાં તો તે તે વર્ગના ત્રીજા ત્રીજા (ઘોષ) વ્યંજન જ હોય છે, માત્ર એની પૂર્વેનો સ્વર જ અનુનાસિક ઉચ્ચરિત થાય છે. એનું સૂચક ઉદાહરણ वाङ्मय છે. આને वाँग्मय એમ લખવામાં આવે તોયે ઉચ્ચારણમાં કોઈ ભેદ નથી. પતંજલિએ મહાભાષ્યમાં આને પ્રાસાદવાસી ન્યાય સાથે સરખાવેલ છે.

હકીકતે તો इत् સ્વરોને પાણિનિએ 'અનુનાસિક' એવી સંજ્ઞા આપી છે અને એમણે કહ્યા તે જ અનુનાસિક સ્વર, એ પ્રતિજ્ઞાનો ભાવાર્થ છે.]

**વૃત્તિ : लण्-सूत्रस्थ-अ-वर्णेन सह उच्चार्यमाणः रेफः रलयोः संज्ञा ।**

**અર્થ** : लण् સૂત્રમાં રહેલા અવર્ણ સાથે ઉચ્ચારવામાં આવતો र એ र् અને ल्‌ની સંજ્ઞા બને છે.

સ્વરની અનુનાસિકતા વિશે જે તે સ્થળે એવું સ્પષ્ટ વિધાન કરી દેવામાં આવે છે એવો ભટ્ટોજીએ ઉલ્લેખ કર્યો ખરો, પરંતુ વ્યાકરણ-શાસ્ત્રમાં આવાં કોઈ ઉદાહરણ પ્રાપ્ત થાય છે ખરાં કે જ્યાં સ્વર અનુનાસિક હોય અને એની અનુનાસિકતાનો વિધાન વડે સ્પષ્ટ નિર્દેશ કરવામાં આવ્યો હોય? આ પ્રશ્ન સહેજે ઉદ્‌ભવે. ભટ્ટોજી દીક્ષિતે આ વૃત્તિમાં એનો જ પ્રત્યુત્તર આપેલો છે.

આપણે માહેશ્વર સૂત્રોમાંનું પાંચમું–છઠ્ઠું સૂત્ર हयवरट् ।५। लण् ।६। છે, એ જાણિયે છિયે. એમાં ल અક્ષરમાં જે अ રહેલો છે તે અનુનાસિક છે એવું વૈયાકરણો પરંપરાથી જણાવે છે અને તેથી એને इत् ગણવો જોઇયે. (लण्–सूत्रे अकारः च) એવું સ્પષ્ટ વિધાન કરી દેવામાં આવ્યું છે જ.

હવે, જો लण् સૂત્રનો अ અનુનાસિક હોવાથી इत् હોય તો પાંચમા સૂત્રના र् વર્ણ સાથે એને સાંકળી લેવાથી (र् + अ=) र પ્રત્યાહાર બને. આ પ્રત્યાહાર પ્રથમ વર્ણથી માંડીને इत् વર્ણ સુધીના દરેકને અભિવ્યક્ત કરનાર સંજ્ઞા બને, આ દૃષ્ટિએ र પ્રત્યાહારના र् અને अ દ્વારા र्, ल् અને अ ત્રણ વર્ણ અભિવ્યક્ત થાય છે, પરંતુ अ इत् હોવાથી र પ્રત્યાહાર વડે र् અને ल् વર્ણો સૂચિત થાય છે, એમ કહી શકાય.

लण् સૂત્રના अને અનુનાસિક ગણીને इत् સિદ્ધ કરવામાં આવે છે તેથી સામાન્ય નિયમ પ્રમાણે એ इत् વર્ણ अ સાથે એની આગળનો કોઈ પણ વર્ણ લઈને પ્રત્યાહાર બનાવી શકાય; જેમકે, हयवरट् સૂત્રના ह्‌ની સાથે अને જોડીને (ह् + अ=) ह પ્રત્યાહાર જરૂર બનાવી શકાય, જે ह्, य्, व् र અને ल्‌ની સંજ્ઞા બને, પરંતુ સમસ્ત પાણિનીય વ્યાકરણમાં अ इत् અક્ષર સાથે આગળનો हयवरट्‌માંનો र વર્ણ લઈને ફક્ત એક જ र પ્રત્યાહાર પ્રયોગમાં લેવામાં આવ્યો છે. અન્ય પ્રત્યાહાર બની શકે છે, પરંતુ વ્યાકરણમાં એની ક્યાંયે ઉપયોગિતા નથી.

આમ છતાં र પ્રત્યાહાર પરત્વે शब्देन्दुशेखरનો મતભેદ નોંધવો જોઇયે, કારણ કે એના લેખક નાગોજી ભટ્ટના મંતવ્ય અનુસાર र

પ્રત્યાહાર પાણિનિના વ્યાકરણમાં અસ્તિત્વ ધરાવતો જ નથી. નાગોજી ભટ્ટ ર ને પ્રત્યાહાર તરીકે નહિ સ્વીકારવા માટે કારણ તરીકે પાણિનિસૂત્ર अतो हलान्तस्य (૭–૨–૨) એ સૂત્ર આપે છે અને જણાવે છે કે જો પાણિનિને ર પ્રત્યાહાર સ્વીકાર્ય હોત તો એમણે ત્યાં रान्तस्य એવો પ્રયોગ કર્યો હોત અને એઓ અર્ધી માત્રા બચાવી શક્યા હોત.

આમ છતાં પાણિનિએ उरण् रपरः (૧–૧–૨૧) એ સૂત્રમાં र પ્રત્યાહાર સ્પષ્ટપણે પ્રયોજ્યો છે ત્યારે એનો સદંતર અસ્વીકાર કઈ રીતે સંભવી શકે ?

**વૃત્તિ : प्रत्याहारेषु इतां न ग्रहणम्, 'अनुनासिक' इत्यादिनिर्देशात्। न हि अत्र ककारे परे अच्कार्यं दृश्यते ।**

**અર્થ :** પ્રત્યાહારોમાં इत् વર્ણોની ગણના થતી નથી, કારણ કે 'અનુનાસિક' વગેરે શબ્દનો નિર્દેશ કરવામાં આવ્યો છે. 'क' કાર અહીં પછી આવેલો હોવા છતાં अच् કાર્ય થયું નથી.

પાણિનિના हलन्त्यम् સૂત્ર દ્વારા માહેશ્વર સૂત્રોના અંત્ય વ્યંજન इत् છે એમ સિદ્ધ કરવામાં આવ્યું તથા आदिरन्त्येन सहेता એ સૂત્ર દ્વારા પ્રત્યાહારો કઈ રીતે બનાવી શકાય એ બાબત સિદ્ધ કરવામાં આવી,

**વૃત્તિ : प्रत्याहारेषु इतां न ग्रहणम् ।**

**અર્થ :** પ્રત્યાહારોમાં इत् વર્ણોનો સમાવેશ કરવામાં આવતો નથી.

હવે આ પ્રત્યાહારોની બાબતમાં એક મહત્ત્વની વાત પરત્વે ભટ્ટોજી આ વૃત્તિ દ્વારા ધ્યાન ખેંચે છે.

નિયમ પ્રમાણે તો પ્રત્યાહાર દ્વારા એના આદિ અક્ષરથી અંત્ય इत् અક્ષર સુધી બધા વર્ણ અભિવ્યક્ત થાય છે; જેમકે अक् પ્રત્યાહાર દ્વારા अ થી क् સુધીના બધા વર્ણ સમજવામાં આવે છે. આ બાબતના અનુસંધાનમાં ભટ્ટોજી એક મહત્ત્વની સ્પષ્ટતા કરતાં નોંધે છે કે 'પ્રત્યાહારોમાં इत् વર્ણોનો સમાવેશ કરવામાં આવતો નથી.'

આ દૃષ્ટિએ જોઈએ તો, अण् પ્રત્યાહારમાં अ થી ण् સુધીના अ, इ, उ અને ण् વર્ણોનો સમાવેશ થાય છે, પરંતુ આ વૃત્તિ અનુસાર

તો ण् વર્ણ इत् હોવાથી એને પ્રત્યાહારના વર્ણોમાં ગણી શકાય નહિ, તેથી अण् પ્રત્યાહાર દ્વારા ફક્ત अ, इ અને उ વર્ણો જ સૂચિત થાય છે. એ જ રીતે अक् દ્વારા ફક્ત अ, इ, उ. ऋ અને ऌ વર્ણો જ વ્યક્ત થાય છે, એમાં આવતા ण् અને क् इत् હોવાથી એઓને ગણતરીમાં લેવામાં આવતા નથી.

આમ ભટ્ટોજીએ प्रत्याहारेष्वितां न ग्रहणम् એ નિયમ આપ્યો, પરંતુ 'ભટ્ટોજીના આ નિષેધ માટે પાણિનિની અષ્ટાધ્યાયીમાં કોઈ આધાર છે ખરો, અષ્ટાધ્યાયીમાં પાણિનિએ એવો ઉલ્લેખ કરતું કોઈ સૂત્ર આપ્યું છે ખરું', એવો પ્રશ્ન અભ્યાસીના મનમાં જરૂર ઉદ્‌ભવે.

ભટ્ટોજીને પણ આ સંભવિત પ્રશ્નનો ખ્યાલ છે જ, તેથી એમણે પોતાના આ વિધાનની સાથે જ એની સ્પષ્ટતાને સાંકળી લીધી છે. પાણિનિએ સૂત્ર દ્વારા પ્રત્યક્ષ રીતે આ માટે કોઈ નિયમ આપ્યો નથી એ સ્વીકારવું જ રહ્યું, આમ છતાં, પાણિનિ પણ प्रत्याहारेष्वितां न ग्रहणम् એ નિયમમાં માને છે એનો પરોક્ષ પુરાવો ભટ્ટોજી આ વૃત્તિમાં આપે છે, જેને નીચે પ્રમાણે સમઝાવી શકાય.

પાણિનિએ ઉપર સૂત્રમાં 'अनुनासिक' શબ્દ પ્રયોજ્યો છે. હવે જો इत् વર્ણોની ગણતરી પણ પ્રત્યાહારમાં કરવામાં આવે તો પાણિનિએ આ 'अनुनासिक' શબ્દ પ્રયોજ્યો છે તે વ્યાકરણના નિયમ પ્રમાણે બની શકે નહિ. આ બાબત સમઝવા માટે સંધિ પ્રકરણના એક સૂત્રનો અભ્યાસ જરૂરી બની રહે છે.

સંધિ પ્રકરણમાં એક સૂત્ર છે : इको यणचि ૬–૧–૭૭ [इकः यण् अचि। 'इक्‌ને यण् થાય, अच्‌ની પહેલાં.] અર્થાત્ अच्‌ની પહેલાં જો इक् હોય તો એનો यण् કરવો. અહીં આપણે જાણિયે છિયે કે अच् એટલે સ્વર, इक् એટલે इ उ ऋ અને ऌ તથા यण् એટલે य् व् र ल, અને તેથી સંપૂર્ણ નિયમ આ પ્રમાણે થાય–"જો સ્વર પહેલાં इ, उ, ऋ કે ऌ આવે તો इ, उ, ऋ, ऌ ના य्, व्, र, ल् કરવા."

આ તો આપણે પ્રત્યાહારમાં इत्‌નો સમાવેશ કર્યા સિવાય જોયું. હવે જો इत् વર્ણોનું ગ્રહણ પ્રત્યાહારમાં કરવામાં આવે તો સૂત્રનો અર્થ

(इत् અક્ષરો સાથે) આ પ્રમાણે થાય : "બધા સ્વર અને ण्, क्, ञ्, च्र् પહેલાં [अचि] इ उ ण् ऋ लृ કે क् આવે તો એના [इकः] य् व् र ल् કે ण् [यक्] થાય." એનો અર્થ એ થયો કે કોઈ પણ સ્વર, ण् क् ञ् કે च्- માંથી કોઈ પણ વર્ણ પહેલાં જો इ આવે તો એનો य् થાય. એ જ રીતે **'क् પહેલાં જો इ હોય તો એનો य् કરવો પડે'** એમ પણ કહી શકાય.

હવે આ નિયમ પ્રમાણે જોઈયે તો अनुनासिक શબ્દમાં अनुनास् + इ + क એવો વર્ણોનો ક્રમ છે. ઉપરના નિયમ પ્રમાણે क પહેલાં इ આવેલો છે તેથી इनो य કરવો જોઈએ. આમ કરતાં તો अनुनास् + य् + क થાય, એટલે શબ્દ अनुनास्यक બને, अनुनासिक શબ્દ તો બને જ નહિ.

આમ પ્રત્યાહારમાં इत् વર્ણની ગણતરી કરવાથી તો अनुनासिक શબ્દ બને જ નહિ, પરંતુ પાણિનિએ પોતે જ अनुनासिक શબ્દ પ્રયોજ્યો છે તેથી કહી શકાય કે પ્રત્યાહારમાં इत् વર્ણોનો સમાવેશ કરવાનો નિયમ પાણિનિને માન્ય નથી. જો પાણિનિને એ નિયમ માન્ય હોત તો એમણે अनुनास्यक શબ્દ પ્રયોજ્યો હોત, પરંતુ એમણે તો સ્પષ્ટપણે अनुनासिक શબ્દ પ્રયોજ્યો છે અને ત્યાં क् પછી હોવાને કારણે अचूकार्य થયું નથી, એટલે કે इनो य् કરવામાં આવ્યો નથી. પ્રત્યાહારોમાં इत् અક્ષરોની ગણના પાણિનિને અભિપ્રેત નથી એમ કહી શકાય. આમ ભલે પ્રત્યક્ષ રીતે પાણિનિએ प्रत्याहारेष्वितां न ग्रहणम् એ નિયમ આપ્યો નથી, પરંતુ એઓ નિયમ એમાં જરૂર સ્વીકારે છે એમ કહી શકાય.

**वृत्ति : आदिः अन्त्येन इति एतत्सूत्रेण कृताः संज्ञाः प्रत्याहारशब्देन व्यवह्रियन्ते ।**

**અર્થ** : आदिरन्त्येन सहेता એ સૂત્રથી જે સંજ્ઞાઓ બનાવવામાં આવે છે તે 'પ્રત્યાહાર' કહેવાય છે.

અત્યાર સુધી ભટ્ટોજી દીક્ષિતે 'કૌમુદી'માં જે લખાણ આપ્યું છે તેમાં ક્યાંય પણ 'પ્રત્યાહાર'ની વ્યાખ્યા આપવામાં આવી નથી. અહીં ભટ્ટોજીએ 'પ્રત્યાહાર'ની વ્યાખ્યા આપતાં જણાવ્યું છે કે आदिरन्त्येन सहेता એ સૂત્ર અનુસાર કોઈ इत् વર્ણ સાથે એની આગળ કોઈ 'अनित्' વર્ણ મૂકવાથી જે સંજ્ઞા બને છે તે સંજ્ઞા જ 'પ્રત્યાહાર' કહેવાય છે. આમ अण्, अच्, हल् વગેરે એ સૂત્રથી બનેલી સંજ્ઞાઓ છે, તેથી એને પ્રત્યાહાર કહે છે.

[વધુ માટે જુઓ 'પ્રત્યાહાર' વિશે આ પૂર્વેની નોંધ, પાનું ૪૧.]

**૪. ऊकालोऽज्झ्रस्वदीर्घप्लुतः । १ । २ । २७ ।**

**સૂત્રાર્થ :** હ્રસ્વ उ, દીર્ઘ ऊ અને પ્લુત ऊ३ ના જેટલા સમયવાળા अच् (સ્વર) હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત કહેવાય છે.

**વૃત્તિ : उः च ऊः च ऊ३ च वः । वां-काल इव कालः यस्य सः अच् क्रमात् ह्रस्वदीर्घप्लुतसंज्ञः स्यात् ।**

**અર્થ :** હ્રસ્વ उ, દીર્ઘ ऊ અને પ્લુત ऊ३–આમ ત્રણ उનો સમાહાર એટલે वः । એ ત્રણ उના (वाम्) ઉચ્ચારણ માટે જે સમય જાય છે તે સમય જેટલો જે સ્વરોના ઉચ્ચારણમાં સમય જાય તે અનુક્રમે 'હ્રસ્વ' 'દીર્ઘ' અને 'પ્લુત' કહેવાય છે.

આ સૂત્ર દ્વારા ह्रस्व दीर्घ અને प्लुत આ ત્રણ સંજ્ઞા એકી સાથે સ્પષ્ટ કરવામાં આવી છે. આ ત્રણે સ્વરના પ્રકાર છે, પરંતુ એની કોઈ વિશેષ વ્યાખ્યા નથી, કારણ કે આ પ્રકારો ઉચ્ચારણ પર આધારિત છે. સામાન્ય રીતે હ્રસ્વ સ્વરના ઉચ્ચારણ માટે જેટલો સમય લાગે તેની એક માત્રા, એનાથી બમણો સમય દીર્ઘ સ્વરના ઉચ્ચારણ માટે લાગે છે તેથી એની બે માત્રા, તથા પ્લુત સ્વરના ઉચ્ચારણ માટે હ્રસ્વ કરતાં ત્રણ ગણો સમય લાગે છે તેથી એની ત્રણ માત્રા ગણી શકાય. આમ ઉચ્ચારણ સમયના આધારે જ આ ત્રણે પ્રકાર અહીં સમઝાવવામાં આવ્યા છે.

આ સૂત્રમાં उ સ્વરને આધાર તરીકે (ऊकालः...) લેવામાં આવ્યો છે, ત્યારે અભ્યાસીને જરૂર શંકા ઉદ્ભવે કે સ્વરોમાં પ્રથમ સ્થાન ધરાવતા अ કે इ ને મૂકીને પાણિનિએ उ સ્વરનો આધાર કેમ લીધો હશે?

પાણિનિ તો ગમે તે સ્વરને અહીં આધાર તરીકે લઈ શક્યા હોત, પરંતુ સ્વરના આ ત્રણે પ્રકારોની સ્પષ્ટતા ઉચ્ચારણના સમયને આધારે છે તેથી એનું જો ઉચ્ચારણના આધારવાળું કોઈ સુંદર ઉદાહરણ દૃષ્ટિ સમક્ષ હોય તો એ પ્રકારો સમઝવા સરળ થઈ પડે. અમને લાગે છે કે કદાચ વ્યવહારમાં અત્યંત પ્રચલિત એવું કૂકડાના અવાજનું ઉદાહરણ कु कू कू३ પાણિનિની દૃષ્ટિ સમક્ષ આવ્યું હોય. [ગુજરાતીમાં આપણે કુકડૂ...કૂઉઉઉ... સાંભળીએ છીએ તે જ.] આ ઉદાહરણમાં ત્રણે પ્રકારના उ નો ઉચ્ચારણ-સમય સ્પષ્ટપણે જુદો જાણી શકાય છે. અને તેથી જ આ દૃષ્ટાંતને

ખ્યાલમાં રાખીને પાણિનિએ अ કે इને મૂકીને उ સ્વરની પસંદગી કરી હોય. बालमनोरमा પણ નોંધે છે કે ऊशब्दस्यात्र एकमात्रद्विमात्रत्रिमात्र-कुक्कुटरुतानुकरणत्वात् ।

અહીં આધાર તરીકે उ સ્વર લેવામાં આવ્યો છે. હવે હ્રસ્વ उ બોલતાં જે સમય લાગે તેટલો સમય જે અન્ય સ્વરના ઉચ્ચારણમાં લાગે તે દરેક સ્વર 'હ્રસ્વ' કહેવાય. સ્વાભાવિક રીતે જ अ, इ, ऋ અને ऌના (દરેક હ્રસ્વના) ઉચ્ચારણમાં હ્રસ્વ उ જેટલો સમય જાય એનાથી એ દરેક સ્વર 'હ્રસ્વ' કહેવાય અને એ દરેકની માત્રા એક ગણાય.

એ જ રીતે દીર્ઘ ऊ બોલતાં જે સમય લાગે તેટલો સમય જે અન્ય સ્વરના ઉચ્ચારણમાં લાગે તે દરેક સ્વર 'દીર્ઘ' કહેવાય. સ્વાભાવિક રીતે જ आ, ई, ॠ (દરેક દીર્ઘ)ના ઉચ્ચારણમાં દીર્ઘ ऊ જેટલો જ સમય જાય તેથી એ દરેક 'દીર્ઘ' સ્વર કહેવાય અને એ દરેકની બે માત્રા ગણાય. (સંસ્કૃતમાં દીર્ઘ ॡ નહિ હોવાથી, બે માત્રાવાળો ॡ હોતો નથી.)

અહી એક વસ્તુ નોંધવી જોઇયે કે ए, ओ, ऐ, औ પણ ऊ જેટલો સમય લેતા હોવાથી દરેક દીર્ઘ બનશે. (ए વર્ણ अ + इ નો બનેલો હોઈ બે માત્રાવાળો એટલે દીર્ઘ થશે. એ જ રીતે અન્ય સમજવા.)

આ પ્રમાણે જ ऊ३ બોલતાં જે સમય લાગે તેટલો સમય જે અન્ય સ્વરના ઉચ્ચારણમાં લાગે તે દરેક સ્વર 'પ્લુત' કહેવાય. આ દષ્ટિએ आ३, ई३, ऋ३ અને ऌ३ (દરેક પ્લુત)ના ઉચ્ચારણમાં (પ્લુત) ऊ३ જેટલો સમય જતો હોવાથી એ દરેક 'પ્લુત' સ્વર કહેવાય.

આ જ રીતે ए३, ओ३, ऐ३, औ३ પણ પ્લુત સ્વર કહેવાશે અને એની દરેકની ત્રણ ત્રણ માત્રા ગણાશે.

આ રીતે વિચારતાં આ સૂત્રથી સ્વરોનું નીચે પ્રમાણે વિભાજન થયું :

આ સૂત્રના અનુસંધાનમાં એક શંકાનું નિરાકરણ કરિયે. અહીં સૂત્રમાં પાણિનિએ તો ફક્ત દીર્ઘ ऊ જ પ્રયોજ્યો છે, તેથી ખરેખર તો "દીર્ઘ ऊ જેટલા સમયવાળા સ્વર હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત કહેવાય છે" એ પ્રમાણે સૂત્રાર્થ લેવો જોઇયે, જ્યારે અહી તો "उ, ऊ અને ऊ३ જેટલા સમયવાળા..." એ પ્રમાણે સૂત્રાર્થ લેવામાં આવ્યો છે, એ

સ્વર

| अ | इ | उ | ऋ | ऌ | ए | ओ | ऐ | औ |
|---|---|---|---|---|---|---|---|---|
| હ્રસ્વ દીર્ઘ પ્લુત | હ્ર. દી. પ્લુ. | હ્ર. દી. પ્લુ. | હ્ર. દી. પ્લુ. | હ્ર. પ્લુ. | દી. પ્લુ. | દી. પ્લુ. | દી. પ્લુ. | દી. પ્લુ. |

કયા આધારે ? હ્રસ્વ उ અને પ્લુત ऊ३નો ઉલ્લેખ સૂત્રમાં નહિ હોવા છતાં એના અર્થમાં કયા આધારે એ ઉમેરવામાં આવ્યા ? આ પ્રકારનો એક પ્રશ્ન જરૂર થાય.

પાણિનિના સૂત્રમાં આપણને ફક્ત દીર્ઘ ऊ જ દેખાય છે, પરંતુ ખરેખર તો એમાં ત્રણે પ્રકારના उ છે જ એ ત્રણેની સંધિના પરિણામે દીર્ઘ ऊ બનેલો છે એ ભૂલવું જોઇએ નહિ. પાણિનિનું સૂત્ર ખરેખર તો આમ છે : उ ऊ ऊ३ कालः अच् हृस्व दीर्घ प्लुत : હવે આ સૂત્રમાં સંધિ કરવી જોઇએ. સૂત્રમાંના પ્રથમ બે उની સંધિ કરવાથી બંનેને સ્થાને (उ+ऊ=) ऊ દીર્ઘ આવશે, પછી એ દીર્ઘ ऊ અને છેલ્લા પ્લુત ऊ३ની સંધિ થતાં એ બંનેના સ્થાને નિયમ પ્રમાણે (ऊ+ ऊ३=) ऊ દીર્ઘ આવશે. આમ સૂત્રમાં દેખાતો દીર્ઘ ऊ તો હ્રસ્વ उ, દીર્ઘ ऊ અને પ્લુત ऊ३–એ ત્રણેની સંધિથી બનેલો દીર્ઘ ऊ (उ + ऊ + ऊ = ऊ) છે, અને તેથી જ સૂત્રના અર્થમાં એ ત્રણે उ લેવામાં આવ્યા છે.

એ જ પ્રમાણે ભટ્ટોજીએ ત્રણે उ બતાવવા માટે સંધિને બદલે उ શબ્દનું બહુવચન वः મૂકેલ છે. (જે રીતે इन्दुः इन्दू इन्दवः રૂપ થાયતે જ રીતે उः ऊ वः રૂપ થાય ને ?)

**વૃત્તિ : स प्रत्येकम् उदात्तादिभेदेन त्रिधा ।**

**અર્થ :** એ પ્રત્યેકના ઉદાત્ત વગેરે ત્રણ ત્રણ ભેદ થશે.

ઉપર પ્રમાણે જે ૨૨ સ્વરભેદ થયા તે દરેકના હજુ આગળ ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એમ ત્રણ ત્રણ ઉપપ્રકાર થાય છે (જેમકે હ્રસ્વ ઉદાત્ત, હ્રસ્વ અનુદાત્ત અને હ્રસ્વ સ્વરિત; દીર્ઘ ઉદાત્ત, દીર્ઘ અનુદાત્ત અને દીર્ઘ સ્વરિત; પ્લુત ઉદાત્ત, પ્લુત અનુદાત્ત અને પ્લુત સ્વરિત). આ રીતે કુલ ૨૨ × ૩ = ૬૬ પ્રકાર થયા. એના પણ દરેકના અનુનાસિક અને અનનુનાસિક એવા અવાંતર ભેદોથી ૧૩૨ સ્વરભેદ થયા. પ્રાચીન આર્યોનું સ્વરજ્ઞાન અને તદનુસાર એમનું છંદોગાન કેટલું વૈજ્ઞાનિક હશે એ આનાથી સ્પષ્ટ થશે.

**૫. उच्चैरुदात्तः १।२।२९।**

**સૂત્રાર્થ :** ઊંચા ભાગમાંથી (નિષ્પન્ન થાય તે સ્વર) ઉદાત્ત કહેવાય છે.

**વૃત્તિ : ताल्वादिषु सभागेषु स्थानेषु ऊर्ध्वभागे निष्पन्नः अच् उदात्तसंज्ञः स्यात् । आ । ये ।**

**અર્થ :** તાલુ વગેરે વિભાગવાળા સ્થાનોના ઊર્ધ્વ ભાગમાં નિષ્પન્ન થતો સ્વર ઉદાત્ત કહેવાય છે; જેમકે आ અને ये।

હ્રસ્વાદિ સ્વરના ત્રણ પ્રકાર દર્શાવવામાં આવ્યા : ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિત, પરંતુ ગ્રંથમાં હજુ આ સંજ્ઞાઓ સમજાવવામાં આવી નથી તેથી ભટ્ટોજી હવે તરત જ એ ત્રણે સંજ્ઞાઓને સ્પષ્ટ કરતાં પાણિનીય સૂત્રોને સ્થાન આપે છે. આમાં આ સૂત્ર ઉદાત્ત સ્વરની વ્યાખ્યા આપે છે.

मितभाषिणीટીકાકાર નોંધે છે કે उच्चैः અહીં સપ્તમીના અર્થમાં છે તેથી એનો અર્થ ऊर्ध्वभागे उदात्तः એવો થાય છે. વળી આ સૂત્રમાં આગળના સૂત્ર (अचः च ૧–૨–૨૮)માંથી अच्‌ની અનુવૃત્તિ થાય છે તેથી ઊર્ધ્વ ભાગમાં (નિષ્પન્ન થતો) સ્વર ઉદાત્ત હોય છે એવો સૂત્રાર્થ થશે; પરંતુ સાથે સાથે એ પ્રશ્ન પણ થશે કે આ 'ઊર્ધ્વભાગ' શું સૂચવે છે?

આપણે જાણીએ છીએ કે વર્ણનું ઉચ્ચારણ મુખ દ્વારા થાય છે. એમાં પણ મુખનાં વિવિધ સ્થાનોમાંથી વિવિધ વર્ણ ઉત્પન્ન થાય છે. કંઠ, તાલુ, મૂર્ધા, દંત અને ઓષ્ઠ–એ પાંચ (અથવા કેટલાક વર્ણોમાં મિશ્ર) સ્થાનોમાંથી પ્રયત્નપ્રેરિત વાયુ અથડાઈને ધ્વનિ ઉત્પન્ન કરે છે.

હવે આ દરેક સ્થાનને બે ભાગમાં વહેંચી નાખવામાં આવે છે : ૧. ઊર્ધ્વભાગ અને ૨. નિમ્ન ભાગ. જ્યારે પ્રયત્નપ્રેરિત વાયુ મુખમાંના કોઈ પણ સ્થાનના ઊર્ધ્વ ભાગમાં અથડાઈને નિષ્પન્ન થતો હોય ત્યારે એ ઉદાત્ત કહેવાય છે; જેમકે આ કંઠસ્થાનીય છે તે જ્યારે કંઠના ઊર્ધ્વ ભાગમાંથી નિષ્પન્ન થાય એ રીતે ઉચ્ચારણ કરવામાં આવે ત્યારે એ ઉદાત્ત કહેવાય. આ દીર્ઘ હોવાથી એ દીર્ઘ ઉદાત્ત બને. અનું ઉચ્ચારણ એ રીતે થાય તો એ હ્રસ્વ ઉદાત્ત કહેવાય અને અ૩નું ઉચ્ચારણ એ રીતે થાય તો એ પ્લુત ઉદાત્ત કહેવાય.

આમ ઉદાત્ત એટલે ઉચ્ચારણના સ્થાનના ઊર્ધ્વ ભાગમાંથી નિષ્પન્ન થતો સ્વર. વૈદિક સંહિતાઓમાં આ પ્રકારનો સ્વર દર્શાવવા કંઈ નિશાની આપેલી હોતી નથી.

**૬. नीचैरनुदात्तः । १ । २ । ३० ।**

**સૂત્રાર્થ** : નિમ્ન ભાગમાંથી (નિષ્પન્ન થાય તે સ્વર) અનુદાત્ત કહેવાય છે.

**વૃત્તિ : स्पष्टम् ।**

**અર્થ** : ઉદાત્ત વિશે સમજ્યા પછી અનુદાત્તનું સ્વરૂપ અત્યંત સ્પષ્ટ બની રહે છે.

ઉપર જોયું તેમ ઉચ્ચારણસ્થાનના ઊર્ધ્વ ભાગમાંથી નિષ્પન્ન થતો સ્વર ઉદાત્ત કહેવાય છે, પરંતુ જો કોઈ સ્વર ઉચ્ચારણસ્થાનના નીચેના ભાગમાંથી નિષ્પન્ન થતો હોય તો એ સ્વર અનુદાત્ત કહેવાય છે; જેમકે <u>अ</u>र्वाङ् નો અ કંઠના અધોભાગમાંથી નિષ્પન્ન થાય એ રીતે ઉચ્ચારવામાં આવે છે તેથી એ હ્રસ્વ અનુદાત્ત કહેવાય. એ જ રીતે બોલાયેલો આ દીર્ઘ અનુદાત્ત અને અ૩ પ્લુત અનુદાત્ત કહેવાય.

આમ અનુદાત્ત એટલે ઉચ્ચારણના સ્થાનના અધોભાગમાંથી નિષ્પન્ન થતો સ્વર. વૈદિક સંહિતાનો આ પ્રકારનો સ્વર દર્શાવવા એની નીચે આડી રેખા મૂકવામાં આવે છે; જેમકે अर्वाङ् ।

અહીં પણ अचः च એ ૧–૨–૨૮મા સૂત્રમાંથી अच्‌ની અનુવૃત્તિ થઈ છે એ ભૂલવું જોઈએ નહિ.

**૭. समाहारः स्वरितः । १ । २ । ३१ ।**

**સૂત્રાર્થ** : (ઉદાત્ત અને અનુદાત્તના) સમાહારવાળો (સ્વર) સ્વરિત છે.

**વૃત્તિ** : **उदात्तानुदात्तत्वे वर्णधर्मौ समाह्रियेते यस्मिन् सः अच् स्वरितसंज्ञः स्यात् ।**

**અર્થ** : વર્ણના ઉદાત્તત્વ અને અનુદાત્તત્વ ધર્મો જે સ્વરમાં એકત્રિક થાય તે સ્વરની 'સ્વરિત' સંજ્ઞા થાય છે.

આપણે જોયું કે મુખમાંના ઊર્ધ્વ ભાગમાંથી બોલાતો સ્વર 'ઉદાત્ત' અને નિમ્ન ભાગમાંથી બોલાતો સ્વર 'અનુદાત્ત' કહેવાય છે; હવે આ સૂત્રમાં ત્રીજા પ્રકાર 'સ્વરિત'ની વ્યાખ્યા આપવામાં આવી છે. ઉદાત્ત અને અનુદાત્તની માફક સ્વરિતનું ઉચ્ચારણસ્થાનમાં કોઈ નિશ્ચિત સ્થાન નથી, પણ એ ઉદાત્ત અને અનુદાત્તના સંમિશ્રણરૂપ હોય છે. સ્વરિતમાં અંશતઃ ઉદાત્તત્વ અને અંશતઃ અનુદાત્તત્વ હોય છે. આમ એક જ સ્વર ઉચ્ચારણ-સ્થાનના ઊર્ધ્વ અને નિમ્ન બંને ભાગોમાંથી બોલાતો હોય એનું ઉચ્ચારણ મુશ્કેલ પણ બને છે. અને આથી જ સામાન્ય વ્યવહારમાં આ પ્રકારો તરફ લક્ષ્ય હોતું નથી, ફક્ત વૈદિક ઋચાઓમાં જ એઓને મહત્ત્વ આપવામાં આવ્યું છે. વૈદિક ગ્રંથોમાં આવા સ્વરિત સ્વરને એના ઉપર ઊભી રેખા દોરીને બતાવવામાં આવે છે; જેમકે, क्वं ।

અહીં ૧–૨–૨૮ મા अचः च સૂત્રમાંથી अचःની આવૃત્તિ થઈ છે તથા ૧–૨–૨૯ મા સૂત્રમાંથી उदात्तः પદની અને ૧–૨–૩૦મા મૂત્રમાંથી अनुदात्तः પદની અનુવૃત્તિ થાય છે તેથી જ સૂત્રાર્થમાં એને કૌંસમાં દર્શાવવામાં આવ્યા છે

उदात्त अनुदात्त અને स्वरित એ ત્રણે સંજ્ઞા સમઝવા સૂત્રોમાં દરેક પ્રકારની 'અનુવૃત્તિ'નો આધાર લેવામાં આવ્યો છે એ જોયું ?

(૧) એક સૂત્રનું કોઈ એક પદ પછીના સૂત્રમાં અનુવૃત્તિ પામે છે એનું ઉદાહરણ : ૧–૨–૩૦ મા સૂત્રનું अनुदात्तः પદ ૧–૨–૩૧ મા સૂત્રમાં અનુવૃત્ત થાય છે.

(૨) એક સૂત્રનું કોઈ એક પદ પછીના એકથી વિશેષ સૂત્રોમાં પણ અનુવૃત્તિ પામે છે. એનું ઉદાહરણ : अचः च । ૧–૨–૨૮ મા સૂત્રનું अचः પદ એ પછીના ૨૯, ૩૦ અને ૩૧ મા સૂત્રોમાં અનુવૃત્તિ પામે છે.

(૩) એક સૂત્રનું કોઈ એક પદ અમુક સૂત્ર મૂકીને પછીના કોઈ સૂત્રમાં

मण्डुकप्लुतिરૂપે અનુવૃત્તિ પામે છે. એનું ઉદાહરણ : ૧-૨-૨૯ મા સૂત્રનું उदात्तः પદ ૧-૨-૩૦ મા સૂત્રને સ્પર્શ્યા સિવાય ૧-૨-૩૧ મા સૂત્રમાં અનુવૃત્તિ પામે છે.

**૮. तस्यादित उदात्तमर्धह्रस्वम् । १ । २ । ३१ ।**

**સૂત્રાર્થ :** એ (સ્વરિત)ની શરૂઆતનો હ્રસ્વ સ્વરના અર્ધા જેટલો ભાગ ઉદાત્ત હોય છે.

**વૃત્તિ : ह्रस्वग्रहणम् अतन्त्रम् । स्वरितस्य आदितः अर्धम् उदात्तं बोध्यम् । उत्तरार्धं तु परिशेषाद् अनुदात्तम् ।**

**અર્થ :** 'હ્રસ્વ' શબ્દનું ગ્રહણ વિવક્ષિત નથી. સ્વરિતનું શરૂઆતનું અર્ધું ઉદાત્ત સમજવું; ઉત્તરાર્ધ તો બાકી રહેવાના કારણે જ અનુદાત્ત સમજાય છે.

समाहारः स्वरितः । એ સૂત્ર દ્વારા સ્વરિત સ્વર ઉદાત્ત અને અનુદાત્તના સંયોગરૂપ હોય છે એવું વિધાન કરવામાં આવ્યું, પરંતુ એમાં ઉદાત્ત કેટલા અંશે હોય અને અનુદાત્ત કેટલા અંશે હોય એ વિશે કંઈ સ્પષ્ટતા કરવામાં આવી નથી, એટલું જ નહિ, સ્વરિતમાં પ્રારંભે ઉદાત્ત હોય કે અનુદાત્ત ? એ શંકા પણ રહે જ છે આ શંકાઓના નિરસન માટે આ સૂત્ર આપવામાં આવ્યું છે

કૌમુદીકાર અને અન્ય સૌ ટીકાકારો આમાંની બીજી શંકા પર તો સમાન વલણ જ ધરાવે છે કે સ્વરિતમાં આદિ ભાગ ઉદાત્ત હોય છે અને ઉત્તરાંશ અનુદાત્ત હોય છે. આમ સ્વરિત (પ્રથમ) ઉદાત્ત (પછી) અનુદાત્ત એ સૌએ નિર્વિવાદ સ્વીકાર્યું છે, કારણ કે પાણિનિએ સૂત્રમાં आदितः उदात्तम् એમ સ્પષ્ટપણે દર્શાવ્યું જ છે.

પરંતુ, આ ક્રમમાં ઉદાત્ત અને અનુદાત્તની માત્રા કેટલી એ વિશે વિદ્વાનોમાં મતભેદ છે. એ સવિસ્તર જોઈએ.

કૌમુદીકાર ભટ્ટોજી દીક્ષિત વૃત્તિમાં બહુ જ સ્પષ્ટતાપૂર્વક અને ભારપૂર્વક જણાવે છે કે ह्रस्वग्रहणम् अतन्त्रम् । तन्त्र એટલે પ્રધાન, વિવક્ષિત, અને अतन्त्रम् એટલે अविवक्षितम् । (तन्त्रपरं विवक्षितपर्यायम् । तथा च अविवक्षितमित्यर्थः ।) મતલબ કે આ સૂત્રમાંનો 'ह्रस्व' શબ્દ વિવક્ષિત નથી, અર્થાત્ એ શબ્દને ધ્યાનમાં લેવાનો નથી. આ દૃષ્ટિએ જોઈયે તો,

उदात्तम् अर्धह्रस्वम्‌નો ખરેખર અર્થ उदात्तम् अर्धम् એમ જ સમજવાનો રહે છે. આ દૃષ્ટિએ કોઈ પણ સ્વરિત સ્વરમાં આગળનો ભાગ ઉદાત્ત અને અર્ધ એટલે કે ૫૦ ટકા હોય છે એમ સિદ્ધ થાય, જ્યારે ભટ્ટોજી આગળ નોંધે છે તે પ્રમાણે उत्तरार्धं तु परिशेषाद् अनुदात्तम् અર્થાત્ બાકી રહેતો પાછળનો અર્ધભાગ અનુદાત્ત હોય છે.

ભટ્ટોજીના આ મંતવ્ય અનુસાર (એક માત્રાવાળા) હ્રસ્વ સ્વરિત સ્વરમાં પ્રથમ અર્ધમાત્રા ઉદાત્તની અને પછીની અર્ધમાત્રા અનુદાત્તની હોય છે, (બે માત્રાવાળા) દીર્ઘ સ્વરિત સ્વરમાં પ્રથમ એક માત્રા ઉદાત્તની અને પછીની એક માત્રા અનુદાત્તની હોય છે, જ્યારે (ત્રણ માત્રાવાળા) પ્લુત સ્વરિતમાં પ્રથમ દોઢ માત્રા ઉદાત્તની અને પછીની દોઢ માત્રા અનુદાત્તની હોય છે. શ્રી મહાશબ્દે પણ આ જ મંતવ્ય સ્વીકારીને આગળ વધે છે.

પરંતુ શ્રી નાગેશનું મંતવ્ય આનાથી જરા જુદી જાતનું છે. એઓ પાણિનિના સૂત્રમાંના 'ह्रस्व' પદને નિરર્થક કે અવિવક્ષિત માનતા નથી, એઓ अर्धह्रस्वम्'નો અર્થ 'ह्रस्वस्व अर्धम्' એ પ્રમાણે જ લે છે અને એ દૃષ્ટિએ હ્રસ્વની એક માત્રા છે તેથી અર્ધહ્રસ્વની ½ માત્રા થાય એમ સ્વીકારી દરેક પ્રકારના સ્વરિતમાં પ્રારંભની ફક્ત ½ માત્રા જ ઉદાત્ત હોય છે અને બાકી રહેતી માત્રાઓ અનુદાત્ત હોય છે એવો અભિપ્રાય વ્યક્ત કરે છે.

આમ શ્રી નાગેશના મંતવ્ય અનુસાર જોઈએ તો (એક માત્રાવાળા) હ્રસ્વ સ્વરિત સ્વરમાં પ્રથમ અર્ધ માત્રા ઉદાત્ત અને પછીની અર્ધ માત્રા અનુદાત્ત હોય છે, (બે માત્રાવાળા) દીર્ઘ સ્વરિત સ્વરમાં પ્રથમ અર્ધમાત્રા ઉદાત્ત અને પછીની દોઢ માત્રા અનુદાત્ત હોય છે, જ્યારે (ત્રણ માત્રાવાળા) પ્લુત સ્વરિત સ્વરમાં પ્રથમ અર્ધમાત્રા ઉદાત્ત અને પછીની અઢી માત્રા અનુદાત્ત હોય છે.

આ બંને મંતવ્યોમાંથી વધુ સ્વીકાર્ય કયું એવો પ્રશ્ન સ્વાભાવિકપણે જ ઉદ્‌ભવે. अर्धमात्रालाघवेन पुत्रोत्सवं मन्यन्ते वैयाकरणाः । એવા આ વૈયાકરણ પાણિનિ સૂત્રમાં નિરર્થક 'હ્રસ્વ' શબ્દ ઉમેરે નહિ એવો અમારો નમ્ર મત છે. વળી, પતંજલિએ પણ ભાષ્યમાં સ્પષ્ટપણે નોંધ્યું છે કે

अर्धह्रस्वशब्दोऽर्धमात्रायां रूढः । (અર્થાત્ अर्धह्रस्व શબ્દ 'અર્ધમાત્રા' માટે રૂઢ થયેલો છે.) તેથી આગળની 'અર્ધમાત્રા' જ ઉદાત્તની હોય છે એમ માનવું જોઇએ.

આમ પાણિનિને तस्य आदितः उदात्तम् દ્વારા "સ્વરિત સ્વરનો આગળનો ભાગ ઉદાત્ત અને ½ માત્રા જેટલો હોય છે" એમ જ અભિપ્રેત હશે એમ જણાય છે.

**વૃત્તિ : तस्य च उदात्तस्वरितपरत्वे श्रवणं स्पष्टम् । अन्यत्र तु उदात्तश्रुतिः प्रातिशाख्ये प्रसिद्धा । क्व १ वोऽश्वाः । रथानां न ये २ राः । शतचक्रं योऽह्यः । इत्यादिषु अनुदात्तः । अग्निमीळे इत्यादौ उदात्तश्रुतिः ।**

**અર્થ :** અને એ (અનુદાત્ત) પછી ઉદાત્ત કે સ્વરિત સ્વર આવે તો એનું શ્રવણ સ્પષ્ટ થાય છે. જો એમ ન હોય તો (એટલે કે અનુદાત્ત પછી અનુદાત્ત જ આવે તો) ઉદાત્તનું જ શ્રવણ થાય છે. આ વાત પ્રાતિશાખ્ય ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. ઉપરના ત્રણ દાખલામાં અનુદાત્તનું શ્રવણ થાય છે; જ્યારે अग्निमीळेમાં ઉદાત્તનું શ્રવણ થાય છે.

ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિતની ચર્ચા પૂરી કર્યા બાદ કૌમુદીકાર વૈદિક સ્વરરચનાની થોડી પૂર્વભૂમિકા આ વૃત્તિમાં આપે છે. આપણે જોયું તેમ ઉદાત્ત સ્વરનું ઉચ્ચારણ એના સ્થાનના ઊર્ધ્વ ભાગમાંથી થતું હોય છે અને તેથી એનું શ્રવણ સ્પષ્ટ થાય છે, પરંતુ અનુદાત્ત સ્વરનું ઉચ્ચારણ એના સ્થાનના નિમ્ન ભાગમાંથી થતું હોય છે તેથી એનું શ્રવણ કેવું થાય ?

દીક્ષિત અહીં નોંધે છે કે અનુદાત્ત સ્વર પછી જો ઉદાત્ત સ્વર આવે તો એ વિજાતીય સ્વર આવવાને કારણે અનુદાત્ત સ્વરનું શ્રવણ સ્પષ્ટ રીતે થાય છે. એ જ રીતે અનુદાત્ત સ્વર પછી સ્વરિત સ્વર આવે તોપણ અનુદાત્તનું શ્રવણ સ્પષ્ટ થાય છે, કારણ કે સ્વરિત સ્વરમાં પણ શરૂઆતનો ભાગ તો ઉદાત્ત જ હોય છે. આમ, અનુદાત્ત સ્વર પછી ઉદાત્ત કે સ્વરિત સ્વર આવે તો અનુદાત્ત સ્વરનું સ્પષ્ટ શ્રવણ થાય. ભટ્ટોજી આ બાબત ત્રણ દૃષ્ટાંત આપી સમજાવે છે.

(a) अनुदात्त + स्वरित
= अनुदात्त + उदात्त + अनुदात्त

(૧) क्व १ं चोऽश्वाः। ઋગ્વેદ ૫–૬–૧૨ માંથી લીધેલા આ દૃષ્ટાંતમાં क्वમાં જે अ સ્વર છે તે હ્રસ્વ સ્વરિત છે, આથી એની એક માત્રા થશે. એમાં પ્રારંભની અર્ધ માત્રા ઉદાત્તની અને પછીની અર્ધમાત્રા અનુદાત્તની હોવાથી क्वના अમાં અંતે અનુદાત્ત ઉચ્ચારણ આવે. હવે એ અનુદાત્ત ઉચ્ચારણ પછી चोમાં રહેલો ઉદાત્ત ओ આવે છે. આમ, અહીં અનુદાત્ત પછી ઉદાત્ત આવતો હોવાથી क्वના સ્વરિતની પાછળના અનુદાત્તની અર્ધમાત્રા સ્પષ્ટ સંભળાશે.

(૨) रथोनां न ये रं राः। ઋગ્વેદ ૧૦–૮–૪માંથી લીધેલા આ દૃષ્ટાંતમાં येમાં જે ए સ્વર છે તે દીર્ઘ સ્વરિત છે, આથી એની બે માત્રા થશે. એમાં પ્રારંભની અર્ધમાત્રા ઉદાત્તની અને પછીની દોઢ માત્રા અનુદાત્તની હોવાથી येના एમાં અંતે અનુદાત્ત ઉચ્ચારણ આવે. હવે એ અનુદાત્ત ઉચ્ચારણ પછી राःમાં રહેલો ઉદાત્ત आ આવે છે. આમ, અહીં અનુદાત્ત પછી ઉદાત્ત આવતો હોવાથી येના સ્વરિતની પાછળના અનુદાત્તની દોઢ માત્રા સ્પષ્ટ સંભળાશે.

(૩) शतचक्रं योरेऽह्यः। ઋગ્વેદ ૧૦–૧૪૫–૪ માંથી લીધેલા આ દૃષ્ટાંતમાં यो માં રહેલો ओ પ્લુત સ્વરિત છે, આથી એની ત્રણ માત્રા થશે. એની પ્રારંભની અર્ધમાત્રા ઉદાત્તની અને પછીની અઢી માત્રા અનુદાત્તની હોવાથી योના ओમાં અંતે અનુદાત્ત ઉચ્ચારણ આવે. હવે એ પછી જે ह्यः આવે છે તે સ્વરિત છે અને તેથી એની પ્રારંભની અર્ધમાત્રા ઉદાત્તની હશે. આથી, આ દૃષ્ટાંતમાં योના ओ(સ્વરિત)ની પાછળની અઢી માત્રા અનુદાત્ત છે તેના પછી ह्यः (સ્વરિત)ની પ્રારંભની અર્ધી માત્રા ઉદાત્તની આવે છે, આથી ओની અનુદાત્તની અઢી માત્રા સ્પષ્ટ સંભળાશે.

આમ, પ્રથમ બે દૃષ્ટાંતોમાં અનુદાત્ત પછી ઉદાત્ત આવતાં શ્રવણ સ્પષ્ટ થાય છે એ સિદ્ધ કરવામાં આવ્યું, પરંતુ અનુદાત્ત પછી અનુદાત્ત આવે તો શું થાય એ ચોથા દૃષ્ટાંત દ્વારા સમજાવવામાં આવેલ છે.

(૪) अग्निमीळे : આ દૃષ્ટાંતમાં मीમાં જે ई સ્વર છે તે દીર્ઘ સ્વરિત છે, આથી એની બે માત્રા થશે. એમાં પ્રારંભની અર્ધ માત્રા

ઉદાત્તની અને પછીની દોઢ માત્રા અનુદાત્તની. મીના ઈમાં અંતે અનુદાત્ત ઉચ્ચારણ આવે છે. હવે એ અનુદાત્ત ઉચ્ચારણ પછી પાછળ આવતો ળેમાંનો સ્વર ए અનુદાત્ત છે. આમ અનુદાત્ત પછી અનુદાત્ત આવે છે, તેથી પ્રથમ ઈની પાછળની અનુદાત્તની દોઢ માત્રા સ્પષ્ટ સંભળાશે નહિ, પરંતુ પ્રાતિશાખ્યના એક નિયમ પ્રમાણે અનુદાત્તને બદલે (પાછળ અનુદાત્ત આવવાને કારણે) એમાં ઉદાત્તતા જ સંભળાશે, એટલે કે મીની બંને માત્રા ઉદાત્ત જ સંભળાશે.

અહીં અનુદાત્ત પછી અનુદાત્ત આવે તો ઉદાત્ત થઈ જાય એ નિયમ માટે ભટ્ટોજીએ પ્રાતિશાખ્યનો આધાર લીધો છે.

પ્રાતિશાખ્ય ગ્રંથોમાં સંહિતાઓના પાઠ સાથે સંબંધિત એવા ઉચ્ચારણ સ્વરવિધાન સંધિ વગેરે વિષયોનું નિરૂપણ પ્રાપ્ત થાય છે. ભટ્ટોજીએ જે નિયમ દર્શાવ્યો છે તેને ઋગ્વેદ–પ્રાતિશાખ્ય ૩ । ૫ નું અનુમોદન મળી રહે છે.

अनुदात्तः परः शेषः स उदात्तश्रुतिर्न चेत् ।
उदात्तं वोच्यते किंचित्स्वरितं वाऽक्षरं परम् ॥

— ऋक्प्रातिशाख्ये (३·५)

(અર્થાત્ સ્વરિતમાં ઉદાત્ત આગળ હોવાથી અનુદાત્ત પાછળ શેષ હોય છે, તે શેષ અનુદાત્ત પછીનો અક્ષર ઉદાત્ત કે સ્વરિત ન હોય તો શ્રવણવાળો ઉચ્ચરિત થાય.)

**વૃત્તિ : स नवविधः अपि प्रत्येकम् अनुनासिकाननुनासिकत्वाभ्यां द्विधा ।**

**અર્થ** : એ (સ્વર) નવ પ્રકારનો છે. હવે એ નવેય પ્રકાર અનુનાસિક અને અનનુનાસિકના ભેદે બબ્બે રીતના થાય છે.

આપણે આગળ જોયું કે સ્વર નવ પ્રકારનો છે; જેમકે अ હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત ત્રણ પ્રકારનો છે, તે દરેક ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એમ ત્રણ પ્રકારના હોવાથી ૯ પ્રકાર થયા :




**९. मुखनासिकावचनोऽनुनासिकः । १ । १ । १ ।**

**સૂત્રાર્થ :** મુખ અને નાસિકાથી ઉચ્ચારવામાં આવે તે 'અનુનાસિક' કહેવાય છે.

આગળના સૂત્રને અંતે સ્વરના અનુનાસિક અને અનનુનાસિક એવા ભેદ પાડવામાં આવ્યા. પરંતુ અનુનાસિક સંજ્ઞા સમઝાવેલી નથી, તેથી ભટ્ટોજી હવે 'અનુનાસિક' સંજ્ઞાનું પાણિનિસૂત્ર આપે છે.

**વૃત્તિ : मुखसहितनासिकया उच्चार्यमाणः वर्णः अनुनासिकसंज्ञः स्यात् ।**

**અર્થ :** મુખ સહિત નાસિકાથી ઉચ્ચારાતો વર્ણ 'અનુનાસિક' કહેવાય છે.

સામાન્ય રીતે વર્ણોનું ઉચ્ચારણ મુખ દ્વારા થાય છે; એવા દરેક વર્ણનું ઉચ્ચારણ-સ્થાન પણ મુખમાં નિશ્ચિત છે. હવે આ વર્ણો મુખ ઉપરાંત નાસિકા દ્વારા પણ ઉચ્ચારવામાં આવે ત્યારે એ વર્ણ 'અનુનાસિક' બને છે; જેમકે अ મુખમાંથી કંઠ દ્વારા બોલાય છે, પરંતુ अँ બોલવા માટે મુખમાં કંઠ ઉપરાંત નાસિકાની પણ મદદ લેવી પડે છે. આવા મુખ અને નાસિકા બેઉ વડે બોલાતા સ્વર અનુનાસિક કહેવાય છે.

**વૃત્તિ : तद् इत्थम् । अ इ उ ऋ एषां वर्णानां प्रत्येकम् अष्टादश भेदाः ।**

**અર્થ :** એ પ્રમાણે अ, इ, उ, ऋ એ વર્ણોના ૧૮ ભેદ છે.

આપણે આગળ જોયું તેમ अ ૧૮ પ્રકારનો છે. હ્રસ્વ દીર્ઘ અને પ્લુત એ એના ત્રણ મુખ્ય પ્રકારના વધુ ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિત એમ ત્રણ ત્રણ પ્રકાર હોવાથી કુલ ૯ પ્રકાર થાય. હવે એ નવે પ્રકારના 'અનુનાસિક' અને 'અનનુનાસિક' એમ બે વિશેષ પ્રકાર ગણતાં કુલ ૧૮ પ્રકાર થયા.

આ જ રીતે इના ૧૮ ભેદ થશે, उ અને ऋના પણ એ જ રીતે ૧૮ ભેદ થાય.

**વૃત્તિ : लृवर्णस्य द्वादश, तस्य दीर्घाभावात् । एचाम् अपि द्वादश, तेषां ह्रस्वाभावात् ।**

અર્થ : लृ વર્ણના બાર ભેદ થશે, કારણ કે लृ દીર્ઘ હોતો નથી. ए, ओ, ऐ, औના પણ બાર-બાર ભેદ થશે, કારણ કે એઓના હ્રસ્વ હોતા નથી.

ઉપર જોયું તેમ अ, इ, उ અને ऋ પ્રત્યેકના ૧૮ ભેદ થાય છે, પરંતુ लृ વર્ણના ફક્ત ૧૨ ભેદ જ થશે, કારણ કે लृ વર્ણ હ્રસ્વ અને પ્લુત જ હોય છે, એ દીર્ઘ હોતો નથી; આથી હ્રસ્વના ઉદાત્તાદિ ત્રણ અને પ્લુતના ઉદાત્તાદિ ત્રણ પ્રકાર ગણતાં કુલ ૬ પ્રકાર થશે અને એના 'અનુનાસિક-અનનુનાસિક' ભેદ ગણતાં કુલ ૧૨ પ્રકાર થાય.

એ જ રીતે ए, ओ, ऐ અને औ (एचाम्) એ દરેકમાં હ્રસ્વ હોતો નથી, ફક્ત દીર્ઘ અને પ્લુત હોય છે; આથી દીર્ઘના ઉદાત્તાદિ ત્રણ અને પ્લુતના ઉદાત્તાદિ ત્રણ મળી કુલ છ પ્રકાર થશે અને એના પણ 'અનુનાસિક' અને 'અનનુનાસિક' બે બે ભેદ ગણતાં એ દરેકના કુલ ૧૨-૧૨ ભેદ થશે.

આમ સ્વરોના પ્રકારોનું પ્રકરણ અહીં સમાપ્ત થયું. अ. इ, उ, ऋ એ દરેકના ૧૮ × ૪ = ૭૨; लृ, ए, ओ, ऐ, औ એ દરેકના ૧૨ × ૫ = ૬૦. આમ સ્વર કુલ (૭૨ + ૬૦) ૧૩૨ પ્રકારના થયા. વ્યવહારમાં સ્વરના આવા ભેદ-પ્રભેદનું મહત્ત્વ નથી, ત્યાં ત્યાં ઉચ્ચારણો સ્વાભાવિક રીતે થતાં હોય છે. આ મીમાંસાથી ભારતીય વ્યાકરણ ઉચ્ચારણની બાબતમાં કેટલું પરિપૂર્ણ અને વૈજ્ઞાનિક હતું એનો ખ્યાલ ચોક્કસ મળી રહે છે.

આ નમૂના પ્રમાણે બધા સ્વરોની પ્રક્રિયા આ પછીના કોઠામાં જુઓ :

| अ | | | इ | | | उ | | | ऋ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| હ્રસ્વ | દીર્ઘ | પ્લુત | હ્રસ્વ | દીર્ઘ | પ્લુત | હ્રસ્વ | દીર્ઘ | પ્લુત | હ્રસ્વ | દીર્ઘ | પ્લુત |
| ૧. ઉદાત્ત | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. |
| ૨. અનુદાત્ત | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. |
| ૩. સ્વરિત | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. |

| ऌ | | ए | | ओ | | ऐ | | औ | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| હ્રસ્વ | પ્લુત | દીર્ઘ | પ્લુત | દીર્ઘ | પ્લુત | દીર્ઘ | પ્લુત | દીર્ઘ | પ્લુત |
| ૧. ઉદાત્ત | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. | ઉ. |
| ૨. અનુદાત્ત | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. | અનુ. |
| ૩. સ્વરિત | સ્વ. | સ્વ. | સ્વ | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. | સ્વ. |

[ આમ કુલ ૬૬ પ્રકારના સ્વર થયા, તે દરેકના પણ 'અનુનાસિક' અને 'અનનુનાસિક' એવા બબ્બે પ્રકાર થાય. આ દષ્ટિએ કુલ **૧૩૨** પ્રકારના સ્વર થાય. ]

## ૧૦. तुल्यास्यप्रयत्नं सवर्णम् ।१।१।९।

**સૂત્રાર્થ** : જેનાં સ્થાન અને પ્રયત્ન સમાન હોય તે सवर्ण કહેવાય.

કેટલાક નિયમ એવા હોય છે કે જે એકી સાથે એકથી વિશેષ વર્ણોને આવરી લેતા હોય છે. આવા નિયમ આપતી વખતે એ પ્રત્યેકનો ઉલ્લેખ કરવો પડે અને સ્વાભાવિક રીતે જ એનાથી નિયમમાં દીર્ઘતા આવે. આ દીર્ઘતાથી બચવા પાણિનિએ એક સુંદર સંજ્ઞા શોધી કાઢી છે તેનું નામ છે सवर्ण संज्ञा. આ सवर्ण સંજ્ઞા વડે નિયમમાં અત્યંત લાઘવ આવે છે એ આપણે આગળ જોઈશું, હાલ તો 'सवर्ण' સંજ્ઞાના સ્વરૂપ વિશે વિચાર કરિયે.

**વૃત્તિ** : **ताल्वादिस्थानम् आभ्यन्तरप्रयत्नः च इति एतद् द्वयं यस्य येन तुल्यं तद् मिथः सवर्णसंज्ञं स्यात् ।**

**અર્થ** : તાલુ વગેરે સ્થાન અને આભ્યંતર પ્રયત્ન એ બે જેનાં જેની સાથે મળતાં આવે તે પરસ્પર 'સવર્ણ' સંજ્ઞાવાળા બને છે.

પાણિનિએ सवर्ण સંજ્ઞા માટે બે નિયમ આપ્યા છે. વિસ્તૃત વર્ણરાશિમાંથી જેઓનાં आस्य અને प्रयत्न સરખાં હોય તે પરસ્પર 'સવર્ણ' બને–એવો અહીં સૂત્રકાર અને વૃત્તિકારનો આશય છે. 'सवर्ण'નો આ નિયમ સવિસ્તર સમજિયે.

આસ્યનો સામાન્ય રીતે અર્થ તો 'મુખ' થાય છે, પરંતુ અહીં વર્ણોની બાબતમાં એ અર્થ નહિ લેતાં 'મુખમાં રહેલાં વર્ણોનાં ઉચ્ચારણ-સ્થાન' એમ લેવામાં આવે છે. આપણે જાણિયે છિયે કે વર્ણો મુખમાં જુદાં જુદાં સ્થાનોમાંથી ઉત્પન્ન થાય છે, જે કંઠ, તાલુ, મૂર્ધા, દંત અને ઓષ્ઠ. આ વર્ણોનાં ઉત્પત્તિસ્થાનો માટે જ અહીં आस्य શબ્દ પ્રયોજાયો છે.

વળી, દરેક સ્થાનમાંથી જુદા જુદા વર્ણ ઉત્પન્ન થાય છે એ ખરું, પરંતુ એઓનું ઉચ્ચારણ થાય એ પહેલાં અંદરના ભાગમાં એક યત્ન કરવો પડે છે. એ યત્ન કરવાથી જ વાયુનો ઉઠાવ થાય છે અને અમુક સ્થાન સાથે અથડાઈને ધ્વનિ ઉત્પન્ન કરે છે. આમ વર્ણના ઉચ્ચારણ માટે અંદરના ભાગમાં જે યત્ન કરવામાં આવે છે તેને आभ्यंतर यत्न કહે છે, જ્યારે વર્ણોના ઉચ્ચારણ માટે જે બહાર યત્ન કરવો પડે છે તેને

બાહ્ય યત્ન કહે છે. હવે, આ બંને યત્નોમાં વર્ણની ઉત્પત્તિ માટે આભ્યંતર યત્ન એ બાહ્ય યત્નની અપેક્ષાએ પ્રકૃષ્ટ છે, તેથી 'આભ્યંતર યત્ન' માટે અહીં સૂત્રમાં ફક્ત પ્રયત્ન શબ્દ પ્રયોજેલો છે. (प्रकृष्टः यत्नः प्रयत्नः ।)

હવે, દરેક વર્ણનાં સ્થાન અને પ્રયત્ન નિશ્ચિત છે. આમાંથી જે જે વર્ણો સ્થાન અને પ્રયત્ન બેઉ દૃષ્ટિએ સમાનતા ધરાવતા હોય તે વર્ણ પરસ્પર 'સવર્ણ' કહી શકાય. આમ સવર્ણત્વ માટે બે હેતુ મહત્ત્વના છે: (૧) આસ્ય–સમતા એટલે સ્થાનની સમાનતા અને (૨) પ્રયત્ન–સમતા એટલે કે આભ્યંતર યત્નની સમાનતા, ઉદા. તરીકે હ્રસ્વ इ અને દીર્ઘ ई બંનેનાં સ્થાન તાલુ છે અને પ્રયત્ન વિવૃત છે, તેથી એ બંને પરસ્પર સવર્ણ કહી શકાય.

આમ, સ્થાન અને પ્રયત્નની સમતા સવર્ણ બનાવે છે તેથી સવર્ણ નિશ્ચિત કરવા માટે પ્રત્યેક વર્ણનાં સ્થાન અને પ્રયત્ન જાણવાં અનિવાર્ય બની રહે છે. આથી જ ભટ્ટોજીએ એ અંગે સવિસ્તર માહિતી આપેલી છે:

(i) अकुहविसर्जनीयानां कण्ठः । अ, कवर્ગ (कु વગેરે સંજ્ઞા क વગેરે વર્ગના પાંચે વર્ણો માટે પ્રયોજાયેલી છે.), ह અને વિસર્ગનું સ્થાન કંઠ છે.

(ii) इचुयशानां तालु । इ, ચવર્ગ, य અને शનું સ્થાન તાલુ છે.

(iii) ऋटुरषाणां मूर्धा । ऋ, ટવર્ગ, र અને षનું સ્થાન મૂર્ધા છે.

(iv) लृतुलसानां दन्ताः । लृ, તવર્ગ, ल અને सનું સ્થાન દંત છે.

(v) उपूपध्मानीयानामोष्ठौ । उ, પવર્ગ અને ઉપધ્માનીય (≍प् અને ≍फ्)નું સ્થાન ઓષ્ઠ છે.

(vi) यमङणनानां नासिका च । ञ, म, ङ, ण અને नનું સ્થાન (પોતપોતાનાં સ્થાન ઉપરાંત) નાસિકા પણ છે.

(vii) एदैतोः कण्ठतालु । एत् (ए) અને ऐत् (ऐ)નું કંઠતાલુ મિશ્રસ્થાન છે.

(viii) ओदौतोः कण्ठोष्ठम् । ओत् (ओ) અને औत् (औ)નું કંઠોષ્ઠ મિશ્રસ્થાન છે.

(ix) वकारस्य दन्तोष्ठम् । वનું દંતોષ્ઠ મિશ્રસ્થાન છે.

(x) जिह्वामूलीयस्य जिह्वामूलम् । જિહ્વામૂલીય વર્ણો (≍क અને ≍ख)નું જિહ્વામૂળ સ્થાન છે.

(xi) **नासिका अनुस्वारस्य ।** અનુસ્વારનું સ્થાન નાસિકા છે.
**इति स्थानानि ।** આ રીતે પ્રત્યેક વર્ણના સ્થાનની સ્પષ્ટતા સમાપ્ત થઈ.

**વૃત્તિ : यत्नः द्विधा । आभ्यन्तरः बाह्यः च ।**

**અર્થ :** યત્ન બે પ્રકારનો છે : ૧. આભ્યંતર અને ૨. બાહ્ય.

આપણે આગળ જોયું તેમ કોઈ પણ વર્ણના ઉચ્ચારણ માટે બે પ્રકારના યત્નની આવશ્યકતા રહે છે : વાયુ વર્ણના ઉચ્ચારણ સ્થાન સાથે અથડાઈ બહાર આવે તે પહેલાં કરવા પડતા યત્નને आभ्यन्तर यत्न કહે છે અને એ પછીના યત્નને बाह्य यत्न કહેવામાં આવે છે.

**વૃત્તિ : आद्यः चतुर्धा, स्पृष्टेषत्स्पृष्टविवृतसंवृतभेदात् ।**

**અર્થ :** એમાં પ્રથમ (आभ्यन्तर) યત્ન ચાર પ્રકારનો છે : ૧. स्पृष्ट, ૨. ईषत्स्पृष्ट, ३. विवृत અને ४. संवृत ।

આ રીતે આભ્યંતર યત્નના ચાર પ્રકાર નિર્દેશીને એ પ્રત્યેક કયા કયા વર્ણોને આવરી લે છે એની નોંધ ભટ્ટોજી આપે છે, કારણ કે સવર્ણત્વ નિશ્ચિત કરવામાં સ્થાન ઉપરાંત આભ્યંતર યત્નને પણ ખ્યાલમાં લેવાનો છે.

**(१) स्पृष्टम् । વૃત્તિ : तत्र स्पृष्टं प्रयतनं स्पर्शानाम् ।**

**અર્થ :** વર્ણોમાં સ્પર્શવ્યંજનોનો પ્રયત્ન તે स्पृष्ट.

ભટ્ટોજી એ રીતે પ્રત્યેક સ્પર્શવ્યંજનનો પ્રયત્ન 'स्पृष्ट' જણાવે છે, કારણ કે આ પ્રકારનો (क् થી म् સુધીના) વ્યંજનોની ઉત્પત્તિ થતાં પહેલાં આંતરિક રીતે એવો પ્રયત્ન કરવો પડે છે કે જેનાથી વાયુ તે તે સ્થાન સાથે અથડાઈને ધ્વનિ ઉત્પન્ન કરે. 'તત્ત્વબોધિની'ટીકાકાર જણાવે છે કે 'નાભિપ્રદેશમાંથી પ્રાણ નામનો પ્રયત્નપ્રેરિત વાયુ ઊર્ધ્વગમન કરીને ઉદરથી શરૂ કરીને સ્થાનો સુધી અથડાય છે, ત્યાર પછી વર્ણોની ઉત્પત્તિ થાય છે. એની ઉત્પત્તિ પહેલાં જીભ તે તે વર્ણના ઉત્પત્તિસ્થાનને સારી રીતે સ્પર્શ કરે છે તેથી એ स्पृष्ट પ્રયત્ન કહેવાય છે.' આથી જ આ સ્પર્શ વ્યંજનોનો પ્રયત્ન 'स्पृष्ट'[1] કહેવાયો છે.

---

१. नाभिप्रदेशात्प्रयत्नप्रेरितो वायुः प्राणो नाम ऊर्ध्वमाक्रामन्नुरःप्रभृतीनि स्थानान्याहन्ति, ततो वर्णस्य तदभिव्यञ्जकध्वनेर्वा उत्पत्तिः । तत्रोत्पत्तेः प्राग्यदा जिह्वाग्रोपाग्रमध्यमूलानि तत्तद्वर्णोत्पत्तिस्थानं ताल्वादि सम्यक् स्पृशन्ति तदा स्पृष्टता ।

(૨) ईषत्स्पृष्टम् । वृत्ति : ईषत्स्पृष्टम् अन्तःस्थानाम् ।

અર્થ : અંતઃસ્થ કિંવા અર્ધસ્વરો તે ईषत्स्पृष्ट.

એ રીતે વૃત્તિમાં ભટ્ટોજીએ य्, र, ल् અને व् એ અંતઃસ્થ વર્ણોનો પ્રયત્ન 'ईषत्स्पृष्ट' જણાવ્યો છે. 'જ્યારે નાભિપ્રદેશનો પ્રયત્નપ્રેરિત વાયુ ઊર્ધ્વગમન કરીને ઉદરથી શરૂ કરીને સ્થાનોએ પહોંચ્યા બાદ વર્ણોત્પતિ પહેલાં જીભ ઉચ્ચારણસ્થાનને હળવેથી સ્પર્શે અર્થાત્ ઉચ્ચારણસ્થાનની સમીપ સ્થિતિ કરીને અલ્પ પ્રમાણમાં સ્પર્શ કરે ત્યારે ईषत्स्पृष्ट પ્રયત્ન થયો કહેવાય.'[1] य्, र, ल् અને व् એ વર્ણોના ઉચ્ચારણમાં જીભ સ્થાનને સમ્યક્ રીતે સ્પર્શ કરતી નથી, પરંતુ સહેજ પ્રમાણમાં સ્પર્શે છે, આથી એ અંતઃસ્થ વર્ણોને 'ईषत्स्पृष्ट'[1] પ્રયત્નવાળા ગણ્યા છે.

(૩) विवृतम् । वृत्ति : विवृतं उष्मणाम् स्वराणाम् च ।

અર્થ : ઉષ્માક્ષરોનો અને સ્વરોનો પ્રયત્ન તે विवृत.

એ રીતે વૃત્તિમાં दीक्षित श्, ष्, स् અને ह् એ ઉષ્માક્ષરો તેમજ સર્વે સ્વરોને 'વિવૃત' પ્રયત્નવાળા જણાવે છે. तत्त्वबोधिनीટીકાકાર સમઝાવે છે કે વિવૃત પ્રયત્નમાં વર્ણોત્પત્તિ માટે સ્થાન તરફ ચલિત બનેલી જીભ સહેજ પ્રવૃત્ત થઈને સ્થાનથી દૂર જ રહે છે.[2]

(૪) संवृतम् । वृत्ति : अवर्णस्य प्रयोगे संवृतं, प्रक्रियादशायां तु विवृतम् एव ।

અર્થ : अ સ્વર માટેનો પ્રયત્ન તે संवृत, પણ વ્યાકરણના સમગ્ર વિચારમાં अ માટેનો પ્રયત્ન તે विवृत.

ભટ્ટોજી વૃત્તિમાં નોંધે છે કે હ્રસ્વ 'अ' પ્રયોગમાં તો સંવૃત છે, પરંતુ વ્યાકરણના નિયમોની બાબતમાં એનો વિવૃત પ્રયત્ન જ છે.

પ્રથમ ત્રણ પ્રકારના પ્રયત્નમાં પ્રત્યેક વર્ણનો સમાવેશ કરી લેવામાં આવ્યો છે, જ્યારે પ્રયત્નનો ચતુર્થ પ્રકાર ફક્ત હ્રસ્વ अ એક જ વર્ણને આવરે છે. આમ છતાં, ભટ્ટોજી અહીં સ્પષ્ટતા કરે છે કે, હ્રસ્વ अ નો પ્રયત્ન વ્યાવહારિક રીતે ભલે 'સંવૃત' હોય, પરંતુ વ્યાકરણના નિયમોમાં તો એનો પ્રયત્ન 'વિવૃત' જ ગણવામાં આવ્યો છે. આમ, હ્રસ્વ अ ઉચ્ચા-

१. ईषद्यदा स्पृशन्ति तदा ईषत्स्पृष्टता । (तत्त्वबोधिनी)

२. दूरत्वं विवृतता । (तत्त्वबोधिनी)

રણની દૃષ્ટિએ સંવૃત છે, પરંતુ નિયમોની સગવડ સાચવવા એને વિવૃત પ્રયત્નવાળા વર્ણો સાથે સમાવિષ્ટ કર્યો છે.

સ્વાભાવિક રીતે જ અહીં એવો પ્રશ્ન ઉદ્ભવે કે વ્યવહારમાં જે વર્ણ સંવૃત છે તેને વ્યાકરણમાં વિવૃત ગણવાનું કારણ શું ? આપણે એનો ઉત્તર જોઇયે :

આપણે જાણિયે છિયે કે સ્થાન અને પ્રયત્ન સરખા હોય તે વર્ણો જ 'સવર્ણ' બને. હવે હ્રસ્વ અને સંવૃત ગણવામાં આવે તો એ દીર્ઘ अ અને પ્લુત अ સાથે સવર્ણ બને નહિ, કારણ કે એ બંને તો વિવૃત પ્રયત્નવાળા છે.

ઉદા. તરીકે જોઇયે તો गृह + आगतःની સંધિ गृहागतः થાય, કારણ કે अकः सवर्णे दीर्घः । (૩।૧।૧૦૧) એ સંધિસૂત્ર અનુસાર अक् પછી સવર્ણ આવે તો એઓની જગ્યાએ દીર્ઘ મૂકવામાં આવે છે. અહીં अ પછી आ આવે છે, પરંતુ વ્યાવહારિક દૃષ્ટિએ જોઇયે अ સંવૃત પ્રયત્નવાળો છે, જ્યારે आ વિવૃત પ્રયત્નવાળો છે. આમ બંને વચ્ચે પ્રયત્નસામ્યનો અભાવ હોવાથી એ પરસ્પર સવર્ણ બને નહિ અને જો સવર્ણ નહિ તો દીર્ઘ પણ મૂકી શકાય નહિ, મતલબ કે गृह + आगतःની સંધિ (गृहागतः) થઈ શકે નહિ.

આ સ્થિતિ નિવારવા માટે ફક્ત નિયમની બાબતમાં अને સંવૃત નહિ ગણતાં વિવૃત ગણવામાં આવ્યો છે, અને એ દૃષ્ટિએ गृह શબ્દનો અંતિમ अ વિવૃત બને છે તથા आगतः શબ્દનો अ વિવૃત બને છે, અને आगतः શબ્દનો आ વિવૃત છે જ, આથી એ પરસ્પર સવર્ણ બનશે અને સવર્ણ બને છે તેથી એઓની સંધિ (गृहागतः) થઈ શકશે,

ખરેખર સંવૃત પ્રયત્નવાળા अને વિવૃત ગણવાની આ વ્યાકરણ-વ્યવસ્થા સૂત્રકાર પાણિનિએ પણ સ્વીકારેલી છે. એ બાબતનો ઉલ્લેખ કરતાં દીક્ષિતજી જણાવે છે કે **एतद् च सूत्रकारेण ज्ञापितम् तथा हि ।** (વૃત્તિ) અર્થાત્ સૂત્રકારે પણ આ બાબત જણાવી છે. સૂત્રકારે આ બાબત ખરેખર સ્વીકારી છે એની ખાતરી એનું આ પછીનું अ अ સૂત્ર જ કરાવી આપે છે.

૧૧. अ अ ।

**સૂત્રાર્થ** : (હવે વિવૃત) अनो (સંવૃત) अ થાય છે.

**વૃત્તિ : इति विवृतम् अनूद्य संवृतः अनेन विधीयते ।**

**અર્થ :** આમ, (અને) વિવૃત કરીને આ સૂત્રથી એને હવે સંવૃત કરવામાં આવે છે.

આગળ આપણે જોઇશું કે 'अष्टाध्यायी'માં આપેલા નિયમોમાં જે જે વર્ણને માટે નિયમ આપવામાં આવ્યો હોય ત્યાં નિયમ તે તે વર્ણ ઉપરાંત એના સવર્ણ વર્ણોને પણ લાગુ પડે છે. વ્યવહારમાં હ્રસ્વ अ સંવૃત છે, જ્યારે દીર્ઘ आ અને પ્લુત अ વિવૃત છે તેથી એ પરસ્પર સવર્ણ બનતા નથી, આથી હ્રસ્વ अ માટે જે નિયમ કર્યો હોય તે દીર્ઘ आ અને પ્લુત अને લાગુ પડે નહિ તેથી એને માટે નવું સૂત્ર પ્રયોજવું પડે. આમ દરેક નિયમમાં કરવાથી તો દીર્ઘતા આવે અને સૂત્રકારનો ગ્રંથલાધવનો ઉદ્દેશ જળવાય નહિ!

આ મુશ્કેલીમાંથી બચવા પાણિનિએ હ્રસ્વ अને પણ વ્યાકરણ પૂરતો વિવૃત ઠરાવ્યો, આથી એ દીર્ઘ आ અને પ્લુત अનો સવર્ણ બને છે અને જે નિયમો હ્રસ્વ अને લાગે તે નિયમો દીર્ઘ आ અને પ્લુત अને પણ લાગે એવી વ્યવસ્થા થઈ શકી છે.

આમ, શાસ્ત્રની શરૂઆતથી જ હ્રસ્વ अ સંવૃત હોવા છતાં વિવૃત તરીકે જ પ્રયોજાયો, પરંતુ આથી સ્વભાવિક રીતે જ શંકા જાગે કે વ્યવહાર અને વ્યાકરણશાસ્ત્રમાં વિરોધ છે. ખરી રીતે તો વ્યાકરણ વ્યવહાર પ્રમાણે જ હોવું જોઇયે, જ્યારે પાણિનીય વ્યાકરણમાં તો વ્યવહારથી વિરુદ્ધ ગણના કરવામાં આવી છે! આ શંકા અવશ્ય ઉદ્ભવે.

પાણિનિ પણ આ વિરોધથી વાકેફ હતા જ, તેથી એમણે આ વિરોધ ટાળી દેવા અષ્ટાધ્યાયીની પૂર્ણાહુતિ आ अ अ એ દ્વિપદી સૂત્રથી કરી છે અને પોતાના ગ્રંથની સમાપ્તિ કરતાં છેલ્લે જાહેર કર્યું છે કે અત્યાર સુધી સગવડ ખાતર હ્રસ્વ अને વ્યાકરણદૃષ્ટિએ વિવૃત તરીકે સ્વીકાર્યો હતો, પણ હવે વ્યાકરણ પૂરું થાય છે ત્યારે એને પાછો સંવૃત જાહેર કરવામાં આવે છે. આમ વ્યાકરણમાં ફક્ત સગવડ ખાતર હ્રસ્વ अને વિવૃત ગણ્યો હતો, હવે વ્યવહારમાં એ સંવૃત બને છે. (विवृतस्य 'अ'स्य संवृत 'अ:' भवति ।

[નોંધ : अदेङ् गुणः એ સૂત્રમાં अ ए અને ओને ગુણસ્વર કહ્યા છે. આમાં ए અને ओના મૂળ હ્રસ્વ સ્વર અનુક્રમે इ અને उ છે, પણ ગુણ-

સ્વર અને મૂળસ્વર કયો ? જે કોઈ કાલમાં આવો મૂળ સ્વર હશે તે संवृत હશે, અને સંસ્કૃતકાલમાં આવો संवृत 'अ' નષ્ટ થઈ ચૂકેલો હોઈ બચ્યો તે विवृत 'अ' (ગુણસ્વર) રહ્યો, એટલે અનુક્રમે પણ પાણિનિને संवृत અને विवृत એવા બે अના અસ્તિત્વને માન આપી સંસ્કૃત કાલમાં विवृत જ બચ્યો હોવાને કારણે વ્યાકરણની પ્રક્રિયામાં अને विवृत ગણવાની ફરજ પડી છે, જે હકીકતે ગુણસ્વર હોઈ विवृत જ છે. ગાથા અવેસ્તાની ભાષામાં બે પ્રકારના अ અને બે પ્રકારના आ મળે છે : અસ્વરિત અને સ્વરિત. વેદમાં પણ આ બે પ્રકારના સ્વર છે. આમાંનો અસ્વરિત अ તેમ आ, સંભવ છે કે, संवृत હશે.

અહીં પણ ધ્યાનમાં લેવા જેવું છે કે आને अનો દીર્ઘ સ્વર કહ્યો છે, પરંતુ इનો ई અને उનો ऊ દીર્ઘ ઉચ્ચાર છે તેવો आ એ अનો દીર્ઘ ઉચ્ચાર નથી. अને લંબાવતાં 'अ' જ નિષ્પન્ન થાય, મોઢું પહોળું જ્યારે થાય ત્યારે 'आ' નિષ્પન્ન થાય. આમ आની દીર્ઘતા પણ વ્યાકરણની સગવડ માટેની યોજના છે એમ ઉચ્ચારણ જોતાં સમઝાય એમ છે.]

આ સૂત્રમાં વિભક્તિપ્રત્યય વિનાના બે अ મૂકવામાં આવ્યા છે. ખરેખર સૂત્રના શબ્દો ' अस्य अः । ' એ પ્રમાણે હોવા જોઈયે, પરંતુ પહેલું પદ लुप्तषष्ठिकम् છે અને બીજું પદ लुप्तप्रथमान्तम् છે, અર્થાત્ પહેલા अમાં છઠ્ઠી વિભક્તિના પ્રત્યયનો લોપ કરવામાં આવ્યો છે અને બીજા अમાં પ્રથમા વિભક્તિના પ્રત્યયનો લોપ કરવામાં આવ્યો છે. આ લોપક્રિયા આર્ષ કોટિની છે.

બીજું, પૂર્વના સૂત્રની વૃત્તિમાં ભટ્ટોજીએ નોંધ્યું હતું કે ह्रस्वस्य अवर्णस्य प्रयोगे संवृतम्, प्रक्रियादशायां तु विवृतम् एव । આ વૃત્તિ પ્રમાણે વ્યાકરણની બાબતમાં હ્રસ્વ अને વિવૃત ગણવાનું પાણિનિને અભિપ્રેત હશે કે નહિ એ પ્રશ્ન પ્રત્યેક અભ્યાસીને જરૂર થાય. અહીં આ સૂત્ર ટાંકીને ભટ્ટોજીએ યોગ્ય રીતે જ પોતાની વૃત્તિના અનુસંધાનમાં ઊભી થતી આ શંકાને દૂર કરી છે. વિવૃત ગણેલો अ ફરી સંવૃત બને છે એવું ગ્રંથમાં જે વિધાન છે તે સ્પષ્ટપણે દર્શાવે છે કે સવર્ણવાળા સૂત્રમાં જ પાણિનિને હ્રસ્વ अ, દીર્ઘ आ અને પ્લુત अ સાથેલગા સવર્ણ બને એ ઇષ્ટ છે.

અહીં એક અન્ય પ્રશ્ન પણ ઉપસ્થિત થાય કે સૂત્રમાં अ अ એમ બે અને સાથે મૂકવામાં આવ્યા છે છતાં સંધિ કેમ કરવામાં આવી નહિ હોય? એ બંને अ ને ઉચ્ચારણ પ્રમાણે સંવૃત ગણો તો એ સવર્ણ બને અને વ્યાકરણ પ્રમાણે વિવૃત ગણો તોપણ એ સવર્ણ બને, આમ બંને દૃષ્ટિએ સંધિ અનિવાર્ય બની રહે એ બાબત પાણિનિ કેમ વીસરી ગયા હશે?

આનો ઉત્તર એ છે કે અહીં પ્રથમ अ વિવૃત છે, જ્યારે બીજો अ સંવૃત છે. (જુઓ संवृतस्य 'अ'स्य विवृतः 'अः' भवति ।). આમ આ બંને अ માં પ્રયત્નભેદ છે તેથી એ 'સવર્ણ' બનશે નહિ અને તેથી એઓની સંધિ પણ થઈ શકશે નહિ. પાણિનિએ અહીં વ્યવહાર અને શાસ્ત્રનો કેવો સુમેળ સાધ્યો છે! સૂત્રરચનામાં પણ એણે કેટલી સૂક્ષ્મ દૃષ્ટિ દાખવી છે!

કૌમુદીના કેટલાક ગ્રંથ આ સૂત્ર અંગે પાઠભેદ દર્શાવે છે, કેટલાક ગ્રંથ तथा हि अ अ इति विवृतम् अनूद्य આ રીતે પાઠ આપે છે, તો કેટલાક 'अ अ इति' એમ સૂત્રમાં इति શબ્દને મૂકે છે, જ્યારે કેટલાક 'अ अ' विवृतम् अनूद्य એ પ્રમાણે મૂકે છે, જેમાં इति શબ્દ આવતો નથી. આ બંને પક્ષ ખોટા છે, કારણ કે મૂળ સૂત્ર 'अ अ' એટલું જ છે. અને इति શબ્દ દીક્ષિતની વૃત્તિમાં આવવો જોઇયે, કારણ કે એમણે तथा हि (જેમ કે) લખીને આ સૂત્ર ટાંક્યું છે, એની સાથે અન્વયાત્મક મેળ થવા માટે इति શબ્દ સૂત્રમાં લેવા કરતાં દીક્ષિતની વૃત્તિમાં લેવો જરૂરી છે. (मितभाषिणी)

**વૃત્તિ :** **अस्य च अष्टाध्यायीं संपूर्णां प्रति असिद्धत्वात् शास्त्रदृष्ट्या विवृतत्वम् अस्ति एव । तथा च सूत्रम् ।**

**અર્થ :** અને (આ સૂત્રનું પરિણામ) સંપૂર્ણ અષ્ટાધ્યાયી પરત્વે અસિદ્ધ હોવાથી વ્યાકરણદૃષ્ટિએ अનું વિવૃતત્વ જ છે, કારણ કે એવું એક સૂત્ર છે.

હ્રસ્વ अ વ્યવહારમાં ઉચ્ચારણદૃષ્ટિએ 'સંવૃત' છે, પરંતુ તેથી મુશ્કેલી ઊભી થતી હોવાને કારણે પાણિનિએ વ્યાકરણમાં એને 'વિવૃત' ગણ્યો છે અને આઠમા અધ્યાયના ચોથા પાદને અંતે એને ફરીથી 'સંવૃત' બનાવતો નિયમ આપ્યો છે. હવે અહીં એક પ્રશ્ન એ પણ ઉપસ્થિત

થાય કે અષ્ટાધ્યાયીના નિયમ ગમે તે સ્થાને હોય, પણ એને પ્રત્યેક સ્થળે સરખી રીતે લાગુ પાડવા જોઇયે. જે રીતે સંધિમાં ઘણાખરા નિયમ છઠ્ઠા અધ્યાયમાં આવે છે, પણ એ નિયમ પ્રમાણે સંધિઓ તો સર્વત્ર છે.[1] આમ સૂત્ર આગળ હોય કે પાછળ, પણ એની અસર વ્યવહારમાં તો સર્વત્ર થાય છે. જો આમ હોય તો અષ્ટાધ્યાયીના અંતે આવતું આ સૂત્રનું કાર્ય પણ પૂર્વના ભાગમાં લાગુ પાડવું જોઇયે. આમ કરવાથી તો આ સૂત્રના બળે સમસ્ત વ્યાકરણમાં અ સંવૃત જ બની રહે, તેથી મૂળ મુશ્કેલી તો પાછી ઊભી જ રહે.

દીક્ષિત આ શંકાનો ઉત્તર અહીં વૃત્તિમાં આપે છે. એઓ નોંધે છે કે પછી એવું સૂત્ર આપવામાં આવ્યું છે ((तथा च सूत्रम्) કે જે (पूर्वत्रासिद्धम् સૂત્ર)ના આધારે ઉપરની મુશ્કેલી રહે નહિ. પાણિનિએ અષ્ટાધ્યાયીમાં એવી વ્યવસ્થા કરેલી છે કે એના આઠ અધ્યાયોના છેલ્લા અધ્યાયના છેલ્લા ત્રણ પાદોમાં જે સૂત્રો છે તે એનાથી પૂર્વના સવા સાત અધ્યાયોના કોઈ સૂત્રને લાગુ પાડી શકે નહિ. આ દૃષ્ટિએ अ अ સૂત્ર અંતિમ અધ્યાયના અંતિમ પાદનું અંતિમ સૂત્ર હોવાથી એ પણ એનાથી પૂર્વનાં સૂત્રોને લાગુ પાડી શકાય નહિ અને તેથી જ ભલે સંધિઓ અષ્ટાધ્યાયીમાં સર્વત્ર લાગુ પડે, પરંતુ આ ખાસ વ્યવસ્થાને કારણે આ સૂત્રનું કાર્ય તો એનાથી પૂર્વનાં સૂત્રોને લાગુ પાડી શકાય નહિ અને તેથી આ સૂત્ર આવે ત્યાં સુધી अ ને વિવૃત જ માનવો રહ્યો અને એ આ અંતિમ સૂત્રમાં જ સંવૃત બને છે, તેથી પૂર્વે કહી છે તેવી મુશ્કેલી રહેશે નહિ. [સૂત્રોમાંના વિશિષ્ટ નિયમોનાં કાર્ય આગળપાછળ કરવાના વિષયમાં ખાસ વ્યવસ્થા છે એ વિશે નીચે 'વૃત્તિ'ના વિવેચનમાં બતાવ્યું છે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.]

૧૨. पूर्वत्रासिद्धम् ।८।२।१।

સૂત્રાર્થ : પૂર્વોક્ત શાસ્ત્રભાગમાં (હવેથી સૂત્ર ભાગ) અસિદ્ધ ગણવાનો છે.

વ્યવહારમાં સંવૃત ઉચ્ચારવાળો अ વ્યાકરણમાં વિવૃત ગણવામાં

---

૧. જેમકે अकः सवर्णे दीर्घः એ સૂત્ર છઠ્ઠા અધ્યાયમાં (૬।૧।૧૦૧) છે, છતાં એ નિયમ લાગુ પાડીને तुल्यास्यप्रयत्नं सवर्णम् । એ પ્રથમ અધ્યાયના સૂત્રમાં तुल्य + आस्य = तुल्यास्यः એમ સંધિ કરવામાં આવેલ છે.

આવ્યો અને ગ્રંથને અંતે અંતિમ સૂત્ર આપીને એ વિવૃત અ ને ફરીથી સંવૃત બનાવવામાં આવ્યો, ત્યારે એ શંકા ઉપસ્થિત થાય કે જેવી રીતે છઠ્ઠા અધ્યાયમાં આવેલાં સૂત્રોના નિયમોનું પાલન ૧ થી ૫ અધ્યાયની રચના વખતે પણ કરવામાં આવ્યું છે તે રીતે અને સંવૃત કરતા અ અ સૂત્રનુ પાલન પણ આગળના સૂત્રોમાં થવું જોઇયે. એમ કરવાથી તો અ સર્વત્ર સંવૃત જ બની રહે, વ્યાકરણમાં પણ એ વિવૃત રહે નહિ!

આ શંકાના નિવારણ અર્થે ભટ્ટોજી વૃત્તિમાં જણાવ્યું છે કે अस्य च अष्टाध्यायीम् संपूर्णाम् प्रति असिद्धत्वात् शास्त्रदृष्ट्या विवृतम् अस्ति एव । આ આપણે જોયું, પરંતુ અ અ સૂત્રને આગળ નહિ લાગુ પાડવા માટે કંઈ આધાર છે ખરો? પાણિનિએ એ માટે કંઈ નિયમ આપ્યો છે? એવો પ્રશ્ન જરૂર થાય. અને આ પ્રશ્નના ઉત્તરરૂપે દીક્ષિત પાણિનિનું ઉપરતું સૂત્ર ટાંકે છે:

**વૃત્તિ : अधिकारः अयम् । तेन सपादसप्ताध्यायीं प्रति त्रिपादी असिद्धा, त्रिपाद्याम् अपि पूर्वं प्रति परं शास्त्रम् असिद्धं स्यात् ।**

**અર્થ :** આ અધિકાર છે, તેથી સવા સાત અધ્યાય પરત્વે ત્રિપાદી અસિદ્ધ છે. એ જ રીતે ત્રિપાદીમાં પણ પાછળથી આવતું શાસ્ત્ર પૂર્વના શાસ્ત્ર માટે અસિદ્ધ છે.

આ સૂત્રમાં પાણિનિએ પોતાની અષ્ટાધ્યાયીની રચના દરમ્યાન ઊભી કરેલી એક ખાસ પ્રકારની સુંદર વ્યવસ્થા વ્યક્ત થાય છે. પાણિનિ મુનિએ પોતાના ગ્રંથના આઠ અધ્યાય આપેલા છે. એમાં પણ દરેક અધ્યાયના ચાર પાદ છે. આમ આઠ અધ્યાયના કુલ ૩૨ પાદ છે. આ ૩૨ પાદોને પાણિનિએ બે વિભાગમાં વહેંચી નાખ્યા છે: પ્રથમ વિભાગમાં સવા સાત અધ્યાય એટલે કે ૨૯ પાદોનો સમાવેશ થાય છે, જ્યારે બીજા વિભાગમાં માત્ર ત્રણ પાદ (त्रिपादी) જ આવે છે.

આ બે વિભાગોની પોતાની વિશિષ્ટતા છે: પ્રથમ (૨૯ પાદોના) વિભાગમાં આવેલાં ત્યાં ત્યાંનાં સૂત્રોના નિયમ આપ્યા પછી જો નિષેધ કરનારું 'અપવાદ' સૂત્ર આવે ત્યારે પછીના સૂત્ર પ્રમાણે અમલ કરવાનો હોય છે, પૂર્વના સૂત્ર પ્રમાણે નહિ.

પરંતુ બીજો વિભાગ પાણિનિની अपूर्ववस्तुनिर्माणक्षमा प्रज्ञा ને વ્યક્ત કરી રહે છે. એની રચના એવી છે કે એ ત્રિપાદીમાં આવેલા નિયમ પૂર્વની સવા સાત અધ્યાયો (ના પ્રથમ વિભાગ)માં લાગુ પાડવાના નથી.

આ ઉપરાંત બીજી એક બાબત પણ ધ્યાન આપવા યોગ્ય છે. પાણિનિએ ત્રિપાદીમાં સૂત્ર પણ એક પ્રકારના ચોક્કસ અને વ્યવસ્થિત ક્રમમાં ગોઠવ્યાં છે અને એવું આયોજન કર્યું છે કે એ ત્રિપાદીમાં પછીનાં સૂત્ર પૂર્વનાં સૂત્રોને લાગુ પડે જ નહિ. આમ ત્રિપાદીનું કોઈ પણ સૂત્ર એનાં પછીનાં સૂત્રોને લાગુ પડે, પરંતુ એની પૂર્વનાં ત્રિપાદીનાં સૂત્રોને પણ એ લાગુ પડે નહિ અને એ દૃષ્ટિએ ત્રિપાદીમાં આવતા પછીનાં સૂત્ર ત્રિપાદીનાં પૂર્વનાં સૂત્રો માટે અસિદ્ધ ગણવાનાં છે.

આ રીતે વિવૃત અને સંવૃત જાહેર કરનારો નિયમ (अ अ) ત્રિપાદીના છેલ્લા સૂત્ર તરીકે હોવાથી અને એ આગળનાં સૂત્રો પરત્વે અસિદ્ધ હોવાથી એ સૂત્ર પહેલાંનાં સમસ્ત સૂત્રો સુધી તો अ વિવૃત જ ગણાશે. ખરેખર તો अ अ એ સૂત્ર અષ્ટાધ્યાયીનું અંતિમ સૂત્ર હોવાથી સમસ્ત અષ્ટાધ્યાયીમાં अ વિવૃત જ રહેશે. ફક્ત વ્યવહાર અને શાસ્ત્રમાં ભેદ ન રહે એ માટે અંતિમ સૂત્રમાં પાણિનિએ अને સંવૃત જાહેર કરી લીધો છે.

આવી ચોક્કસ વ્યવસ્થા પાણિનિએ કઈ રીતે આપી એ સમજીએ તે પહેલાં વૃત્તિમાં આવતા अधिकार શબ્દ વિશે જાણી લઈએ.

## अधिकार

આ સૂત્રની વૃત્તિમાં પ્રારંભે જ ભટ્ટોજીએ નોંધ્યું છે કે अधिकारोऽयम्। આથી अधिकारનો અર્થ વ્યાકરણશાસ્ત્રમાં શો હશે એ અંગે જિજ્ઞાસા રહે એ સ્વાભાવિક છે. આગળ अनुवृत्ति વિશે આપણે જોયું છે કે કોઈ સૂત્રના અમુક શબ્દ એ પછીનાં સૂત્રમાં ઊતરી આવતા હોય એ अनुवृत्ति કહેવાય છે. अधिकार પણ એક પ્રકારની अनुवृत्ति જ છે, પરંતુ એમાં તફાવત એ છે કે अधिकारમાં अनुवृत्तिની માફક કેટલાક શબ્દ જ અનુવૃત્ત થતા નથી, ત્યાં તો સંપૂર્ણ સૂત્ર જ પછીના સૂત્રમાં અનુવૃત્ત થાય છે. આમ, अधिकार એ એક એવું સૂત્ર છે કે જે સમસ્ત સૂત્ર પછીનાં સૂત્રોમાં અનુવૃત્ત થાય.

अधिकारની એક અન્ય વિશેષતા એ પણ છે કે એ અમુક પ્રકરણ કે

પાદની શરૂઆતમાં આવે છે અને એ સૂત્ર એ પાદનાં સમસ્ત સૂત્રો સુધી અનુવૃત્ત થાય છે. આમ, પ્રકરણ કે પાદના પ્રારંભે આવતા अधिकार સૂત્રનો નિયમ પછીના દરેક સૂત્ર સાથે એ જ રીતે લાગુ પાડવાનો હોય છે અને પ્રકરણ કે પાદના અંત્ય સૂત્ર સુધી એ નિયમ અનુવૃત્ત થાય છે. સંક્ષેપમાં, પ્રકરણમાં આવતા પ્રત્યેક સૂત્ર ઉપર એનો અધિકાર હોય છે, માટે જ એ अधिकार સૂત્ર કહેવાય છે.

આ રીતે ત્રિપાદીના પ્રારંભે આવતુ पूर्वत्रासिद्धम् સૂત્ર પણ 'અધિકાર' છે. એ સૂત્ર ત્રિપાદીના પ્રત્યેક સૂત્રને લાગુ પડે છે અને पूर्वत्र असिद्धम्-નો "પૂર્વના શાસ્ત્રમાં આ નિયમ અસિદ્ધ છે" એ સૂત્રાર્થ ત્રિપાદીના પ્રત્યેક સૂત્ર સાથે લાગવાથી પ્રત્યેક સૂત્ર પૂર્વના શાસ્ત્રભાગ માટે અસિદ્ધ બનતું જશે; જેમકે, अ अ સૂત્ર સાથે पूर्वत्रासिद्धम् લેતાં આ પ્રમાણે અર્થ થશે : "વિવૃત अ હવે સંવૃત બને છે. પણ આ નિયમ આગળ લાગુ પાડવાનો નથી," આમ ત્રિપાદીનું સૂત્ર જે સૂત્ર સાથે આવે તે સૂત્ર એની પૂર્વના ભાગમાં લાગુ પડે નહિ. આ સૂત્ર તો अधिकार સૂત્ર છે તેથી એ સંપૂર્ણ ત્રિપાદી સાથે આવે છે અને તેથી ત્રિપાદીનાં સમસ્ત સૂત્ર એની પૂર્વના શાસ્ત્રભાગ માટે એટલે કે પૂર્વના ૨૯ પાદોનાં સૂત્રો માટે પણ અસિદ્ધ છે. આ રીતે વ્યાકરણની પ્રગલ્ભ વ્યવસ્થા પાણિનિએ કરી છે અને તેથી જ એ વિદેશીઓની પ્રશસ્તિ પામેલ છે. શ્રી. મૅક્ડોનલ તો લખે છે કે "અઢી હજાર વર્ષ પછી પણ આપણે વૈજ્ઞાનિક રીતે અંગ્રેજી ભાષાને વ્યવસ્થિત નથી કરી શકયા ત્યારે આજથી હજારો વર્ષ પહેલાં આર્યોએ એમની સંસ્કૃત ભાષાને ધ્વનિશાસ્ત્રની વૈજ્ઞાનિક રીતે જ વ્યવસ્થિત કરી લીધી હતી."

મૂળ, તો વર્ણોના આભ્યંતર યત્નનું પ્રકરણ ચાલતું હતું તેમાં अના સંવૃતત્વ–વિવૃતત્વ વિશે વિચારણા આવી જતાં વચ્ચે બે સૂત્ર સ્પષ્ટતાર્થે કૌમુદીકારને લેવાં પડ્યાં. એ સૂત્રો પૂરાં થતાં એઓ આગળ અધૂરી રહેલી ચર્ચા (જુઓ પાનું ૭૭.) ફરી આગળ ચલાવે છે. અને આભ્યંતર યત્ન પછી હવે બાહ્ય યત્ન વિશે વિચારણા શરૂ કરે છે :

વૃત્તિ : बाह्यः प्रयत्नः तु एकादशधा—विवारः संवारः श्वासः नादः घोषः अघोषः अल्पप्राणः महाप्राणः उदात्तः अनुदात्तः स्वरितः च इति ।

અર્થ : બાહ્ય પ્રયત્ન તો અગિયાર પ્રકારનો છે: (૧) વિવાર, (૨) સંવાર, (૩) શ્વાસ, (૪) નાદ, (૫) ઘોષ, (૬) અઘોષ, (૭) અલ્પપ્રાણ, (૮) મહાપ્રાણ, (૯) ઉદાત્ત, (૧૦) અનુદાત્ત, અને (૧૧) સ્વરિત

**બાહ્ય પ્રયત્ન :**

વાયુ જીભના સહકારથી તે તે સ્થાન સાથે અથડાઈ વર્ણોત્પત્તિ કરે તે પહેલાં અંદર થતી ક્રિયાને આભ્યંતર પ્રયત્ન કહે છે, જ્યારે વર્ણોત્પત્તિ સમયે અને પછી જે ક્રિયા મુખમાં થાય છે તેને બાહ્ય પ્રયત્ન કહે છે. વૃત્તિમાં, પ્રયત્ન શબ્દ અગાઉ 'આભ્યંતર યત્ન' માટે પ્રયોજ્યો છે તે અર્થમાં નથી, પરંતુ ફક્ત ક્રિયા કે ચેષ્ટાના અર્થમાં છે અને માટે એની આગળ 'બાહ્ય' વિશેષણ પ્રયોજ્યું છે. આ બાહ્ય પ્રયત્નના ૧૧ પ્રકારના ભેદ નીચે પ્રમાણે છે :

(૧) विवारः —गलविवरस्य विकासः । આ પ્રયત્નમાં ગળાનું છિદ્ર ખૂલે છે અને તેથી એ 'વિવાર' પ્રયત્ન કહેવાય છે.

(૨) संवारः — गलविवरस्य संकोचः । આ પ્રયત્નમાં ગળાના છિદ્રનો સંકોચ થાય છે તેથી એ 'સંવાર' પ્રયત્ન કહેવાય છે.

(૩) श्वासः — જે વર્ણની ઉત્પત્તિમાં કંઠનું છિદ્ર વિકાસ પામતાં શ્વાસનું અનુસ્વનન થાય તે વર્ણ માટેનો પ્રયત્ન તે 'શ્વાસ'

(૪) नादः — વર્ણની ઉત્પત્તિ પછી કંઠનું છિદ્ર સંકોચાતાં નાદ-રૂપ અનુસ્વનન જણાય તે વર્ણ માટેનો પ્રયત્ન તે 'નાદ'

(૫) घोषः — જે વર્ણોના ઉચ્ચારણમાં અવાજમાં ધીરાપણું જણાય તે વર્ણો માટેનો પ્રયત્ન તે 'ઘોષ.'

(૬) अघोषः — જે વર્ણોના ઉચ્ચારણના અવાજમાં ધીરાપણું ન જણાય તે વર્ણો માટેનો પ્રયત્ન તે 'અઘોષ.'

(૭) अल्पप्राणः — વર્ણોના ઉચ્ચારણમાં વાયુનિઃસરણ અલ્પ થાય એ માટેનો પ્રયત્ન તે 'અલ્પપ્રાણ.'

(૮) महाप्राणः — જે અક્ષરોના ઉચ્ચારણમાં પ્રાણનું નિઃસરણ વિશેષ હોય એ માટેનો પ્રયત્ન તે 'મહાપ્રાણ.'

(૯) उदात्तः — ઉચ્ચારણસ્થાનના ઊર્ધ્વ ભાગમાંથી નિષ્પન્ન થતો સ્વર ઉદાત્ત હોવાથી એનો પ્રયત્ન 'ઉદાત્ત' કહેવાય છે.

(૧૦) अनुदात्तः – ઉચ્ચારણસ્થાનના નિમ્ન ભાગમાંથી નિષ્પન્ન થતો સ્વર અનુદાત્ત હોવાથી એ પ્રયત્ન 'અનુદાત્ત' કહેવાય છે.

(૧૧) स्वरितः – ઉદાત્ત અને અનુદાત્ત બંને ધર્મ જેની અંદર હોય તે સ્વરિત.

આપણે જાણિયે છિયે કે વર્ણોનું સવર્ણત્વ નક્કી કરવામાં તો સ્થાનની સાથે આભ્યંતર યત્ન જ મહત્ત્વનો છે, એમાં બાહ્ય યત્નનું કંઈ સ્થાન નથી, આમ છતાં આ નિરર્થક તો નથી જ. બાહ્ય પ્રયત્નનો ઉપયોગ માત્ર નજીકનો વૈકલ્પિક વર્ણ શોધવા પૂરતો છે. પ્રો. ચંદ્રવસુ જણાવે છે કે "બાહ્ય પ્રયત્ન આંતરતમ વર્ણ શોધવામાં ઉપયોગી છે, ઉદાહરણ તરીકે नाऽज्झलौ । સૂત્રમાં ह ને બદલે झ મૂકવામાં આવ્યો છે તે બાહ્ય પ્રયત્નને આધારે.[1]

બાહ્ય પ્રયત્નની ચર્ચા કર્યા બાદ કૌમુદીકાર હવે કયા કયા વર્ણ કયા કયા બાહ્ય પ્રયત્ન ધરાવે છે એ જણાવે છે. આને માટે એઓ બે કારિકા આપે છે :

खयां यमाः खयः ≍क ≍पौ विसर्गः शर एव च ।
एते श्वासानुप्रदाना अघोषाश्च विवृण्वते ॥
कण्ठमन्ये तु घोषाः स्युः संवृता नादभागिनः ।
अयुग्मा वर्गयमगा यणश्चाल्पासवः स्मृताः ॥

---

૧ એક સૂત્ર છે झयो होऽन्यतरस्याम् । झय् પછી ह આવે તો हने સ્થાને પૂર્વસવર્ણ મૂકવો. હવે (नाऽज्झलौમાં) अच् + हल्માં च् એ झय् વર્ણ છે તેના પછી ह આવે છે તેથી એના સ્થાને પૂર્વસવર્ણ મૂકવો પડે. આપણે જાણિયે છિયે કે પૂર્વના च्ના સવર્ણ छ्, ज्, झ्, અને ञ्, છે તેમાંથી हની જગ્યાએ કોઈ એક મૂકવાનો છે. અહીં સ્થાન અને પ્રયત્નની દૃષ્ટિએ આ ચારે વર્ણ हथी ભિન્ન છે તેથી આંતરતમ (સૌથી નજીકનો) વર્ણ બાહ્ય પ્રયત્નના આધારે નક્કી થશે. આગળ જોઈશું તેમ ह्નો બાહ્ય પ્રયત્ન સંવાર, નાદ, ઘોષ અને અલ્પપ્રાણ છે. च्, छ्, ज्, ञ् અને झ्માંથી એ પ્રકારના બાહ્ય પ્રયત્નવાળો એક માત્ર વર્ણ झ છે, તેથી हને સ્થાને झ મૂકવો પડે છે. આથી આપણને नाऽज्झलौ રૂપ પ્રાપ્ત થયું છે.

આ કારિકામાં કયા વર્ણોના કયા કયા બાહ્ય પ્રયત્ન છે એ દર્શાવવામાં આવ્યું છે. પ્રથમ કારિકામાં દર્શાવ્યું છે તે પ્રમાણે खय् વર્ણોના યમ.[1] खय् વર્ણો (એટલે કે દરેક વર્ગના પ્રથમ બે વર્ણ) પોતે, ≍ क અને ≍ प, (અર્થાત્ જિહ્વામૂલીય[2] અને ઉપધ્માનીય[3] વર્ણો); વિસર્ગ અને

૧. **યમ** : આ શબ્દ વ્યાકરણના પ્રાથમિક અભ્યાસમાં પ્રચલિત નથી, કારણ કે એ વૈદિક સાહિત્યનો શબ્દ છે. પ્રાતિશાખ્યમાં આ શબ્દને સમઝાવવામાં આવેલ છે. જ્યારે क्, च्, ट्, त् કે प् એ પાંચે વર્ગોના પ્રથમ ચાર વ્યંજન પછી જો કોઈ અનુનાસિક વ્યંજન આવે તો એ વ્યંજનને બેવડાવવામાં આવે છે અને બેવડાવવાથી જે વધારાનો વર્ણ અનુનાસિક આગળ આવે છે તેને 'यम' કહેવામાં આવે છે.

જેમ કે, पलक्नीः । અહીં क् વર્ણ क વર્ગનો પ્રથમ વર્ણ છે અને એના પછી અનુનાસિક न् (नी) આવેલ છે, તેથી નિયમ પ્રમાણે कને બેવડાવવો જોઇયે. આથી શબ્દ पलक्क्नीः થશે. આમાં જે બીજો क् ઉમેરવામાં આવ્યો છે તેને 'यम' કહેવામાં આવે છે.

એ જ રીતે चख्नतुःના ख् પાછળ અનુનાસિક न् આવવાથી દ્વિરુક્તિ થશે અને શબ્દ चख्ख्नतुः બનશે. એ જ રીતે अग्निનું રૂપ अग्ग्निः થશે અને घ्नन्ति નું રૂપ घ्घ्नन्ति થશે.

૨. **જિહ્વામૂલીય** : આ શબ્દ પણ વૈદિક વ્યાકરણ સાથે સંકળાયેલો હોવાથી ખાસ પરિચિત નથી. ઉચ્ચારણની દૃષ્ટિએ જીભનો વિસ્તાર ચાર ભાગમાં વહેંચી નાખેલ છે : (૧) જિહ્વામૂલ, (૨) જિહ્વોપાગ્ર, (૩) જિહ્વાગ્ર અને (૪) જિહ્વામધ્ય. આમાં જીભની નીચે જ્યાં જીભ મૂળ સાથે જોડાયેલી છે તે 'જિહ્વામૂલ' કહેવાય છે. (જિહ્વાગ્ર તે જીભની આગળની ટોચ; દંત્ય માટે જિહ્વામૂલ અને જિહ્વાગ્ર વચ્ચેનો ભાગ તે 'જિહ્વોપાગ્ર' મૂર્ધન્ય માટે, અને જીભની ઉપરની સપાટી તે જિહ્વામધ્ય તાલુ માટે કહેવાય છે.)

૩. **ઉપધ્માનનીય** : આ શબ્દ પણ વૈદિક વ્યાકરણનો હોઈ બહુ પરિચિત નથી. જ્યારે વિસર્ગ પછી प् કે फ़ આવે ત્યારે પણ

श्, ष्, स् એટલા વર્ણ અઘોષ વિવાર અને શ્વાસ છે. આમાં યમાદિ વ્યાકરણના પ્રારંભિક ક્ષેત્રમાં બહુ પ્રચલિત નહિ હોવાથી દરેક વર્ગના પ્રથમ બે વર્ણ અને श्, ष्, स् એટલાના બાહ્ય પ્રયત્ન અઘોષ વિવાર અને શ્વાસ છે એમ કહી શકાય.

આ સિવાયના અન્ય વર્ણ ઘોષ સંવાર અને નાદ બાહ્ય પ્રયત્નવાળા છે, અર્થાત્ દરેક વર્ણના છેલ્લા ત્રણ ત્રણ વર્ણ, य् र् ल् व् અને ह् એ દરેકના બાહ્ય પ્રયત્ન ઘોષ સંવાર અને નાદ ગણાશે.

આ ઉપરાંત, દરેક વ્યંજન અલ્પપ્રાણ અથવા મહાપ્રાણ નામનો બાહ્ય પ્રયત્ન પણ ધરાવે છે. એ દૃષ્ટિએ દરેક વર્ગના પ્રથમ તૃતીય અને પંચમ વર્ણ તથા य् र् ल् व् (અને પ્રથમ તૃતીય વર્ણોના યમ) અલ્પપ્રાણ છે, જ્યારે બાકીના એટલે કે દરેક વર્ગના દ્વિતીય અને ચતુર્થ વર્ણ તથા श् स् ष् અને ह् મહાપ્રાણ છે.

હવે, જ્યારે વિસર્ગ પછી क् કે ख् આવે ત્યારે વિસર્ગનું ઉચ્ચારણ સંપૂર્ણ થતું નથી, પરંતુ અર્ધું જ થાય છે; જેમ કે, कः करोति અને कः खनति । અહીં વિસર્ગના અર્ધ ઉચ્ચારણને કારણે વિસર્ગનો લોપ થતો નથી કે સંપૂર્ણપણે વિસર્ગ દર્શાવવામાં આવતો નથી, પરંતુ અર્ધ વિસર્ગની સંજ્ઞા મૂકવામાં આવે છે; જેમકે, क≍करोति । क≍खनति ।

આ પ્રમાણે क् અને ख् પહેલાંના વિસર્ગને આ ≍ નિશાનીથી

---

વિસર્ગનું ઉચ્ચારણ સંપૂર્ણ થતું નથી, પરંતુ અર્ધું જ થાય છે. જેમકે, कः पचति અને कः फलति । અહીં પણ અર્ધ વિસર્ગને ઉપરની જ નિશાનીથી બતાવવામાં આવે છે; જેમકે, क≍ पचति । क ≍ फलति ।

આ રીતે प् અને फ પહેલાંના વિસર્ગને જ્યાં આ ≍ નિશાનીથી દર્શાવવામાં આવે છે તેને 'ઉપધ્માનીય' કહે છે.

'उपध्मान' શબ્દ ઓષ્ઠ માટે વપરાય છે, કારણ કે उ અને प् ઓષ્ઠથી જ ઉચ્ચારવામાં આવે છે. (उः च पः च उपौ । उपौ ध्मायेते आभ्याम् तौ उपध्मानौ । ओष्ठौ । तयोः भवः उपध्मानीयः ।) આમ ઓષ્ઠમાંથી બોલાતા प् અને फ પહેલાંના વિસર્ગને 'ઉપધ્માનીય' કહેવામાં આવે છે.

દર્શાવવામાં આવે છે અને એઓનું ઉચ્ચારણ જિહ્વામૂલમાંથી થાય છે તેથી એને 'જિહ્વામૂલીય' કહેવામાં આવે છે. (जिह्वामूले भवं जिह्वामूलीयम् ।)

આ જ બાબત ભટ્ટોજીએ વૃત્તિમાં ફરીથી સ્પષ્ટ કરી છે :

વૃત્તિ : वर्गेषु आद्यानां चतुर्णां पञ्चमे परे मध्ये यमः नाम पूर्व-सदृशः वर्णः प्रातिशाख्ये प्रसिद्धः । पलिक्क्नीः । चख्ख्नतुः । अग्ग्निः । घ्घ्नन्ति इति अत्र क्रमेण कखगघेभ्यः परे तत्सदृशाः एव यमाः ।

तत्र वर्गाणां प्रथमद्वितीयाः खयः तथा तेषाम् एव यमाः जिह्वामूलीयोपध्मानीयौ विसर्गः शषसाः च इति एतेषां विवारः श्वासः अघोषः च । अन्येषां तु संवारः नादः घोषः च । वर्गाणां प्रथमतृतीयपञ्चमाः प्रथमतृतीययमौ यरलवाः च अल्पप्राणाः । अन्ये महाप्राणाः इति अर्थः । बाह्यप्रयत्नाः च यद्यपि सवर्ण-संज्ञायाम् अनुपयुक्ताः तथापि आन्तरतम्यपरीक्षायाम् उपयोक्ष्यन्ते इति बोध्यम् ।

कादयः मावसानाः स्पर्शाः । यरलवाः अन्तःस्थाः । शषसहाः ऊष्माणः । अचः स्वराः । ≍क ≍पौ इति कपाभ्यां प्राक् अर्ध-विसर्गसदृशौ जिह्वामूलीयोपध्मानीयौ । अं अः इति अचः परौ अनुस्वारविसर्गौ । इति स्थानप्रयत्नविवेकः ॥

અર્થ : આ વૃત્તિ અર્થ સહિત આગળ સ્પષ્ટતાપૂર્વક સમઝાવવામાં આવેલી છે તેથી ભાષાંતરની પુનરાવૃત્તિ નિરર્થક માની છે.

બધી વિચારણાને અંતે વર્ણોના બાહ્ય પ્રયત્ન નીચે પ્રમાણે નક્કી થશે :

| | | | | |
|---|---|---|---|---|
| क् च् ट् त् प् | અઘોષ, | વિવાર, | શ્વાસ, | અલ્પપ્રાણ |
| ख् छ् ठ् थ् फ् | ,, | ,, | ,, | મહાપ્રાણ |
| श् ष् स् | ,, | ,, | ,, | ,, |
| ग् ज् ड् द् ब् | ઘોષ, | સંવાદ, | નાદ, | અલ્પપ્રાણ |
| घ झ् ढ् ध् भ् | ,, | ,, | ,, | મહાપ્રાણ |
| ङ् ञ् ण् न् म् | ,, | ,, | ,, | અલ્પપ્રાણ |
| — — — — ह् | ,, | ,, | ,, | મહાપ્રાણ |
| — य् र् ल् व् | ,, | ,, | ,, | અલ્પપ્રાણ |

બાહ્ય પ્રયત્નોના ઉપરના વિભાજનને આધારે કેટલીક બાબતો ફલિત થાય છે : (૧) વ્યંજન સાથે આઠ બાહ્ય પ્રયત્ન સંકળાયેલા છે. (૨) પ્રત્યેક વ્યંજન ચાર પ્રકારના બાહ્ય પ્રયત્ન ધરાવે છે. (૩) ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિતને પણ બાહ્ય પ્રયત્નમાં સમાવિષ્ટ કરવામાં આવ્યા છે, પરંતુ એ વ્યંજનને લાગુ પડતા નથી, એ ફક્ત સ્વર સાથે સંબંધિત છે. तत्त्वबोधिनी નોંધે છે કે यद्यपि भाष्येऽष्टावुक्ताः उदात्तादयस्तु नोक्ताः तथापि कैयटोक्तिमनुसृत्यैकादशोक्ता इति बोध्यम् । (૪) सवर्णत्व નક્કી કરવામાં બાહ્ય પ્રયત્નનો કંઈ ઉપયોગ નથી. (૫) જ્યાં સવર્ણને આધારે કોઈ વર્ણ ન મળે ત્યારે આંતરતમ્ વર્ણ શોધવામાં બાહ્ય પ્રયત્નો ઉપયોગી બની રહે છે.

**(વાર્ત્તિક) ऋल्वर्णयोः मिथः सावर्ण्यम् वाच्यम् ।**

**અર્થ** : ऋ અને ऌ વર્ણનું પરસ્પર સાવર્ણ્ય સમજવું.

કાત્યાયન મુનિનું આ વાર્ત્તિક કૌમુદીકારે 'સવર્ણ'ની ચર્ચા દરમ્યાન યોગ્ય રીતે જ ઉદ્ધૃત કર્યું છે, કારણ કે આમાં ऋ અને ऌ વર્ણની સવર્ણતા વિશે સ્પષ્ટતા કરવામાં આવી છે.

આપણે જાણીએ છીએ કે (સ્વર હોવાથી) ऋ અને ऌ બંનેનો પ્રયત્ન વિવૃત છે, પરંતુ સ્થાનની દૃષ્ટિએ બંને ભિન્ન છે, કારણ કે ऋનું સ્થાન 'મૂર્ધા' છે, જ્યારે ऌનું સ્થાન 'દંત' છે. આમ, આ બંને સ્વરોમાં પ્રયત્નની સમાનતા છે, પરંતુ સ્થાનની સમાનતા નથી. तुल्यास्यप्रयत्नं सवर्णम् । એ સૂત્ર પ્રમાણે તો વર્ણોમાં સાવર્ણ્ય હોવા માટે સ્થાન અને પ્રયત્ન બંનેની સમાનતા જોઈએ; ऋ અને ऌ વર્ણમાં બંને પ્રકારની સમાનતા નહિ હોવાથી એ પરસ્પર સવર્ણ બની શકે નહિ.

આમ, ખરેખર નિયમ અનુસાર તો ऋ અને ऌ પરસ્પર સવર્ણ બનતા નથી, એમ છતાં વ્યાકરણમાં તો ऋ અને ऌને સરખા નિયમ જ લાગુ પડે છે તેથી જો એ બંનેને સવર્ણ જ ગણી લેવામાં આવે તો એને લગતા નિયમ વધુ ટૂંકમાં આપી શકાય અને બંને માટે અલગ નિયમો આપવા પડે નહિ. આ દૃષ્ટિએ જ કાત્યાયન મુનિએ આ વાર્ત્તિક દ્વારા ऋ અને ऌ બંને વર્ણોને પરસ્પર સવર્ણ બનાવી દીધા છે.

[નોંધ : હકીકત તો એ છે કે ऌ માત્ર क्लृप् ધાતુ ઉપરથી બનતા क्लृप्त અને क्लृप्ति એ શબ્દોમાં જ સચવાયેલો છે, બાકી તો कल्पते कल्पना

વગેરે સ્વરૂપે અલ્ સ્વરૂપ ધારણ કરી લે છે; કાત્યાયનના સમયમાં ૡ નું સ્વરોચ્ચારણ જ નષ્ટ થઈ ચૂક્યું હતું. આ બાપડો રખડી ન પડે માટે કાત્યાયનના આ વાર્તિક દ્વારા એને વર્ણમાલામાં જાળવી રાખ્યો છે. પતં-જલિના સમયમાં તો ૠનું સ્વરોચ્ચારણ પણ નષ્ટ થઈ ગયું હતું. ઋગ્વેદીઓ ૠનું રિ અને યજુર્વેદીઓ ૠનું રે ઉચ્ચારણ કરે છે એના ઉપરથી આમ કહેવું સરળ બને છે. ૠ અને ૡ ઉપરથી ઊતરી આવેલા મૂળ અર્ધસ્વરાત્મક ર્ અને લ્ આજના ઉચ્ચારણમાં અસ્પર્શ અર્ધસ્વર રહ્યા નથી; એના ઉચ્ચારણમાં જીભ તે તે સ્થાનને સ્પષ્ટ રીતે સ્પર્શ કરે છે. વ્યંજનોમાં મૂળ ઉચ્ચારણથી ખસવાનું બન્યું છે. સર૦ वाङ्मय= वाँग्मय અને 'ખાંડ'='ખાણ'થી જુદાં પડતાં 'પાદ'='પાન' અને 'આંબલી' –'આમલી.' પૂર્વનાં બે ઉદાહરણોમાં ત્રીજા વર્ણની પહેલાં સ્વર અનુ-નાસિક થતાં ઉચ્ચારણમાં એકાત્મકતા છે, પાછલામાં ઉચ્ચારણ થોડાં જુદાં આવી ઊભાં છે.]

## वार्त्तिक

[વ્યાકરણના સિદ્ધાંત નિરૂપવા માટે આચાર્ય પાણિનિએ સૂત્રોનો આશ્રય લીધો અને પોતાની કૃતિ અષ્ટાધ્યાયીમાં સંસ્કૃત વ્યાકરણના પ્રાયઃ પ્રત્યેક નિયમને આવરી લીધો. સૂત્રશૈલીમાં લખાયેલા ગ્રંથોનો હેતુ લાઘવ હોવાથી એમાં ઘણી વાર સંદિગ્ધતા રહી જવાનો ભય ઉપસ્થિત થતો. પાણિનિનાં સૂત્રોમાં ક્યાંયે સંદિગ્ધતા ન રહે અને પ્રત્યેક નિયમને સારી રીતે સમજી શકાય એ માટે મહર્ષિ પતંજલિએ પાણિનિના વ્યાકરણ ઉપર 'મહાભાષ્ય' લખ્યું છે. પાણિનિની 'અષ્ટાધ્યાયી' રચાયા પછી અને પતંજલિના 'મહાભાષ્ય'ની પહેલાં જે વિચારણા વિકસી હતી અને ભાષામાં પરિવર્તન અનુભવાયાં હતાં તે માલૂમ પડી આવતાં એવાં પરિવર્તન બતાવવા પરવર્તી મહામુનિ કાત્યાયને વાર્તિકોની રચના કરી છે.] ઉ. ત., પાણિનિએ 'સવર્ણ' વર્ણોની વિચારણા કરી છે ત્યાં ૠ ૡના સાવર્ણ્ય વિશે કંઈ ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી, એટલું જ નહિ, પાણિનિસૂત્ર અનુસાર તો એ બંને સ્વર સવર્ણ બનતા પણ નથી, પરંતુ પછીથી મુનિવર કાત્યાયનના ખ્યાલમાં આવ્યું કે વ્યાકરણમાં એ બંને વર્ણ સવર્ણ ગણવા જરૂરી છે, આથી એમણે આ વાર્તિક આપીને મૂળ નિયમમાં આટલો સુધારો દર્શાવ્યો છે.

આમ, વાર્ત્તિકો મૂળ નિયમ-ગ્રંથની પૂર્તિરૂપે લખાયેલા નિયમ જ છે. પારાશર ઉપપુરાણમાં વાર્ત્તિકની વ્યાખ્યા નીચે પ્રમાણે આપવામાં આવી છે :

उक्तानुक्तदुरुक्तानां चिन्ता यत्र प्रवर्तते ।
तं ग्रन्थं वार्त्तिकं प्राहुः वार्त्तिकज्ञाः मनीषिणः ॥

અર્થાત્ (મૂળ નિયમગ્રંથમાં) કહેવામાં આવેલ, નહિ કહેવામાં આવેલ, કે ખોટી રીતે કહેવામાં આવેલ વિધાનોનો જેમાં વિચાર કરવામાં આવ્યો હોય તેને 'વાર્ત્તિક' કહેવામાં આવે છે.

સવર્ણસંજ્ઞા સિદ્ધ કરવાના પ્રસંગમાં કૌમુદીકારે કાત્યાયનનું ૧૫૦ મું વાર્ત્તિક અહીં ઉદ્ધૃત કર્યું છે. અહીં આપણે કહી શકિયે કે પાણિનિમાં જે અનુક્ત (ऋ અને ऌ વર્ણનું સાવર્ણ્ય) હતું તેની અહીં વિચારણા કરવામાં આવી છે.

**વૃત્તિ : अकार-हकारयोः इकार-शकारयोः ऋकार-षकारयोः ऌकार-सकारयोः च मिथः सावर्ण्ये प्राप्ते ।**

**અર્થ :** अ અને ह् ની, इ અને श् ની, ऋ અને ष् ની તથા ऌ અને स् ની પરસ્પર સવર્ણતા પ્રાપ્ત થવાની પરિસ્થિતિ ઊભી થતાં—

આપણે જાણિયે છિયે કે तुल्यास्यप्रयत्नं सवर्णम् સૂત્ર પ્રમાણે જેનાં સ્થાન અને પ્રયત્ન સરખાં હોય તે પરસ્પર સવર્ણ બને. આ સૂત્રને ધ્યાનમાં રાખીને વિચારતાં अ અને ह्, इ અને श्, ऋ અને ष् તથા ऌ અને स् પરસ્પર સવર્ણ બનશે. આપણે એ વિશે વિચારિયે.

(૧) अ અને ह् : આ બને વર્ણોનું સ્થાન 'કંઠ' છે[1] અને પ્રયત્નની દૃષ્ટિએ પણ બને વર્ણ 'વિવૃત' પ્રયત્નવાળા છે.* આમ, આ બંને વર્ણ સ્થાનસમાનતા ઉપરાંત પ્રયત્નસમાનતા પણ ધરાવે છે તેથી એ પરસ્પર સવર્ણ બનશે.

(૨) इ અને श् : આ બંને વર્ણોનું સ્થાન 'તાલુ' છે[2] અને બનેનો પ્રયત્ન 'વિવૃત' છે.* આમ, બંને વર્ણ સ્થાન-સમાનતા અને પ્રયત્ન-સમાનતા ધરાવે છે તેથી એ પરસ્પર સવર્ણ બનશે.

---

१. अकुहविसर्जनीयाना कण्ठः ।

२. इचुयशानां तालु ।

(૩) ऋ અને ष् : આ બંને વર્ણોનું સ્થાને 'મૂર્ધા' છે[3] અને 'વિવૃત' છે. આમ સ્થાન અને પ્રયત્નની સમાનતા હોવાને કારણે એ બંને વર્ણ પણ પરસ્પર સવર્ણ બનશે.

(૪) ऌ અને स् : આ બંને વર્ણ દંતસ્થાનીય હોવાથી સ્થાનસમતા ધરાવે છે[4], સાથોસાથ બંને 'વિવૃત'* હોવાથી પ્રયત્નસમાનતા પણ ધરાવે છે, તેથી આ બંને વર્ણ પણ પરસ્પર સવર્ણ બને છે.

આ દૃષ્ટિએ, નિયમ–અનુસાર, ઉપરનાં ચારે જોડકાં સવર્ણતા પ્રાપ્ત કરે છે. આ પરિસ્થિતિમાં જે નિયમો સ્વરને (अ, इ, ऋ અને ऌને) માટે છે તે સવર્ણને લાગુ પડવાના હોવાથી ह्, श्, ष्, स् ને પણ લાગુ પડે, આથી તો ભાષામાં સંભ્રમ ઉત્પન્ન થાય. આથી આ પરિસ્થિતિના નિવારણ માટે દીક્ષિત પાણિનિનું नाऽज्झलौ સૂત્ર ટાંકે છે.

**૧૨. नाऽज्झलौ ।१।१।१०।**

**સૂત્રાર્થ :** आ સહિત अच् અને हल् પરસ્પર સવર્ણ બની શકે નહિ.

तुल्यास्यप्रयत्नं सवर्णम् એ સૂત્રને આધારે સમાન સ્થાન અને પ્રયત્ન ધરાવતા વર્ણ પરસ્પર સવર્ણ બને. એ દૃષ્ટિએ अ અને ह કંઠસ્થાનીય અને વિવૃત પ્રયત્નવાળા હોવાથી સવર્ણ બને છે, इ श् તાલુસ્થાનીય અને વિવૃત પ્રયત્નવાળા હોવાથી સવર્ણ બને છે, ऋ ष् મૂર્ધસ્થાનીય અને વિવૃત પ્રયત્નવાળા હોવાથી સવર્ણ બને છે તથા ऌ અને स् દંતસ્થાનીય અને વિવૃત પ્રયત્નવાળા હોવાથી સવર્ણ બને છે.

વળી, આપણે જોયું કે જે નિયમો अ, इ, ऋ અને ऌ માટે આપવામાં આવે તે નિયમો એના (અનુક્રમે) સવર્ણો ह, श्, ष् અને स् ને લાગુ પડે, આવી પરિસ્થિતિ ઊભી થતાં અણધારી મુશ્કેલી ઊભી થાય. (જુઓ પાનું ૮૬.) પાણિનિ આ હકીકતથી વાકેફ છે અને તેથી જ એઓ આ વર્ણોનું પરસ્પર સવર્ણત્વ નિવારવા આ સૂત્ર ટાંકે છે.

પાણિનિ આ સૂત્રમાં નોંધે છે કે "आ સહિત (अच्) સ્વર તેમજ વ્યંજન પરસ્પર સવર્ણ બની શકે નહિ." આમ, આ સૂત્રમાં પાણિનિ

---

૩. ऋटुरषाणां मूर्धा ।

૪. ऌतुलसानां दन्ताः ।

* विवृतम् ऊष्मणां स्वराणां च ।

બહુ જ સ્પષ્ટતાપૂર્વક જણાવે છે કે સ્થાન અને પ્રયત્નની સમાનતાને કારણે કદાચ સ્વર અને વ્યંજન પરસ્પર સવર્ણ બનતા હોય તોપણ એને સવર્ણ ગણવા નહિ. આમ આ સૂત્ર સ્વર અને વ્યંજનની પરસ્પર સવર્ણતા પર પ્રતિષેધ મૂકે છે. આથી હવે આપણે अ અને ह्, इ અને श्, ऋ અને ष् તથા ऌ અને स्‌ને પરસ્પર સવર્ણ ગણી શકીશું નહિ, પછી ભલે એનાં સ્થાન અને પ્રયત્નની સમાનતા હોય.

આમ, तुल्यास्यप्रयत्नं सवर्णम् એ મુખ્ય નિયમ છે તો આ नाऽऽज्झलौ સૂત્ર એમાં અપવાદરૂપ છે, કારણ કે મુખ્ય નિયમમાં આવી જતા કેટલાક વર્ણોને આ સૂત્ર બાકાત રાખે છે.

અહીં, મુખ્ય નિયમને કારણે કેટલાક સ્વર અને વ્યંજન પરસ્પર સવર્ણ બની રહે છે એનું કારણ એ છે કે પાણિનિએ ઉષ્માક્ષરો અને સ્વરોનો 'વિવૃત પ્રયત્ન' માન્યો છે (विवृतमुष्मणा स्वराणा च ।) આથી કેટલાક ઉષ્માક્ષરો અને સ્વરોની પ્રયત્નની સમાનતા બની રહે છે, એમાં સ્થાનની દૃષ્ટિએ જે ઉષ્માક્ષર (જેમકે, ह्) જે સ્વર (જેમકે अ) સાથે સ્થાનની સમાનતા ધરાવે છે તેનો સવર્ણ બની રહે છે. અને આથી જ મુશ્કેલી ઊભી થાય છે, જેમાંથી બચવા આ नाऽऽज्झलौ સૂત્ર પ્રયોજવું પડ્યું છે.

પરંતુ મહાભાષ્યકાર પતંજલિએ આ માટે એક સુંદર અને વૈજ્ઞાનિક ઉપાય દર્શાવ્યો છે. એમણે પાણિનિની માફક આભ્યંતર પ્રયત્નના ચાર પ્રકારને બદલે પાંચ પ્રકાર સ્વીકાર્યા છે, જેમાં અન્ય તો સમાન છે, સ્વરોનો પણ વિવૃત પ્રયત્ન જ ગણ્યો છે, પરંતુ ઉષ્માક્ષરો (श्, ष्, स् અને ह्) માટે પાંચમો વધારાનો ईषद्–विवृत પ્રયત્ન માન્યો છે.

આમ, આ દૃષ્ટિએ ह અને श् ष् स् નો પ્રયત્ન ईषद्विवृत હોવાથી તથા अ इ ऋ અને ऌ નો પ્રયત્ન विवृत હોવાથી એમએના વચ્ચે અનુક્રમે પ્રયત્ન–સમાનતા રહેશે નહિ, અને તેથી એએ(પરસ્પર સવર્ણ બનશે નહિ. આથી, नाऽऽज्झलौ એ સૂત્રની પણ કાંઈ આવશ્યકતા રહે નહિ, પરંતુ પાણિનિએ તો ચાર જ પ્રયત્ન સ્વીકાર્યા હોવાથી આ સૂત્ર અનિવાર્યપણે પ્રયોજવું પડે છે.

**वृत्ति : तेन दधि इति अस्य हरति शीतलं षण्ठं सान्द्रम् इति**

एतेषु परेषु यणादिकं न । अन्यथा दीर्घादीनाम् इव हकारादीनाम् अपि ग्रहणकशास्त्रबलाद् अच्त्वं स्यात् ।

અર્થ : તેથી दधि એ શબ્દની પાછળ हरति शीतल षष्ठं અને सान्द्रम् શબ્દો હોવા છતાંયે यण् કાર્ય થતું નથી, નહિ તો દીર્ઘ વગેરેની જેમ हकार વગેરેને પણ ગ્રહણકશાસ્ત્ર પ્રમાણે સ્વરત્વ મળે.

ભટ્ટોજી દીક્ષિત અહીં એક સુંદર ચર્ચા ઉપસ્થિત કરે છે : नाऽऽज्झलौ સૂત્ર દ્વારા સ્વર અને વ્યંજન પરસ્પર સવર્ણ ન ગણવા એવું વિધાન કરવામાં આવ્યું છે, પરંતુ જો આ સૂત્ર આપવામાં ન આવ્યું હોય તો -अ અને ह्, इ અને श्, ऋ અને ष्, તથા ऌ અને स् પરસ્પર સ્થાન અને પ્રયત્નની સમાનતા ધરાવતા હોવાથી સવર્ણ બની રહે. અને એમ થાય તો अणुदित्सवर्णस्य चाप्रत्ययः । એ ગ્રહણકશાસ્ત્રના[1] સૂત્ર અનુસાર अने લાગુ પડતો નિયમ हने લાગુ પડે, તેમજ इ ऋ અને ऌને લાગુ પડતા નિયમ અનુક્રમે श् ष् અને स्ને લાગુ પડે. આમ થવાથી તો નીચે પ્રમાણે વિચિત્ર સંધિઓ ભાષામાં જોવા મળે; જેમકે

इको यणचि । (૬–૧–૭૭) એ નિયમ પ્રમાણે अच् સ્વરની પહેલાં જો इ હોય તો તેનો य् બને. આ દૃષ્ટિએ दधि + अत्रની સંધિ दध्यत्र થાય. હવે જો अने ह सवर्ण ગણવામાં આવે તો ह્ પહેલાંના इનો પણ य् કરવો પડે. આ દૃષ્ટિએ, दधि + हरतिની સંધિ दध्य्हरति ।[1] થાય !!

એ જ પ્રમાણે दधि + इहની સંધિ दधीह થાય છે, (કારણ કે इ + इ = ई). હવે જો इ અને श् ને સવર્ણ ગણવામાં આવે તો इ + श् = ई થાય તેથી) दधि + शीतलम्માં સંધિ થતાં दधीतलं રૂપ પ્રાપ્ત થાય !!

એ જ રીતે ऋ અને ष् ને સવર્ણ ગણવામાં આવે તો दधि + षष्ठंની સંધિ दध्य्षष्ठं થાય !! તથા ऌ અને स् ને સવર્ણ ગણવામાં આવે તો दधि + सान्द्रम्ની સંધિ दध्य्सान्द्रम् થાય !!

(૧) જુઓ આ પછીનું સૂત્ર.

૧. दधि + हरति = दध् + इ + हरति = दध् + य् + हरति = दध्य्हरति ।

૨. दधि + शीतलम् = दध् + इ + श् + ईतलम् = दध् + ई + ईतलम् = दधीतलम् ।

પરંતુ આપણે જોયું તેમ નાऽऽज्झलौ સૂત્રથી સ્વર અને વ્યંજન પરસ્પર સવર્ણ બનતા નથી, તેથી ઉપર પ્રમાણેની વિચિત્ર પરિસ્થિતિ ઉપસ્થિત થતી નથી.

આ સૂત્રમાં અનુસંધાનમાં એક શંકા જરૂર ઉદ્ભવે કે આ નાऽऽज्झलौ સૂત્ર ખરેખર તો न + अच् + हलौ એમ છૂટું પાડવું જોઇયે. પરંતુ કૌમુદીકાર તો એની સંધિ न + आ + अच् + हलौ એવુ છૂટી પાડે છે. અને સૂત્રમાં, "अच् અને हल् પરસ્પર સવર્ણ નથી" એમ અર્થ લેવાને બદલે "आ સહિત अच् અને हल् પરસ્પર સવર્ણ નથી" એવો અર્થ શા માટે ગ્રહણ કરવામાં આવ્યો હશે? આનો ઉત્તર નીચે પ્રમાણે આપી શકાય :

नाऽज्झलौ । સૂત્ર હોવા છતાં आ અને ह् તો પરસ્પર સવર્ણ બની રહે છે જ, કારણ કે

(૧) आ અને ह् કંઠસ્થાનીય તેમ જ વિવૃત પ્રયત્નવાળા છે.

(૨) આ नाऽज्झलौ સૂત્રમાં अच् અર્થાત્ अથી च् વચ્ચે આવતા ૯ વર્ણો અને વ્યંજનો પરસ્પર સવર્ણ ન બને એમ દર્શાવ્યુ છે, એમાં પણ आ નો સમાવેશ થયેલો નથી તેથી आ અને વ્યંજન એટલે કે તો સવર્ણ બની શકે.

(૩) એક એવી શંકા જરૂર થાય કે अणुदित्सवर्णस्य चाप्रत्ययः । એ સૂત્રના આધારે अ અને आ સવર્ણ હોવાથી अच्માં अ સાથે आ સમજવો જોઇયે.

આ પણ યોગ્ય નથી, કારણ કે नाऽज्झलौ સૂત્ર અવસ્થામાં આવે છે ત્યારે अणुदित...સૂત્ર અવસ્થામાં આવતું નથી. પાતંજલ મહાભાષ્યમાં ક્રમ આપવામાં આવ્યો છે તે પ્રમાણે પ્રથમ (૧) માહેશ્વર સૂત્રો, પછી (૨) इत् સંજ્ઞા, પછી (૩) પ્રત્યાહાર, પછી (૪) સવર્ણસંજ્ઞા અને પછી (૫) સવર્ણગ્રહણ એ પ્રમાણે વ્યવસ્થા સ્વીકારવી જોઇયે. આ દૃષ્ટિએ સવર્ણસંજ્ઞાનું नाऽज्झलौ સૂત્ર પ્રથમ આવે છે અને ત્યારે સવર્ણગ્રહણનુ સૂત્ર અવસ્થામાં આવતુ નહિ હોવાથી એ नाऽज्झलौ સૂત્રને લાગુ પાડી શકાય નહિ. આથી नाऽज्झलौ સૂત્ર સુધી તો अ અને आ સવર્ણ ગણી શકાશે નહિ, તેથી नाऽज्झलौ સૂત્રથી अ અને ह પર સવર્ણનિષેધ આવે, પણ आ અને ह પર આવે નહિ.

આમ આ અને ह् તો પરસ્પર સવર્ણ બની રહે જ, એવી પરિસ્થિતિ
ઉપસ્થિત થાય છે. દીક્ષિત આ આ અને ह् નું સાવર્ણ્ય દૂર કરી શકાય
માટે नाऽज्झलौ સૂત્રમાં જ आ વર્ણ ઉમેરી દે છે અને દર્શાવે છે કે "आ
સહિત अच् અક્ષરને વ્યંજનો સવર્ણ ગણવા નહિ." આથી आ અને ह्
પરસ્પર સવર્ણ બની શકશે નહિ. (પાણિનિને પણ આ માન્ય છે એ
બાબત ભટ્ટોજીએ સિદ્ધ કરી છે એ માટે આ પછીના સૂત્રની વૃત્તિ જુઓ.)

આમ, आ અને ह् પરસ્પર સવર્ણ બનતાં અટકાવવા માટે દીક્ષિતે
न + आ + अच् + हलौ (એમ વચ્ચે आ ઉમેરીને) સંધિ છૂટી પાડેલી છે.

**૧૪. अणुदित्सवर्णस्य चाप्रत्ययः । १ । १ । ६९ ।**

**સૂત્રાર્થ** : પ્રત્યય ન હોય તે अण् (બધા સ્વર અને य् व् र् ल्) તથા
उत् (उ) જેમાંથી इत् (લોપ થતો) છે તે (कु, चु, टु, तु, पु),
સવર્ણની પણ સંજ્ઞા બને છે.

સંજ્ઞાપ્રકરણમાં વ્યાકરણશાસ્ત્રની કેટલીક (લઘુ ગુરુ વગેરે) પ્રચલિત
સંજ્ઞાઓ ભટ્ટોજીએ સમાવી છે, એ ઉપરાંત પોતાના શાસ્ત્રને શક્ય તેટલું
લાઘવયુક્ત બનાવવા માટે કેટલીક વિશિષ્ટ ઉપયોગવાળી પાણિનિની સંજ્ઞાઓ
પણ એમણે અહીં નિરૂપી છે; એમાં सवर्ण સંજ્ઞા અત્યંત મહત્ત્વની છે.
હવે, 'સવર્ણ' સંજ્ઞા સિદ્ધ કર્યા પછી એક પ્રશ્ન જરૂર ઉદ્ભવે કે સવર્ણ-
સંજ્ઞા સિદ્ધ કરવા માટે આટલો પ્રયત્ન કેમ કર્યો હશે? આનો ઉત્તર આ
સૂત્ર આપે છે. પાણિનિ હવે અહીં એક એવું સૂત્ર આપે છે કે જેનાથી
આગળ સવર્ણ ગણાવેલા વર્ણોમાંથી કોઈ એક વર્ણ માટે નિયમ આપ-
વામાં આવ્યો હોય તો એ એના પ્રત્યેક સવર્ણને પણ લાગુ પડે. આ
વ્યવસ્થા પાણિનિએ अणुदित्सवर्णस्य चाप्रत्ययः એવા આ સૂત્રથી ઊભી કરી
છે અને આથી જ સૂત્રને ग्रहणकशास्त्र તરીકે પણ ઓળખવામાં આવે છે.

આ સૂત્રને 'ग्रहणकशास्त्र' કહેવાનું કારણ સામાન્ય છે. 'ग्रहणक' એટલે
ગ્રહણ કરનાર અને 'शास्त्र' એટલે નિયમ. જે નિયમ દ્વારા સવર્ણનું પણ
ગ્રહણ કરી શકાય તે નિયમને 'ग्रहणकशास्त्र' કહેવામાં આવે છે. बालमनो-
रमा ગ્રહણકશાસ્ત્રને આ પ્રમાણે સમજાવે છે : गृह्णन्ति अकारादयः स्वसवर्णान्
येन तद् ग्रहणकम् । અર્થાત્ જે વિધાનથી 'અ' વગેરે વર્ણો પોતાના
સવર્ણોનું પણ ગ્રહણ કરે છે તે 'ગ્રહણકશાસ્ત્ર' કહેવાય છે.

ઉદા. તરીકે જોઇયે તો, इको यणचि સૂત્ર પ્રમાણે સ્વર પહેલાં (अचि) इ, उ, ऋ કે ऌ (इक्) આવે, તો એના સ્થાને य्, व्, र् કે ल् (यण्) મુકાય.'' આ સૂત્રમાં વિધાન તો ફક્ત હ્રસ્વ इ उ ऋ અને ऌનું છે, પણ ગ્રહણકશાસ્ત્ર અનુસાર હ્રસ્વ इ વગેરે માટે જે નિયમ આપવામાં આવ્યો હોય તે નિયમ હ્રસ્વના સવર્ણ એવા દીર્ઘ કે પ્લુત ई વગેરેને પણ લાગુ પડે છે.

**વૃત્તિ : प्रतीयते विधीयते इति प्रत्ययः। अविधीयमानः अणू उदित् च सवर्णस्य संज्ञा स्यात्।**

આ સૂત્રમાં એક બાબત ખાસ દર્શાવવામાં આવી છે કે બધા સ્વર અને વ્યંજન પોતાના સવર્ણને પણ આવરી લે છે, પરંતુ એમાં એક નિયમન એ છે કે એ પ્રત્યય હોવા જોઇયે નહિ. (अप्रत्ययः।). અહીં પાણિનિ એમ દર્શાવવા માગે છે કે જો કોઈ વર્ણ પ્રત્યય તરીકે હોય તો એ પોતાના સવર્ણને પોતાનામાં સમાવતો નથી. એક સ્ત્રીલિંગ પ્રત્યય ई લગાડવાનો નિયમ છે. (જેમ કે कुमार-कुमारी) અહી ई પ્રત્યય છે તેથી એ એના સવર્ણને આવરી શકે નહિ, અર્થાત્ હ્રસ્વ इ કે પ્લુત ई३ને પણ સ્ત્રીલિંગ પ્રત્યય તરીકે વાપરી શકાય નહિ તેથી कुमारि કે कुमारी३ એવાં રૂપ ગ્રહણકશાસ્ત્રને આધારે સ્વીકારવાનાં નહિ. આમ, યોગ્ય રીતે જ પાણિનિએ ગ્રહણકશાસ્ત્રમાં પ્રત્યયોને બાકાત રાખ્યા છે.

**વૃત્તિ : अत्र अण् परेण णकारेण। कु चु टु तु पु एते उदितः।**

આ સૂત્રમા જણાવવામાં આવ્યુ છે કે अणू અને उदित् (વર્ગીય વર્ણો) એટલા વર્ણ સવર્ણની પણ સંજ્ઞા બને છે. આથી, આગળ વધતાં પહેલાં अणू અને उदित्નો શો અર્થ છે એ સમજી લઇયે.

શિવસૂત્રના આધારે તો अण् પ્રત્યાહારનો ण् બે સૂત્રમાં આવે છે : એક, પ્રથમ સૂત્ર अइउण्માં અને બીજો પાંચમા સૂત્ર लण्મા. અહી એ બેમાંથી ક્યા ण् સાથે अ લઈને પ્રત્યાહાર બનાવવામાં આવ્યો હશે એવો પ્રશ્ન થાય. ભટ્ટોજી અહીં એની સ્પષ્ટતા કરે છે કે अत्र अण् परेण णकारेण। અર્થાત્ અહીં જે ण् છે તે પછીના માહેશ્વર સૂત્રમાંનો લેવાનો છે. बालमनोरमा પણ નોંધે છે કે अत्र सूत्रे अण् परेण णकारेण, इतरत्र तु पूर्वेण एव। અર્થાત્ અહીં આ સૂત્રમાં જ अणूમાં પછીનો ण् લેવાનો છે,

બાકી બધે (અણ્‌માં) પ્રથમ ण् સુધી જ ગણતરી કરવી.' આ પ્રકારની વ્યવસ્થા માટે वालमनोरमा આગળ નોંધે છે કે अत्र च आचार्यपारंपर्योपदेशरूपं व्याख्यानम् एव कारणम् । આ દૃષ્ટિએ અહીં अण् પ્રત્યાહારમાં अ, इ, उ...વગેરે બધા સ્વર ઉપરાંત ह्, य्, ~, र् અને ल् લેવાના છે.

આ સૂત્રમાં પ્રયોજાયેલી उदित् સંજ્ઞા નવી જ છે. પાણિનિએ હ્રસ્વ 'उ' જેમાં 'इत्' છે એવી પાંચ સંજ્ઞાઓ પ્રયોજી છે : कु चु टु तु અને पु. આ પાંચે સંજ્ઞા પોતપોતાના વર્ગ માટેની સંજ્ઞા છે, આથી कु = क વર્ગ (અર્થાત્ क्, ख्, ग्, घ्, ङ्), चु = च વર્ગ (અર્થાત્ च्, छ्, ज्, झ् અને ञ्). એ જ રીતે પાંચે વર્ગોનું સમજવું. આ દૃષ્ટિએ उदित् સંજ્ઞા દ્વારા क्થી म् સુધીના બધા વર્ણ સમાવી લેવાયા છે.

આ સૂત્રમાં દર્શાવ્યા પ્રમાણે अण् અને उदित् એ પ્રત્યાહારો બધા જ મૂળાક્ષરોને સમાવી લે છે, ફક્ત श् ष् અને स् વર્ણો જ બાકી રહે છે. આથી એક પ્રશ્ન એ ઉદ્‌ભવે કે ગ્રહણકશાસ્ત્રમાં श् ष् અને स् એ ત્રણ વર્ણોને બાકાત કેમ રાખવામાં આવ્યા હશે ?

આનો ઉત્તર બહુ સરળ છે. श् ष् અને स् એ ત્રણે વર્ણોને (સ્થાન અને પ્રયત્નની સમાનતાને આધારે) અન્ય કોઈ વર્ણ સવર્ણ બનતો નથી, તેથી સવર્ણની પણ ગણતરી કરવાના આ નિયમમાં એનો સમાવેશ કરવાનો કોઈ હેતુ હતો જ નહિ. એનો સમાવેશ થાય કે ન થાય એનાથી કંઈ વિશેષ ફેર પડતો નથી.

એ જ રીતે, ह અને र् ને પણ કોઈ વર્ણો સવર્ણ ન હોવા છતાં એનો સમાવેશ સૂત્રમાં કરવામાં આવ્યો છે. સૂત્રમાં હોવા છતાં એનો કોઈ ઉપયોગ નથી એ સરળતાથી સમજી શકાય એમ છે.

આમ, श् ष् અને स्ને સૂત્રમાં સમાવિષ્ટ નહિ કરવાથી કે ह् અને र्ને સમાવિષ્ટ કરવાથી કોઈ વિશેષ ફેર પડતો નથી. આ નિયમ આથી ખરેખર તો સર્વ વર્ણોને લાગુ પડે છે એમ કહી શકાય. અર્થાત્ કોઈ પણ સ્વર કે વ્યંજન માટે કોઈ નિયમ આપવામાં આવ્યો હોય તો એઓના સવર્ણને પણ લાગુ પડે એમ આ સૂત્ર સિદ્ધ કરે છે.'

આ સૂત્રને આધારે કોઈ નિયમ अને અનુલક્ષીને કહેવામાં આવ્યો હોય તો એ નિયમ अના સવર્ણ એવા आ અને अ३ ને પણ લાગુ પાડી

શકાય. અને આવી રીતે જોતાં કયો વર્ણ કેટલા વર્ણોનો સૂચક બને એવી નોંધ ભટ્ટોજીએ પોતની વૃત્તિમાં કરી લીધી છે.

**વૃત્તિ : तद् एवम् । अ इति अष्टादशानां संज्ञा ।**

अ ત્રણ પ્રકારનો છે : હ્રસ્વ દીર્ઘ અને પ્લુત. એ દરેકના ત્રણ ત્રણ ઉપપ્રકાર છે : ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિત. આથી કુલ પ્રકાર ૩ × ૩ = ૯ થાય. એ નવે પ્રકારના अ અનુનાસિક અને અનનુનાસિક એવા બે બે પ્રકાર ધરાવે છે તેથી अ કુલ ૧૮ પ્રકારનો થાય. અને આ ((अणुदित्सवर्णस्य चाप्रत्ययः ।) સૂત્રને આધારે આ ૧૮ માંથી કોઈ પણ પ્રકારના अ માટેનો નિયમ આ અઢારે પ્રકારના अને આવરી લે છે, એમ આ વૃત્તિ સ્પષ્ટતા કરે છે.

**વૃત્તિ : तथा इकारोकारौ ।**

જે રીતે अના પ્રકાર છે તે જ રીતે इ અને उના પણ ૧૮–૧૮ પ્રકાર થાય છે તેથી इ સંજ્ઞા એના ૧૮ પ્રકાર માટેની સંજ્ઞા બની રહે છે.

**વૃત્તિ : ऋकारः त्रिंशतः । एवं ऌकारः अपि ।**

અહીં ऋ અને ऌ કેટલા વર્ણોની સંજ્ઞા બને એ સમઝાવવામાં આવ્યું છે. ऋના अની માફક જ ૧૮ પ્રકાર થાય તથા ऌ (દીર્ઘ નહિ હોવાથી) હ્રસ્વના ૬ અને પ્લુતના ૬ એમ કુલ ૧૨ પ્રકાર થાય. આમ, ऋ ૧૮ની સંજ્ઞા બને, ऌ ૧૨ની સંજ્ઞા બને.

પરંતુ અહીં તો ऋ તથા ऌ ૩૦ વર્ણોના સવર્ણ બને એમ દર્શાવવામાં આવ્યું છે, એનું કારણ એ છે કે ऋ અને ऌ પરસ્પર સવર્ણ છે એવું કાત્યાયન મુનિએ પોતાના એક વાર્તિકમાં જણાવ્યું છે. આમ એ બંને વર્ણ પરસ્પર સવર્ણ હોવાથી એના પ્રકાર પણ પરસ્પર સવર્ણ બને, તેથી ऋ પોતાના ૧૮ અને ऌના ૧૨ પ્રકાર સાથે સવર્ણ બને અને તેથી જ ऋને ૩૦ વર્ણોની સવર્ણસંજ્ઞા દર્શાવી છે. એ જ રીતે ऌ પોતાના ૧૨ અને ऋના ૧૮ પ્રકાર સાથે સવર્ણ હોવાથી કુલ ૩૦ વર્ણોની સવર્ણસંજ્ઞા બને એમ અહીં સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

**વૃત્તિ : एचः द्वादशानाम् ।**

एच् અર્થાત્ ए ऐ ओ અને औ એ ચારે વર્ણ ફક્ત દીર્ઘ અને પ્લુત જ છે, કારણ કે એ સંધિસ્વર છે અને એથી એના હ્રસ્વ હોતા

નથી. આ દૃષ્ટિએ ઉપર મુજબ એ દરેક પોતાના દીર્ઘના ૬ અને પ્લુતના ૬ એમ કુલ ૧૨ પ્રકારની સંજ્ઞા બને છે.

**વૃત્તિ : एदैतोः ओदौतोः च न मिथः सावर्ण्यम्, 'ऐऔच्' इति सूत्रारम्भसामर्थ्यात् । तेन एचः चतुर्विंशतेः संज्ञा स्युः इति आपादनीयम् ।**

સવર્ણસંજ્ઞા બનાવનાર સૂત્રના આધારે આપણે જાણિયે છિયે કે જેનાં સ્થાન અને પ્રયત્ન સરખાં હોય તે વર્ણો પરસ્પર સવર્ણ બને. એ દૃષ્ટિએ જોઇયે તો ए અને ऐ નાં સ્થાન 'કંઠતાલુ' છે (एदैतोः कण्ठतालु ।) અને એઓનો પ્રયત્ન 'વિવૃત' છે. આ દૃષ્ટિએ એ બંનેને સવર્ણ ગણવા જોઇયે. અને એઓને જો સવર્ણ ગણો તો ए પોતાના ૧૨ ઉપરાંત ऐ ના ૧૨ પ્રકાર સાથે પણ સવર્ણત્વ પામે, આથી એ બંને ફક્ત ૧૨ પ્રકારના નહિ, પણ ૨૪ પ્રકારના સવર્ણ બને, જ્યારે ઉપર વૃત્તિમાં एचो द्वादशानांमां તો એઓને ૧૨ ના સવર્ણ જ દર્શાવવામાં આવ્યા છે. એમ કેમ બન્યું હશે ? એ જ રીતે ओ અને औનાં સ્થાન 'કંઠોષ્ઠ' છે અને પ્રયત્ન 'વિવૃત' છે તેથી એ બંને પણ પરસ્પર સવર્ણ બને છે. અને એ દૃષ્ટિએ ઉપર મુજબ એ બંને પણ ૨૪ વર્ણોના સવર્ણ ગણવા જોઇયે, જ્યારે ઉપરની વૃત્તિમાં એઓને પણ ૧૨ વર્ણોના જ સવર્ણ ગણાવ્યા છે.

આ શંકાનો જવાબ આપતાં અહીં ભટ્ટોજી દીક્ષિત નોંધે છે કે ભલે સ્થાન અને પ્રયત્નની સમાનતાને કારણે ए અને ऐ તથા ओ અને औ પરસ્પર સવર્ણ જણાતા હોય, પરંતુ એઓને ખરેખર (અપવાદરૂપ) સવર્ણ ગણવાના નથી.

સ્વાભાવિક રીતે જ અહીં પ્રશ્ન ઉદ્ભવે કે ભટ્ટોજી દીક્ષિત આવું નિયમવિરુદ્ધ વિધાન કરે છે એના માટે કોઈ આધાર છે ખરો ? પાણિનિએ કોઈ સ્થળે એઓને પરસ્પર સવર્ણ ન ગણવાનો સંકેત આપ્યો છે ખરો ?

ભટ્ટોજી દીક્ષિત પાસે આનો કોઈ પ્રત્યક્ષ આધાર નથી તેથી એઓ પરોક્ષ આધાર આપે છે. એઓ જણાવે છે કે પાણિનિને મન જો ए અને ऐ તથા ओ અને औ સવર્ણ જ હોત તો એ માહેશ્વર સૂત્રોમાં एओङ् । ૩। ऐऔच् । ૪। એવાં બે અલગ સૂત્ર આપત નહિ, કારણ કે ए અને

ऐ પરસ્પર સવર્ણ હોય તો एમાં જ ऐ નો સમાવેશ થઈ જાય, તેથી એઓનો અલગ ઉલ્લેખ જરૂરી ન બને. એ જ રીતે એમને મન ओ જો સવર્ણ હોત તો એમણે औમાં જ ओનો સમાવેશ સ્વીકાર્યો હોત અને औને અલગ દર્શાવ્યો જ ન હોત. જ્યારે વસ્તુતઃ પાણિનિએ ऐ અને औ એ બને વર્ણો સાથેએક અલગ એવું ऐऔच् સૂત્ર પ્રયોજ્યું છે એ દર્શાવે છે કે પાણિનિને મન ए અને ऐ તથા ओ અને औ પરસ્પર સવર્ણ નહિ હોવાથી જ એ પોતાના ૧૨ પ્રકારના જ સવર્ણ બની રહે છે. તેથી એઓને ૨૪ પ્રકારની સંજ્ઞા થાય છે એમ માનવું જોઇએ નહિ.

**વૃત્તિ : नाऽऽज्झलौ इति निषेधः यद्यपि अक्षरसमाम्नायिकानाम् एव, तथापि हकारस्य अकारः न सवर्णः, तत्र अकारस्य अपि प्रश्लिष्टत्वात्। तेन 'विश्वपाभिः' इति अत्र "हो ढः" इति ढत्वं न भवति ।**

ભટ્ટોજી દીક્ષિત 'नाज्झलौ' સૂત્રને न + अच् + हलौ એ રીતે વિગ્રહ કરીને સ્વીકારવાને બદલે न + आ + अच्+हलौ એ રીતે "आ સહિત સ્વર અને વ્યંજન પરસ્પર સવર્ણ બનતાં નથી." એ પ્રમાણે સૂત્રાર્થ સ્વીકારે છે. સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થાય કે ભટ્ટોજીએ કરેલા આ પરિવર્તન માટે કોઈ આધાર છે ખરો ? પાણિતિને એ અભિપ્રેત છે ખરું ?

આ સૂત્રમાં 'आ'ને ઉમેરવા માટે કોઈ પ્રત્યક્ષ પ્રમાણ કે આધાર ભટ્ટોજી પાસે નથી જ, આથી એ અન્ય રીતે એ બાબત સિદ્ધ કરે છે કે પાણિનિએ विश्वपाभिः શબ્દ આપ્યો છે. એ શબ્દથી आ નું પણ સૂત્રમાં ગ્રહણ કરવાનું સૂચિત થાય છે. કઈ રીતે, એ સ્પષ્ટ કરિયે :

પાણિનિનું એક સૂત્ર हो ढः ।૭।૨।૩૧। છે. એનો અર્થ એવો થાય છે કે "ह् પછી જો झल् અક્ષર આવે તો ह् નો ढ् થાય, અથવા પદાંતે ह् આવે તો ह् નો ढ् થાય. હવે જો आ અને ह् સવર્ણ હોય તો आ પછી પણ झल् અક્ષર આવે તો आનો ढ् કરવો પડે. અથવા પદને અંતે आનો પણ ढ् કરવો પડે. આ રીતે विश्वपा + भिःમાં आ પછી भ् (જે झल् છે તે) આવતાં आનો ढ् કરવો પડે. આથી विश्वपढ्भिः એવું રૂપ બનશે, પરંતુ આવું રૂપ પ્રચલિત નથી. પાણિનિએ પણ विश्वपाभिः રૂપ જ સ્વીકાર્યું છે, તેથી ફલિત થાય છે કે आ અને ह्

સવર્ણ નથી. આ માટે જ સૂત્રમાં આ વર્ણનો સમાવેશ કરવાનું અને એ દ્વારા વ્યંજન અને આ સહિત સર્વ સ્વરોને પરસ્પર સવર્ણ નહિ ગણવાનું પાણિનિને પણ અભિપ્રેત છે એમ ભટ્ટોજીએ માન્યું છે.

આમ, અહીં વૃત્તિમાં ભટ્ટોજી સિદ્ધ કરે છે કે नाज्झलौ સૂત્રમાં આનો પણ સમાવેશ કરવાનું પાણિનિને પણ અભિપ્રેત છે. આ બાબત ઉપરના પરિણામ પ્રમાણ કે જ્ઞાપક પ્રમાણથી એઓ સિદ્ધ પણ કરે છે.

**વૃત્તિ : अनुनासिकाननुनासिकभेदेन यवलाः द्विधा । तेन अनुनासिकाः ते द्वयोः द्वयोः संज्ञा ।**

અણ્‌માં આવતા સ્વરો કેટલાના સવર્ણ બને એ સ્પષ્ટ કર્યા પછી બાકી રહેતા વ્યંજનોની ચર્ચા રહે છે. અહીં વૃત્તિમાં દર્શાવ્યું છે કે य्‌ व्‌ અને ल्‌ એ વર્ણો અનુનાસિક અને અનનુનાસિક એમ બે પ્રકારના છે, તેથી એ દરેક બે બેના સવર્ણ બને છે.

અણ્‌માં બાકી રહેતા ह्‌ અને र्‌ અનુનાસિક નથી હોતા તેથી એનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. શિક્ષામાં પણ જણાવેલું છે કે अमः अनुनासिकाः, न ह्रौ । અર્થાત્‌ अम्‌ (પ્રત્યાહારમાં આવતા વર્ણો) અનુનાસિક છે, ફક્ત ह्‌ અને र्‌ અનુનાસિક હોતા નથી.

**१५. तपरस्तत्कालस्य । १ । १ । ७० ।**

**સૂત્રાર્થ :** જે વર્ણની આગળ કે પાછળ त्‌ આવે તે એટલી જ માત્ર માત્રાવાળા સવર્ણની સંજ્ઞા બને.

अणुदित्सवर्णस्य चाप्रत्ययः । એ સૂત્રથી કોઈ એક વર્ણ માટેનો નિયમ એના સર્વ સવર્ણોને આવરી લે છે એમ કહેવામાં આવ્યું; અર્થાત્‌ હ્રસ્વ અને લાગુ પડતો નિયમ દીર્ઘ કે પ્લુત અને લાગુ પડે. લાઘવની દૃષ્ટિએ આ એક સુંદર વ્યવસ્થા છે, પરંતુ જો કોઈ નિયમ ફક્ત હ્રસ્વ સ્વરને લાગુ પડતો હોય, પણ એના દીર્ઘ કે પ્લુતને લાગુ પડતો ન હોય ત્યાં પરિસ્થિતિ વિચિત્ર થશે, કારણ કે હ્રસ્વ અને લગતો નિયમ આપ્યો હશે તોપણ ગ્રહણકશાસ્ત્રને આધારે એના દીર્ઘ અને પ્લુતને પણ એ લાગુ પડશે.

આ ગૂંચમાંથી નીકળવા માટે પાણિનિએ એક નવી વ્યવસ્થા આ સૂત્ર દ્વારા આપી છે. આ સૂત્ર અનુસાર જો કોઈ સ્વર પછી (અથવા

આગળ ) त् મૂકી દેવામાં આવે તો પછી એ નિયમ ફક્ત એટલા સમય પૂરતા ઉચ્ચારણવાળા સ્વરને જ લાગુ પડે, અર્થાત્ अत् કહેવામાં આવે તો એ નિયમ ફક્ત હ્રસ્વ अ માટે જ સમજવો, દીર્ઘ કે પ્લુત માટે નહિ. એ જ રીતે उत् હોય તો એ હ્રસ્વ उ કે પ્લુત ऊ३ ને લાગુ પડે નહિ.

**વૃત્તિ : तः परः यस्मात् सः च तात् परः च उच्चार्यमाणसमकालस्य एव संज्ञा स्यात् ।**

**અર્થ** : त् જેનાથી પછી છે અથવા જે त् ની પછી છે તે એનો પોતાનો જેટલો ઉચ્ચારણ–સમય હોય તેટલા સમયની જ સંજ્ઞા બને છે.

આ સૂત્રમાં આવતો 'तपरः' સમજી લેવા જેવો છે. પાણિનિએ અહીં પણ કુશળતાપૂર્વક લાઘવ દર્શાવ્યું છે. तपरः નો વિગ્રહ तः परः यस्मात् । એમ લેતાં "જે વર્ણની પછી त् હોય" એવો અર્થ થશે. મતલબ કે જે સ્વર પાછળ त् હોય તે સ્વર પોતાના જેટલી માત્રાવાળા સ્વરનો જ સવર્ણ બને, અન્યનો નહિ.

પાણિનિએ तपरः દ્વારા બીજી વ્યવસ્થા પણ સૂચવી છે. तपरः નો तात् परः એમ વિગ્રહ કરવાથી "જે સ્વર त् ની પછી આવ્યો હોય" એમ અર્થ થશે. એ દષ્ટિએ તો જે સ્વર त् ની પછી આવ્યો હોય * તે સ્વર પણ પોતાના જેટલી માત્રાવાળા સ્વરનો જ સવર્ણ બને, અન્યનો નહિ.

આમ, કોઈ પણ સ્વર પહેલાં કે પછી त् હોય તો એ પોતાના જેટલી માત્રાવાળા સ્વરનો સવર્ણ બને એમ આ સૂત્રમાં સ્પષ્ટ કરવામાં આવ્યું.

**વૃત્તિ : तेन अत् इत् उत्–इत्यादयः षण्णां षण्णां संज्ञा, ऋत् इति द्वादशानाम् ।**

આ નિયમના નિયમનથી હવે अत् હોય ત્યાં ફક્ત હ્રસ્વ अ ના જ સવર્ણ લઈ શકાશે. હ્રસ્વ अ ના ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિત એમ ત્રણ પ્રકાર થશે. એ ત્રણેના પણ અનુનાસિક અને અનનુનાસિક એમ બે બે પ્રકાર ગણતાં કુલ ૬ પ્રકાર થશે. આથી अत् ફક્ત ૬ પ્રકારના अ નો સવર્ણ બને.

* મતલબ કે જેની પહેલાં त् હોય તેવા સ્વર.

એ જ રીતે इत् અને उत् પણ ૭ ૭ પ્રકારોના इ અને उના સવર્ણ
બનશે, જ્યારે ऋत् પોતાના ૬ ઉપરાંત ऌ ના ૬ પ્રકારોનો પણ સવર્ણ
બને, આથી ऋत् ૧૨ વર્ણોનો સવર્ણ બને. એ જ રીતે ऌत् પણ ऌના
પોતાના ૬ અને ऋના ૬ પ્રકાર મળીને કુલ ૧૨ નો સવર્ણ બને.

**૧૬. वृद्धिरादैच् । १ । १ । १ ।**

**સૂત્રાર્થ** : आत् અને ऐच् 'वृद्धि' કહેવાય છે.

**વૃત્તિ : आत् ऐच् वृद्धिसंज्ञः स्यात् ।**

**અર્થ** : आ ऐ અને औ 'वृद्धि' કહેવાય છે.

આ સૂત્રમાં 'વૃદ્ધિ' શબ્દ સમઝાવવામાં આવ્યો છે. સામાન્ય રીતે
તો 'વૃદ્ધિ' શબ્દ 'વર્ધન'ના અર્થમાં વપરાય છે, પરંતુ વ્યાકરણમાં એવો
અર્થ લેવાનો નથી, કારણ કે વ્યાકરણમાં તો એ એક વિશિષ્ટ સંજ્ઞા છે,
આથી સૂત્ર દ્વારા સ્પષ્ટ કરે છે. વ્યાકરણમાં 'વૃદ્ધિ' શબ્દ આવ્યો હોય
તો ત્યાં आ ऐ અને औ સ્વર સમઝવા, કારણ કે आत् એટલે દીર્ઘ आ
અને ऐच् પ્રત્યાહાર એટલે ऐ અને औ સ્વર. આમ, અહીં વૃદ્ધિ એટલે
आ ऐ અને औ સ્વર એટલું સ્પષ્ટ થાય છે.

ઉ. ત. પાણિનિનું એક સૂત્ર છે : वृद्धिरेचि । (૬–૧–૮૮) । આ
સૂત્ર પ્રમાણે अ પછી एच् (અર્થાત् ए, ओ, ऐ, औ) આવે તો એને
સ્થાને 'વૃદ્ધિ' થાય; જેમકે कृष्ण + एकत्वम्માં अ પછી ए આવે છે,
તેથી એ બંનેને બદલે વૃદ્ધિ સ્વર ऐ મૂકવો જોઈએ આથી સંધિ
कृष्णैकत्वम् થશે. એ જ રીતે गङ्गा + ओघःની સંધિ गङ्गौघः થશે.

અહીં એક પ્રશ્ન એ થાય કે अ કે आ, इ કે ए, તથા उ કે ओના
સ્થાને મૂકી શકાય તેવા અનુક્રમે आ, ऐ, औ એવા ત્રણ વૃદ્ધિ સ્વર જ
પાણિનિએ આપ્યા છે, પરંતુ ऋ કે ऌને બદલે કયો વૃદ્ધિ અક્ષર મૂકવો,
એનું સમાધાન આ સૂત્રમાં નથી.

જો કે, આપણે ऋને બદલે आर् અને ऌને બદલે आल् વૃદ્ધિ
અક્ષરો મૂકિયે છિયે, જેમકે मृजेर्वृद्धिः (૭–૨–૧૧૪) એ સૂત્ર દ્વારા
मृज्નાં રૂપ કરતી વખતે એના ऋનો आर् કરીને પછી मार्ष्टि વગેરે
રૂપ સિદ્ધ કરિયે છિયે, પરંતુ પાણિનિએ તો आर् કે आल्નો સમાવેશ
અહીં કર્યો નથી, તેથી એઓને 'વૃદ્ધિ' તરીકે કઈ રીતે મૂકી શકાય?
આ પ્રશ્ન તો રહે જ.

એનો ઉત્તર આ પ્રમાણે છે: પાણિનિએ એક સૂત્ર આપ્યું છે: उरण् रपरः । (૧-૧-૫૧) । અહીં उः અર્થાત્ "ऋ નો"* 'अ' (अण्) કરવો અને એ પણ પછીના र् સાથે (रपरः) એવો નિર્દેશ છે, આથી ऋની વૃદ્ધિ કરવાની હોય ત્યારે આ નિયમ પ્રમાણે દીર્ઘ अ (आ) થાય, અને र् સાથે કરવાનું સૂચન હોવાથી आर् થાય. એ જ રીતે ऌની વૃદ્ધિ आल् થાય.

આમ, અન્ય સૂત્રમાં ઉલ્લેખ આવી જતો હોવાથી અહીં પાણિનિએ आर् અને आल્નો 'વૃદ્ધિ' તરીકે ઉલ્લેખ કર્યો નથી, બાકી તો એ પણ 'વૃદ્ધિ' તરીકે જ સ્વીકૃત છે.

અહીં એક શંકા ઉદ્ભવે કે आ 'વૃદ્ધિ' છે, પરંતુ સૂત્રમાં ફક્ત आ મૂકવાને બદલે आत् શા માટે મૂકવામાં આવેલ હશે?

मितभाषिणीકાર એનું કારણ આ રીતે સમઝાવે છે: જો आ પછી त् મૂકવામાં આવે નહિ તો आ + ऐच् શબ્દની સંધિ ऐच् થાત. અને वृद्धिरैच् એવું સૂત્ર બનવા પામત. ત્યારે ऐच् શબ્દથી आ + ऐच् સમઝવું કે શુદ્ધ ऐच् સમઝવું? એ શંકા રહેત, આથી आ પછી त् મૂકીને આ શંકા દૂર કરવામાં આવી છે.

ખરેખર તો, त् દ્વારા तपरतत्कालस्य। સૂત્રમાં દર્શાવેલ વ્યવસ્થાનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે. आ પછી त् હોવાથી ફક્ત દીર્ઘ (બે માત્રાવાળો) आ જ વૃદ્ધિ છે એમ સ્પષ્ટ કરવામાં त्નો સમાવેશ ઉપયોગી નીવડે છે. त् ન હોય તો ગ્રહણકશાસ્ત્રના આધારે હ્રસ્વ अ અને પ્લુત अ३ને પણ વૃદ્ધિ તરીકે સ્વીકારવા પડે. આમ, त् ફક્ત સંધિ અને સ્પષ્ટતા માટે જ નહિ, પણ આ પ્રકારના નિયમન માટે ઉમેરવામાં આવ્યો છે.

तपरःનો બીજો तात् परः અર્થ પણ કરવામાં આવ્યો છે એ આપણે જોયું છે. એ દૃષ્ટિએ आत्ના त् પછી ऐच् પ્રત્યાહાર આવે છે તેથી ऐच्ના ऐ અને औને પણ (આગળના त્ને કારણે ફક્ત દીર્ઘનું નિયમન આવે છે; અર્થાત્ ऐ३ (પ્લુત) કે औ३ (પ્લુત) વૃદ્ધિ બની શકે નહિ એ પણ આ એક જ त् દ્વારા સિદ્ધ થાય છે.

આ દૃષ્ટિએ પ્રો. ચંદ્રવસુ દર્શાવે છે તેમ आ, ऐ અને औ બે

* જેમ पितृનું પ. એ. વ. पितुः તેમ ऋનું પ. એ. વ. उः ।

માત્રાવાળા સ્વરોનું જ સૂચન કરે છે, તેથી महा₂ + आ₂शय = महा₂शय જ થાય, वाला₂ + ए₂का = वालै₂का જ બને, ત્યાં એ માત્રાવાળો જ વૃદ્ધિ સ્વર ગણવાનો રહે એ મહત્ત્વની બાબત પણ આ સૂત્રમાં સાંકળી લીધી છે.

પંડિત જ્વાલાપ્રસાદજીએ પોતાની 'સંજીવની' ટીકામાં નોંધ્યું છે કે वृद्धिरादैच् એ સૂત્રમાં वृद्धिः પહેલાં મૂકીને પછી आदैच् મૂક્યું છે, ખરેખર તો, " "आत् ऐच् वृद्धिः ।" એ વાક્યમાં आदैच् ઉદ્દેશ્ય છે અને वृद्धिः વિધેય છે, આથી વાક્યમાં ઉદ્દેશ્ય પ્રથમ આવવું જોઇયે અને વિધેય પછી આવે. આ ક્રમ આ પછીના સૂત્ર अदेङ्गुणः માં જળવાયો' પણ છે. આમ, અષ્ટાધ્યાયીના આ સર્વપ્રથમ સૂત્રમાં જ 'પ્રથમ-ગ્રાસે મક્ષિકા 'ની માફક अविमृष्टविधेयांश નામનો દોષ દૃષ્ટિગત થાય છે.

આ દોષ પાણિનિએ હેતુપુરઃસર સ્વીકાર્યો હોય એમ લાગે છે. ભારતીય પરંપરાનુસાર શાસ્ત્રો મંગલથી પ્રારંભ પામે છે ( मङ्गलादीनि शास्त्राणि । ) અને वृद्धि શબ્દ મંગલતાનો સૂચક છે (वृद्धिशब्दो मङ्गलार्थः ।) તેથી અષ્ટાધ્યાયીના પ્રથમ સૂત્રના પ્રારંભમાં જ મંગલાચરણના ઉદ્દેશથી એ શબ્દ, વિધેય હોવા છતાં, પ્રથમ મૂકેલ છે, જ્યારે એ પછીના अदेङ्गुणः સૂત્રમાં એ રીતે મંગલની જરૂર નથી માટે ત્યાં એ દોષ વહોર્યો નથી.

बालमनोरमा નોંધે છે કે જો આ સૂત્ર સમસ્ત અષ્ટાધ્યાયીનું પ્રથમ સૂત્ર હોય તો ભટ્ટોજીએ પણ એને પ્રથમ લેવું જોઇયે. ભટ્ટોજીએ એને પ્રથમ કેમ નહિ લીધું હોય ?

આના ઉત્તરમાં એઓ સ્પષ્ટતા કરે છે કે મૂળ તો આ त्નો પ્રયોગ तपरः तत्कालस्य વિના સમજી શકાય નહિ અને એ સૂત્ર अणुदित्सवर्णस्य... એ સૂત્ર પર આધારિત છે, આથી પ્રથમ પ્રત્યાહાર અને સવર્ણ વગેરેની ચર્ચા પૂરી કરીને ગ્રહણકશાસ્ત્ર આપ્યું અને એ પછી तपरस्तत्कालस्य સૂત્ર આપીને આ સૂત્ર લીધેલ છે. આમ આ સૂત્રને પછીથી સ્થાન આપવામાં ભટ્ટોજીનો વ્યવસ્થિત પ્રયત્ન અને શાસ્ત્રીય હેતુ રહેલો છે.

**૧૭. अदेङ् गुणः । ૧ । ૧ । ૨ ।**

**સૂત્રાર્થ :** अत् અને एङ् 'ગુણ' કહેવાય છે.

**વૃત્તિ : अत् एङ् च गुणसंज्ञः स्यात् ।**

અર્થ : अ ए અને ओની 'ગુણ' સંજ્ઞા થાય છે.

'વૃદ્ધિ' શબ્દની માફક 'गुण' શબ્દ પણ અનેક અર્થમાં પ્રયોજાય છે, પરંતુ વ્યાકરણમાં એ અર્થ લેવાના નથી, કારણ કે વ્યાકરણમાં તો એ એક વિશિષ્ટ સંજ્ઞા છે. આથી પાણિનિ આ સૂત્ર દ્વારા સ્પષ્ટ કરે છે કે વ્યાકરણમાં ગુણ શબ્દ આવ્યો હોય તો ત્યાં अ ए અને ओ સ્વર સમજવા, કારણ કે अत् એટલે હ્રસ્વ अ, અને एङ् પ્રત્યાહાર એટલે ए અને ओ વર્ણ. આમ, અહીં ગુણ એટલે अ ए અને ओ એ ત્રણ સ્વર એટલું સ્પષ્ટ થાય છે.

આ સૂત્રમાં પણ तपरस्तत्कालस्य સૂત્રનો આધાર છે. અહીં अत्માં अ પછી त् આવેલો છે તેથી ગુણ તરીકે ફક્ત હ્રસ્વ अ આવી શકે. એ જ રીતે एङ् પહેલાં त् આવેલો છે તેથી ગુણ તરીકે ए અને ओ ફક્ત દીર્ઘ (બે માત્રાવાળા) જ આવી શકે. આથી दुर्गा$_2$ + इ$_1$ति = दुर्गे$_2$ति થાય, दुर्गे$_3$ થશે નહિ. એ જ રીતે बाला$_2$ + ऊ$_2$र्ध्वम् = बालो$_2$र्ध्वम् થશે.

આ સૂત્રમાં પણ ગુણ તરીકે ફક્ત अ, ए અને ओ વર્ણોનો જ નિર્દેશ છે, જ્યારે ऋ ને બદલે अर् અને ऌ ને બદલે अल् ગુણ થાય છે. એ હકીકતનો સ્વીકાર પાણિનિએ કેમ નહિ કર્યો હોય, એ પ્રશ્ન જરૂર થાય.

પૂર્વના સૂત્રમાં 'વૃદ્ધિ'ની ચર્ચામાં આ સ્પષ્ટતા કરવામાં આવી જ છે કે उरण् रपरः । સૂત્રમાં જ ऋ નો र् સાથે अ (અર્થાત્ अर्) અને ऌનો ल् સાથે अ (અર્થાત્ अल्) કરવાનો હોય છે એવી સ્પષ્ટતા કરવામાં આવી જ છે, આથી આ સૂત્રમાં પાણિનિએ अ ए અને ओ એ ત્રણનો જ ઉલ્લેખ કર્યો છે.

**૧૮. भूवादयो धातवः । १ । ३ । १ ।**

**સૂત્રાર્થ** : भू, वा વગેરે ધાતુઓ છે.

**વૃત્તિ** : **क्रियावाचिनः भूवादयः धातुसंज्ञाः स्युः ।**

**અર્થ** : ક્રિયાવાચક भू, वा વગેરે ધાતુ કહેવાય છે.

અહીં વ્યાકરણશાસ્ત્રમાં પ્રચલિત 'ધાતુ' સંજ્ઞા સમજાવવામાં આવી છે. જેના પર ક્રિયાપદનાં વિવિધ કાળ આદિનાં રૂપ તૈયાર કરવામાં આવે છે તે મૂળ શબ્દ 'ધાતુ' કહેવાય છે. भवति, अभवत्,

भविष्यति, भूत, बभूव વગેરે રૂપો भू શબ્દ પરથી વિવિધ રીતે બનેલાં છે આથી એને 'ધાતુ' કહે છે.

પાણિનિ અહીં એવી કોઈ વ્યાખ્યા આપવાને બદલે "भू वा વગેરે ધાતુ કહેવાય છે" એવો સીધો ઉલ્લેખ આપી દે છે એનું કારણ આ છે : પાણિનિએ અષ્ટાધ્યાયી ઉપરાંત गणपाठ धातुपाठ અને लिङ्गानुशासन નામના ગ્રંથ પણ લખ્યા છે. આમાં धातुपाठ માં પાણિનિએ લગભગ ૨૨૦૦ જેટલા ધાતુ સંગ્રહેલા છે, જેમાંથી લગભગ ૭૦૦ ધાતુ ભાષામાં પ્રચલિત છે, આ ધાતુપાઠમાં આવતા ધાતુઓને વૈયાકરણોએ ૧૦ ભાગ (જેને 'ગણ' કહે છે તે)માં વહેંચી નાખ્યા છે તે નીચે પ્રમાણે છે :

(૧) भू ગણ, (૨) अद् ગણ, (૩) हु ગણ, (૪) दिव् ગણ, (૫) सु ગણ, (૬) तुद् ગણ, (૭) रुध् ગણ, (૮) तन् ગણ, (૯) क्री ગણ, અને (૧૦) चुर् ગણ.

હવે આ દશે ગણના ધાતુઓના વિશાળ સંગ્રહમાંથી પહેલા ગણનો भू ધાતુ લઈને પાણિનિ સીધો જ અંગુલિનિર્દેશ કરી દે છે કે આ भू વગેરેને 'ધાતુ' તરીકે ઓળખવામાં આવે છે. આ કારણે જ એમણે "ધાતુ"ની વ્યાખ્યા આપી નથી.

અહીં એક પ્રશ્ન થાય કે भू પછી वा શા માટે ઉમેરવામાં આવ્યા હશે? જો भू + आदि હોય તો भ्वादयः એમ સૂત્રાંશ થાત. અને એ જ પરતું હતું, भूवादयः કરવાની શી જરૂર? વળી ધાતુપાઠના આરંભે જ भू सत्तायाम् એમ શરૂઆતમાં જ भू ધાતુ હોવાથી भ्वादयः પ્રયોગ યોગ્ય ન ગણાત? આ પ્રશ્ન જરૂર થાય.

અહીં वा શબ્દ હેતુપૂર્વક પ્રયોજાયો છે, वा શબ્દ ગતિ અને ગંધન (સૂચન)ના અર્થમાં વપરાય છે (वा गतिगन्धनयोः ।) એ શબ્દ भू સાથે ઉમેરવાનું કારણ એ છે કે भू ધાતુથી માત્ર પહેલા ગણનું સૂચન થાય, પરંતુ वा મૂકવાથી એના જેવા અન્ય ગણોના ક્રિયાસૂચક બધા ધાતુ પણ 'ધાતુ' જ કહેવાય છે એવું સૂચિત થઈ રહે છે.

પાણિનિએ આપેલા સૂત્રની વૃત્તિની ભટ્ટોજીએ સ્પષ્ટતા કરી છે કે क्रियावाचिनः भूवादयो धातुसंज्ञा स्युः । આમ भू અને वा વગેરે જો ક્રિયાવાચી હોય તો અને ત્યારે જ 'ધાતુ' કહેવાય, નહિ તો નહિ, જેમકે भू='ભૂમિ'ના

અર્થમાં હોય તો એ ધાતુ ન બને. એ જ રીતે रामः वा लक्ष्मणः वा માં વપરાયેલો वा પણ ધાતુ નથી, કારણ કે એ ક્રિયાવાચી નથી. એ જ રીતે અન્ય સૌ ધાતુઓના અનુસંધાનમાં આ સ્પષ્ટતા સમજવી જરૂરી બની રહે છે.

**१९. प्राग्रीश्वरान्निपाताः । १ । ४ । ५६ ।**

**સૂત્રાર્થ** : रीश्वर શબ્દની આગળના 'નિપાત' કહેવાય છે.

**વૃત્તિ : इति अधिकृत्य—**

**અર્થ** : આ પ્રમાણે નિપાતનો વિષય શરૂ કરીને—

અષ્ટાધ્યાયીમાં ૧લા અધ્યાયના ૪થા પાદના સૂત્ર ૫૬ થી શરૂ કરીને 'अधिरीश्वरे' એ ૯૭મા સૂત્ર સુધીમાં નિપાતવર્ણન છે. આ અધિકાર સૂત્ર છે. આથી દરેક સૂત્રમાં 'નિપાત' શબ્દ લેવાનો છે. ("रीश्वर શબ્દની આગળ" એટલે કે "अधि સુધી" એમ અર્થ લેવાનો છે.)

અહીં ईश्वर શબ્દ સૂત્રમાં ન લેતાં रीश्वर લીધેલ છે એનું કારણ એ છે કે, ૩–૪–૧૩ મું સૂત્ર ईश्वरे तोसुन्कसुनौમાં પ્રથમ શબ્દ ईश्वर છે, આથી ત્યાંસુધી નિપાત ગણવા કે अधिः ईश्वरेમાં ईश्वर શબ્દ સુધી એ શંકા ઊભી થાય, તે દૂર કરવા रीश्वरात् એમ લીધું છે, જેથી ૧–૪–૯૭ના अधिः સુધી એમ સ્પષ્ટ બને છે.

निपाताः

| च – आदयः | | प्र + आदयः | उपसर्गाः = गतिः |
|---|---|---|---|
| ७२ | + | २२ | (२२) |

પાણિનિરચિત ગણપાઠમાંથી, च જેમાં આદિ છે તેવા ૭૨ નિપાત કૌમુદીકારે લીધા છે. ઉપરાંત, ત્યારપછી प्र–આદિ છે તેવા ૨૨ નિપાત આપ્યા છે. આમાંથી प्र + आदि વર્ગ જ 'ઉપસર્ગ' તથા 'ગતિ' કહેવાય છે એ પછીનાં સૂત્રોમાં સમઝાવ્યું છે.

એટલે પછીના સૂત્રમાં प्रादयःની વાત કરી છે તે પણ નિપાત છે એ प्राक् શબ્દ સૂચવે છે. ગતિ, ઉપસર્ગ અને કર્મપ્રવચનીયને બીજી સંજ્ઞા 'નિપાત' આપવા માટે થઈને આ અધિકાર સૂત્ર છે.

નિપાત એટલે જે મૂળ અર્થમાં સમાવિષ્ટ થઈને વિશેષ અર્થ આપે તે.

**૨૦. चादयोऽसत्त्वे । १ । ४ । ५७ ।**

**સૂત્રાર્થ** : च વગેરે દ્રવ્યસૂચક ન હોય ત્યારે (असत्त्वे) નિપાત કહેવાય છે.

**વૃત્તિ : अद्रव्यार्थाः चादयः निपातसंज्ञाः स्युः ।**

**અર્થ** : च વગેરે દ્રવ્યવાચક ન હોય ત્યારે નિપાત કહેવાય છે.

પાણિનિરચિત ગણપાઠમાં च વગેરે નિપાત આપ્યા છે. આ શબ્દ જ્યારે કોઈ પદાર્થનું સૂચન ન કરે ત્યારે જ એઓને 'નિપાત' કહેવામાં આવે છે.

બાલમનોરમા सत्त्वनो અર્થ 'દ્રવ્ય' લે છે. અમરકોશમાં પણ 'द्रव्यासुव्यवसायेषु सत्त्वम् એમ કહ્યું છે. અર્થાત્ સત્ત્વ દ્રવ્ય, પ્રાણ, વ્યાવસાય. પ્રો. ચંદ્રવસુ કહે છે કે लिङ्गसंख्याकारकान्वितम् द्रव्यम्–"દ્રવ્ય એટલે એવો શબ્દ કે જેને લિંગ, સંખ્યા અને વિભક્તિથી નિર્દેશી શકાય." આ રીતે લિંગ, સંખ્યા અને વિભક્તિથી અન્વિત ન હોય તે असत्त्व અથવા अद्रव्य. નિપાત તરીકે સબ્દ ત્યારે જ કહેવાય કે જ્યારે એ શબ્દ દ્રવ્ય કે પદાર્થનો વાચક ન હોય. આ માટે એક દાખલો લઈએ : આ ૭૨ નિપાતોમાં એક નિપાત पशु છે. पशु જ્યારે નિપાત તરીકે ભાષામાં વપરાય ત્યારે એનો અર્થ 'સરસ' 'સમ્યક્' એવો થાય છે, પણ छागः पशुः આમ જ્યારે એ સ્પષ્ટ રીતે બકરાનું સૂચન કરે છે ત્યારે એ નિપાત ન કહેવાય, કારણ કે पशुः અહીં પદાર્થનું સૂચન કરે છે. वा શબ્દ પણ વિકલ્પાર્થે ('કે' 'અથવા'ના હોય ત્યારે જ નિપાત કહેવાય, જ્યારે એ वा = 'ફૂંકાવું'ના અર્થમાં હોય ત્યારે તો નિપાત ન જ કહેવાય.

એ ૭૨ નિપાત નીચે મુજબ છે :

૧. च–समुच्चयान्वाचयेतरेतरयोगसमाहारेषु
સમુચ્ચય, અન્વાચય, ઇતરેતરયોગ, સમાહાર.

૨. वा–વિકલ્પ, ઉપમા, નિશ્ચય, સમુચ્ચય.

૩. ह–प्रसिद्धौ પ્રસિદ્ધિ.

૪. अह–પૂજા, આદર.

५. एव–નિશ્ચય, અનિશ્ચય.
६. एवम्–આ પ્રમાણે.
७. नूनम्–નિશ્ચય, સંભવ.
८. शश्वत्–નિરંતર (સર્વદા)
९. युगपत्–એક જ સમયે (સાથોસાથ)
१०. भूयस्–અધિકતા, બહુધા
११. कूपत्–પ્રશ્ન, પ્રશંસા, સારું.
१२. सूपत्–પ્રશ્ન, પ્રશંસા, સારું.
१३. कुवित्–બાહુલ્ય, પ્રશંસા.
१४. नेत्–શંકા, પ્રતિષેધ, નિષેધ, વિચાર, સમુચ્ચય.
१५. चेत्–જો (if)
१६. चण्–જો (if)
१७. कच्चित्–ઇષ્ટપ્રશ્ને (શું ?)
१८. किञ्चित्–થોડું.
१९. यः–આશ્ચર્ય, નિંદા, અનિશ્ચય, અક્ષમા.
२०. नह–નહિ.
२१. हन्त–હર્ષ, વિષાદ, વાક્યારંભ, દયા.
२२. माकिः
२३. माकिम् } =वर्जने–નહિ
२४. नकिः
२५. नकिम्–ઠીક ઠીક; નહિ.
२६. माङ्
२७. नञ् } = वर्जने–નહિ.
२८. यावत्–જેટલું, જ્યાંસુધી.
२९. तावत्–એટલું, ત્યાંસુધી.
३०. त्वै–વિશેષ, વિતર્ક.
३१. द्वै–વિતર્ક–કદાચ.
३२. न्वै–વિતર્ક, કદાચ.
३३. रै–દાન, અનાદર.
३४. श्रौषट्
३५. वौषट् } हविष् દેતાં.

૩૬. स्वाहा-देवतादाने-(દેવતાદાનમાં વપરાય છે.)
૩૭. स्वधा पितृदाने (પિતૃદાનમાં વપરાય છે.)
૩૮. तुम्-तुंकारे-તુંકાર.
૩૯. तथाहि-આ રીતે, આ પ્રમાણે.
૪૦. खलु-નિષેધ, વાક્યાલંકાર, નિશ્ચય.
૪૧. किल-વાર્તા, અલીક.
૪૨. अथो- } મંગલ, અનંતર, આરંભ, પ્રશ્ન, કાત્સ્ન્ર્ય,
૪૩. अथ } અધિકાર, પ્રતિજ્ઞા, સમુચ્ચય.
૪૪. सुष्ठु-शोभनार्थे-સારું.
૪૫. स्म-વીતી ગયેલું સૂચવવા; પાદપૂરણ.
૪૬. आदह-આરંભ, હિંસા, નિંદા.
૪૭. उपसर्गविभक्तिस्वरप्रतिरूपकाः-ઉપસર્ગ, વિભક્તિ, સ્વર જેવા દેખાતા શબ્દ (અવ્યય કહેવાય.)

| | | |
|---|---|---|
| अवदत्तम् | अहंयुः | अस्तिक्षीरा |
| (દાધેલ) | (અહંકારી) | (દૂધવંત) |

૪૮. अ-સંબોધન, વિક્ષેપ, નિષેધ.
૪૯. आ-વાક્ય અને સ્મરણાર્થે

૫૦. इ
૫૧. ई
૫૨. उ
૫૩. ऊ } સંબોધન.
૫૪. ए
૫૫. ऐ
૫૬. ओ
૫૭. औ

૫૮. पशु-સરસ, સારું.
૫૯. शुक्कम्-शीघ्रम्-જલદી
૬૦. यथाकथाच-અનાદર; किसी प्रकार
૬૧. पाट् } -સંબોધન
૬૨. प्याट् }

६३. अङ्ग
६४. हैं
६५. हे } સંબોધન.
६६. भोः
६७. अये
૬૮. ह्य-હિંસા, પ્રતિકૂલતા, પાદપૂર્તિ, સંબોધન.
૬૯. विषु-નાનાર્થક, સર્વત્ર, જ્યાં
૭૦. एकपदे-અકસ્માત, એક સમય.
૭૧. युत्-દોષ, નિંદા
૭૨. आतः-આથી

**२१. प्रादयः । १ । ४ । ५८ ।**

**સૂત્રાર્થ** : प्र વગેરે દ્રવ્યસૂચક ન હોય ત્યારે એઓ 'નિપાત' કહેવાય છે.

**વૃત્તિ :–अद्रव्यार्थाः प्रादयः तथा ।**

**અર્થ** : प्र વગેરે દ્રવ્યાર્થે ન હોય ત્યારે એઓ પણ 'નિપાત' કહેવાય.

प्र, परा, अप, सम्, अनु, अव, निस्, निर्, दुस्, दुर्, वि, आङ्, नि, अधि, अपि, अति, सु, उद्, अभि, प्रति, परि, उप આ ૨૨ પણ નિપાત છે. એઓ જ્યારે દ્રવ્યસૂચક ન હોય ત્યારે એઓને પણ નિપાત ગણવા. આ રીતે वि = પક્ષી એવો અર્થ જ્યારે થાય ત્યારે એ પ્રાદિ નથી, માટે 'નિપાત' પણ નથી, કારણ કે એ દ્રવ્યસૂચક છે, પરંતુ જ્યારે એ 'વિશેષતા'ના અર્થમાં હોય ત્યારે 'નિપાત' કહેવાય.

હવે એવી શંકા ઊભી થાય છે કે चादयः અને प्रादयः માટે એક જ વસ્તુ કહેવાની હતી કે એ બંને વર્ગના શબ્દ દ્રવ્યસૂચક ન હોય ત્યારે 'નિપાત' ગણાય, તો એઓને એક જ સૂત્રમાં જણાવ્યા હોત તો શો વાંધો હતો? એ શંકા નીચેનાં સૂત્રોમાં નિર્મૂળ થાય છે. આ प्रादयः गति અને उपसर्गની સંજ્ઞા પણ અમુક ફેરફારથી મેળવી શકે છે, જ્યારે चादयः એવી જુદી સંજ્ઞા મેળવી શકે એમ ન હોવાથી એઓને જુદાં જુદાં સૂત્રોમાં જણાવ્યા છે.

**२२. उपसर्गाः क्रियायोगे । १ । ४ । ५९ ।**

**२३ गि तश्च । १ । ४ । ६० ।**

**સૂત્રાર્થ** : प्र વગેરે ક્રિયાયોગમાં 'ઉપસર્ગ' સંજ્ઞાવાળા તથા 'ગતિ' સંજ્ઞાવાળા બને છે.

**વૃત્તિ** : प्रादयः क्रियायोगे उपसर्गसंज्ञाः गतिसंज्ञाः च स्युः । प्र परा, अप, सम, अनु, अव, निस्, निर्, दुस्, दुर्, वि, आङ्, नि, अधि, अपि, अति, सु, उद्, अभि, प्रति, परि, उप–एते प्रादयः ।

**અર્થ** : प्र વગેરે ક્રિયાયોગમાં ઉપસર્ગસંજ્ઞક અને ગતિસંજ્ઞક બની રહે प्र, परा, अप, सम, अनु, अव, निस्, निर्, दुस्, दुर्, वि, आङ्, नि, अधि, अपि, अति, सु, उद्, अभि, प्रति, परि અને उप આ. प्रादयः = છે (प्र વગેરે છે.)

જ્યારે प्र વગેરે ૨૨ निपातोમાંથી કોઈ ગમે તે ધાતુ આગળ આવે ત્યારે એ 'ઉપસર્ગ' અથવા 'ગતિ' કહેવાય; જેમકે प्र + नयति = प्रणयतिः અહીં प्र ઉપસર્ગ છે, માટે જ न्‌નો ण् થયો છે. એ જ રીતે परिणयति, परिणायकः, प्रणायकः વગેરે. निरयते–निलयते, दुरयते–दुलयतेમાં निर्. અને दुर्‌ના સ્વતંત્ર પ્રયોગ છે, માટે निर् અને दुर् એ निस् અને दुस्‌થી જુદા લીધા છે. 'ક્રિયાયોગે' કહેવાનું કારણ એ છે કે જ્યારે આ प्रादि (प्र वગેરે) ધાતુ સાથે સંમિલિત ન હોય ત્યારે એ માત્ર 'નિપાત' કહેવાય છે; ત્યારે એ उपसर्ग કે गति કહેવાય નહિ; જેમકે विधवा આમાં वि એ ધાતુ સાથે સંમિલિત નથી માટે उपसर्ग નથી, પરંતુ पूर्वग તરીકે આવેલ છે.

આમ, પ્રથમ चादयः એ નિપાતસંજ્ઞક (૭૨) છે, બીજા प्रादयः એ निपातसंज्ञक, उपसर्गसंज्ञक, गतिसंज्ञक (૨૨) છે.

**૨૪. न वेति विभाषा** । १ । ४ । ६१ ।

**સૂત્રાર્થ** : न અને वाને વિભાષા કહે છે.

**અર્થ** : નિષેધ અને વિકલ્પ સાથે હોય ત્યારે 'વિભાષા' સંજ્ઞા કહેવાય છે.

યાજ્ઞિક અનુષ્ઠાનોમાં विभाषा માત્ર વિકલ્પસૂચક શબ્દ છે, ત્યાં નિષેધનો ભાવ હોતો નથી; જેમકે સામાન્ય રીતે મેધ્ય પશુ अज હોય છે, પરંતુ વિકલ્પ તરીકે मेध्यः पशुः अनड्वान् विवासितः કહીને अनड्वान्‌નો (બળદનો) વિકલ્પ કરીએ હોમવાની અનુમતિ આપી. આમાં માત્ર વિકલ્પ છે, પણ વ્યાકરણમાં 'વિભાષા' નિષેધ અને વિકલ્પ બંને સૂચવે છે.

અમુક શબ્દનું અમુક રૂપ થાય કે ન થાય એમ નિષેધમિશ્ર વિકલ્પ તે વિભાષા. આ વિભાષાના ત્રણ પ્રકાર છે:

(૧) **પ્રાપ્તવિભાષા**: કોઈ એક સામાન્ય નિયમ પ્રમાણે કોઈ એક રૂપ સિદ્ધ થતું હોય, પણ મતભેદના કારણે (બીજા કોઈ સૂત્ર પ્રમાણે) એ રૂપ સિદ્ધ ન થતાં બીજું જ રૂપ સિદ્ધ થવાનો નિયમ આવતાં બીજું રૂપ પણ સિદ્ધ બને ત્યારે 'प्राप्तविभाषा' થઈ કહેવાય. અહીં સામાન્ય નિયમને લક્ષમાં ન લેતાં તદ્દન નવું જ કાર્ય વિકલ્પે ઉપસ્થિત થાય છે. દા. ત., સામાન્ય નિયમ अ પછી ऋ આવે તો ऋનો ગુણ થાય છે, જેમકે सप्त + ऋषि = सप्तर्षि ।

પણ પાણિનિના ૬–૧–૯૨ મા સૂત્રમાં આપીસલિ ઋષિનો મત ટાંકવામાં અવ્યો છે. અકારાન્ત ઉપસર્ગ પછી ऋ અથવા ऌ આવે તો ऋ અને ऌની વિકલ્પે વૃદ્ધિ કરવી. वा सुप्यापीसले. । જેમકે, प्र + ऋषभीयति = प्रार्षभीयति અથવા प्रर्षभीयति । (બળદના જેવું આચરણ કરે છે.)

(૨) **અપ્રાપ્તવિભાષા** : કોઈ એક સામાન્ય નિયમ પ્રમાણે કોઈ એક રૂપ સિદ્ધ ન થતુ હોય, પણ એક જ નિયમમાં વિકલ્પનું સૂચન હોય ત્યારે अप्राप्तविभाषा કહેવાય; જેમકે પાણિનિના ૮–૩–૨૯ મા डः सि धुट् સૂત્રમાં જણાવ્યુ છે કે પદાંત ड् પછી स् આવે તો વિકલ્પે ध् વચ્ચે આવે. અહી ड् પછી स् આવે એનો કોઈ જ સામાન્ય નિયમ અગાઉ આપ્યો નથી, આ નિયમમાં જ વિકલ્પનું સૂચન થયુ છે, આથી षड् +सन्तः = षड् + ध् + सन्तः षट्त्संतः (પાછળ અઘોષ આવતાં ध्नो त्). એ જ રીતે ड् પછી અઘોષ આવતાં षड् + सन्तः = षट्सन्तः પણ થાય.

(૩) **ઉભયત્ર-વિભાષા**: એક સૂત્રમાં નિષેધાત્મક કથનથી અમુક ક્રિયા ન થવી અને વિકલ્પાત્મક કથનથી એ ક્રિયા થવી એમ નિષેધ વિકલ્પ બંને સાથે હોય ત્યારે उभयत्र-विभाषा કહેવાય; જેમકે, કૌમુદી ૯૨મા ईँ३ चाक्रवर्मणस्य એ પાણિનિના ૧–૧–૧૩૪મા સૂત્ર પ્રમાણે પ્લુત ઈ૩ પછી अच् આવે તો એ ઈ૩ વિકલ્પે અપ્લુત બને અથવા વિકલ્પે ન પણ બને એવો चाक्रवर्मणनो મત છે, આથી આ નિયમ પ્રમાણે વિકલ્પે અને નિષેધે બે રૂપ થાય:

चिनुहि३ इदम् = चिनुहि इदम् = चिनुहीदम् અથવા

चिनुहि३ इदम् = चिनुहि३ इदम् (પ્લુત ઈ૩ પછી इ આવે તો સંધિ ન થાય.) અપ્લુત ઈ પછી इ આવે તો સંધિ થાય.

આ વિભાષા-સૂત્ર ખરેખર તો उभयत्र-विभाषा માટે જ છે, છતાં પણ બધી વિભાષાઓને માટે એ સામાન્ય નામ છે, કારણ કે દરેકમાં એક રૂપ થાય અને ન પણ થાય, એટલે કે બીજું થાય. એમ નિષેધ વિકલ્પ રહેલ છે જ. આથી એને વિકલ્પમાં સાથે લીધેલ છે.

**૨૫. स्वं रूपं शब्दस्याशब्दसंज्ञा । १ । १ । ६८ ।**

**સૂત્રાર્થ** : (વ્યાકરણના) શબ્દો સિવાયના શબ્દોનું સ્વરૂપ નિયમમાં સમજવું.

**વૃત્તિ : शब्दस्य स्वं रूपं संज्ञि, शब्दशास्त्रे या संज्ञा तां विना ।**

**અર્થ** : શબ્દનું પોતાનું વર્ણસ્વરૂપ એ જ માત્ર 'સંજ્ઞી' ગણવું; સિવાક કે વ્યાકરણના પારિભાષિક શબ્દ હોય.

વ્યાકરણશાસ્ત્રમાં બે પ્રકારના શબ્દ આવે છે : ૧. **ભાષાકીય શબ્દો**–अग्नि, धेनु વગેરે, ૨. **પારિભાષિક શબ્દો**–वृद्धि, गुण, विभाषा વગેરે.

હવે જ્યારે अग्नि વગેરે શબ્દો નિયમમાં આપ્યા હશે ત્યારે એ શબ્દો વાંચતાં ત્યાં વર્ણસ્વરૂપ अग्नि એ ખડું થાય છે તેમજ એનો અર્થ पावक, हुताशन વગેરે પણ ઉપસ્થિત થાય છે, આથી નિયમમર્યાદામાં અવરોધ થવાનો ભય છે. જે નિયમો अग्नि શબ્દને લાગે તે કોઈ ભૂલથી એના પર્યાય શબ્દો हुताशन, पावक, ज्वलन વગેરેને ન લગાડી બેસે માટે આ સૂત્રથી સ્પષ્ટતા કરી છે કે નિયમોમાં જે સંજ્ઞા આપી હોય તે સંજ્ઞાઓનું સંજ્ઞીપણું (संज्ञित्व) ધારણ કરનાર શબ્દનું વર્ણસ્વરૂપ છે. એ વર્ણસ્વરૂપને જ संज्ञी ગણવું, એના અર્થને કે પર્યાયને 'સંજ્ઞી' ન ગણવા. આથી જે નિયમ अग्निને લાગે તે એના વર્ણસમુદાયને જ લાગે, નહિ કે એના પર્યાયોને.

અહીં શંકા ઉપસ્થિત થાય કે वृद्धि आगम विभाषा વગેરે વ્યાકરણના શબ્દ નિયમમાં આવે ત્યાં પણ શબ્દના વર્ણસમૂહનો જ નિર્દેશ સમજવો કે નહિ? જો એમ બને તો अ પછી इ આવે ત્યારે गुण કરવાનું વિધાન છે, આથી रामेण + इह = रामेण् गुणह કરવું કે 'ગુણ' શબ્દથી इનો ગુણ ए એમ સમજી रामेणेह કરવું ?

આ શંકા નિર્મૂળ કરવા સૂત્રમાં મર્યાદા મૂકી છે. अशब्द-सज्ञा (शब्द-शास्त्रे या सज्ञा ता विना)। વ્યાકરણના પારિભાષિક શબ્દ નિયમમાં હોય એને માટે એમ સમજવાનું નથી, એમાં તો ગુણ એટલે કે अ, ए, ओ, अर्, अल् સમજવુ, વૃદ્ધિથી आ, ऐ, औ, आर्, आल् સમજવું.

**૨૯. येन विधिस्तदन्तस्य । १ । १ । ७२ ।**

**સૂત્રાર્થ** : જે લક્ષણને અનુસરી નિયમ આપ્યો હોય તે લક્ષણ જે શબ્દોને અંતે હોય તેને પણ (तदन्तस्य) નિયમ લાગે.

**વૃત્તિ . विशेषणं तदन्तस्य संज्ञा स्यात् स्वस्य च रूपस्य ।**

**અર્થ** : વિશેષણ પોતાની સંજ્ઞા થાય છે, ઉપરાંત એ જેને અંતે હોય તેની પણ સંજ્ઞા થાય છે.

જે નિયમ અમુક વિશેષણ કે લક્ષણ માટે આપ્યો હોય તે નિયમ એ વિશેષણ ઉપરાંત એ વિશેષણ જેના અંતમાં આવે તેવા અન્ય શબ્દોને પણ લાગે, એટલે જે નિયમ સ્વરોને લાગુ પડે તે નિયમ એ સ્વર ઉપરાંત એ સ્વર જેને અંતે આવે તેને પણ લાગુ પડે અને જે નિયમ અમુક રૂપને અનુસરી હોય તે નિયમ એ રૂપ ઉપરાંત એ રૂપ જેને અંતે હોય તેને પણ લાગુ પડે. આ સૂત્ર 'સ્વરૂપવિધિ' અને 'તદંતવિધિ' બંને આપે છે.

આ વાત એક ઉદાહરણ લેવાથી સ્પષ્ટ થઈ જશે. કૃદંત પ્રકરણમાં એક સૂત્ર एरच् । (૩-૩-૫૬)। છે. એના પ્રમાણે ભાવવાચક પુંલિંગ નામ બનાવવા इને अच् પ્રત્યય લગાડવો.

હવે આ નિયમ પ્રમાણે इ (જવુ)માં इ + अ = अय એટલે કે 'ગમન' નામ બન્યું, પણ इ અહી વિશેષણ છે તેથી અને નિયમ લાગવા ઉપરાંત इ જેને અંતે હોય તેવા ધાતુઓને પણ એ જ નિયમ લાગે, આથી जि + अ = जय; चि + अ = चय; सम् + उद् + चि + अ = समुच्चय.

**વાર્તિક : समासप्रत्ययविधौ प्रतिषेध ।**

**અર્થ** : સમાસ અને પ્રત્યયના વિધિમાં એનો પ્રતિષેધ છે.

ઉપરનો તદંતવિધિ એ સમાસ અને પ્રત્યયને લાગુ પાડવાનો નથી, તેથી સમાસ અને પ્રત્યયની બાબતમાં તો નિયમ માત્ર એ વિશેષણને જ લાગે. આ બંને પૂરતો એ માત્ર સ્વરૂપવિધિ છે, એમ આ વાર્તિક સ્પષ્ટ કરે છે.

**(૧) સમાસવિધિ :** દ્વિતીયા તત્પુરુષ બનાવવા श्रित, अतीत, पतित, गत, प्राप्त, आपन्न વગેરે શબ્દો સાથે પૂર્વે વિભક્તિનું રૂપ મૂકવામાં આવે છે, આથી कृष्णम् श्रितःનો સમાસ कृष्णश्रितः બને. અહીં श्रित વગેરેને અનુલક્ષીને નિયમ આપ્યો છે, માટે श्रित વગેરે વિશેષણ છે, પણ આ નિયમ સ્વરૂપવિધિ માત્ર છે. સમાસમાં તદંત વિધિની મનાઈ હોવાથી श्रित વિશેષણ જેને અંતે હોય તેવા અન્ય શબ્દો સાથે બીજી વિભક્તિનો પ્રત્યયરહિત શબ્દ મૂકી શકાય નહિ; જેમકે कृष्णोपश्रितः—कृष्णम् उपश्रितः એમ દ્વિતીયા તત્પુરુષ સમાસ બની શકે નહિ. અહીં उपश्रित એ વિશેષણાંત છે, કારણ કે श्रित વિશેષણ છે.

**(૨) પ્રત્યય વિધિ :** આ જ રીતે પ્રત્યયના નિયમોમાં પણ વિધિ માત્ર સ્વરૂપ પરત્વે જ મર્યાદિત છે. अग्नेः ढक् (एय) સૂત્ર પ્રમાણે अग्नि-માંથી તત્સંબંધી વિશેષણ બનાવવા अग्निને एय પ્રત્યય લગાડાય; જેમકે, अग्नि + ढक् (एय) = आग्नेय, પરંતુ परमाग्नि કે જેમાં અગ્નિ શબ્દ પરમની પછી હોવાથી એ વિશેષણાંત શબ્દને एय પ્રત્યય લાગશે નહિ : परमग्नि + एय = परमाग्नेय થાય નહિ.

આથી સમાસ અને પ્રત્યયના વિધિ તે માત્ર સ્વરૂપવિધિ છે, તદંત-વિધિ નથી. તદંતવિધિનો આ અપવાદ થયો. હવે અપવાદનો પણ અપ-વાદ અથવા પ્રતિ-અપવાદ નીચેના વાર્ત્તિકથી આપે છે :

**વાર્ત્તિક : उगिद्वर्णग्रहणवर्जम् ।**

અર્થ : उक् જ્યાં इत् (લોપસંજ્ઞક) હોય ત્યાં અને એક જ વર્ણનું ઉચ્ચારણ હોય ત્યાં પણ तदन्तનું પણ કાર્ય થાય; એ સિવાયનાંને આગળનું વાર્ત્તિક લાગુ પડે છે.

આ વાર્ત્તિક આગળના વાર્ત્તિકને વિશેષ સ્પષ્ટ કરે છે, અથવા કહિયે કે મર્યાદિત કરે છે. આગળના વાર્ત્તિકમાં તદંતવિધિનો સમાસ અને પ્રત્યયમાં નિષેધ કરેલ છે, પરંતુ આમાં કેટલાક સમાસ અને પ્રત્યયને પણ એ તદંતવિધિ લાગુ પડે છે, એમ કહેલ છે. જેના इत् અક્ષર उ, ऋ અને (उक्) હોય અથવા જ્યાં વિશેષણમાં એક જ વર્ણનું ઉચ્ચારણ થતું હોય તેવા શબ્દ વિશેષણના અંતમાં હોય તોપણ સ્વરૂપવિધિ ઉપરાંત તદંતવિધિ લાગુ પડે.

**(૧) સમાસ :** महत् શબ્દ મૂળ આ રીતે બનેલ છે. मह् + शतृ. આ शतृ પ્રત્યયમાં श् અને ऋ इत् છે, એટલે मह् + अत् = महत् । આમ, मह् + शतृમાં इत् અક્ષર કાઢી નાખતાં महत् શબ્દ બનશે; આથી महत् શબ્દ આગળ આવે ત્યારે महत्નો महा કરવાનો નિયમ છે; આથી महत् + वैयाकरणाः = महावैयाकरणाः સમાસ થાય છે. હવે આ महत् શબ્દ જેને અંતે હોય તેવો શબ્દ પણ જો સમાસમાં આગળ આવે તો પણ महत्નું महा કરવાનું આ વાર્તિક સૂચન કરે છે; આથી अतिमहत् वैयाकरणाः = अतिमहावैयाकरणाः । સમાસ થશે. આમાં તદંતવિધિ પણ છે. (સમાસમાં એક વર્ણવાળું વિશેષણ અંતે હોય તેવાં પદ લભ્ય નથી.)

**(૨) પ્રત્યય વિધિ :** भवतु ( भवत् ) શબ્દ પાણિનિએ વ્યાખ્યામાં વાપર્યો છે. આ શબ્દમાં અન્ત્ય उ इत् (લોપસંજ્ઞક) છે. भवतु-( भवत् )નું સ્ત્રીલિંગ કરવા માટે દીર્ઘ ई પ્રત્યય ઉમેરવાનો નિયમ છે તે નિયમ भवतु( भवत् )ને લાગુ પડશે; આથી भवतु( भवत् ) + ई = भवत् + ई = भवती । ઉપરાંત भवतु( भवत् ) જેને અંતે હોય તેવા भवतु( भवत् ) વિશેષણાંત શબ્દોને પણ આ વાર્તિક અનુસાર દીર્ઘ ई પ્રત્યય લાગશે. આથી अतिभवतु + ई = अतिभवत् = अतिभवती । એ જ રીતે अत्रभवतु· (= भवत् )નું अत्रभवती અને तत्रभवतु(= भवत् )નું तत्रभवती ।

**૨૭. विरामोऽवसानम् । १ । ४ । ११० ।**

**સૂત્રાર્થ :** ઉચ્ચારણનો અભાવ જેના પછી થાય તે ( विराम ) 'અવસાન' કહેવાય છે.

**વૃત્તિ : वर्णानाम् अभावः अवसानसंज्ञः स्यात् ।**

**અર્થ :** વર્ણોનો અભાવ એ 'અવસાન' કહેવાય છે.

विरम्यते अस्मिन् इति विरामः । उच्चारणाभावात्मकः यस्मिन् वर्णे उच्चारिते सति अव्यवहिते उत्तरकाले वर्णान्तराणाम् उच्चारणाभावः सः अन्त्यवर्णः अवसानसंज्ञकः ।

'बालमनोरमा'માં શ્રીવાસુદેવદીક્ષિત એ રીતે ભટ્ટોજીની વૃત્તિ સમજાવે છે. એનો ભાવાર્થ આ પ્રમાણે છે :

(૧) જો વર્ણના ઉચ્ચાર પછી કાલક્ષેપ થાય તો બીજો વર્ણ ઉચ્ચારતાં સુધી ઉચ્ચારણનો અભાવ થાય છે, આથી જે વર્ણ પછી

ઉચ્ચારણનો અભાવ થાય તે અંત્ય વર્ણ જ 'અવસાન' કહેવાય; જેમકે સ્વર્ શબ્દમાં અન્ત્ય રેફ (રકાર) પછી ઉચ્ચારણનો અભાવ છે; માટે ર્ એ અવસાન કહેવાય.

(૨) વર્ણોચ્ચારણ પછી બીજા વર્ણનું ઉચ્ચારણ થાય તે દરમ્યાન અત્યંત અલ્પ પ્રમાણમાં જે કાલક્ષેપ થાય તે ઉચ્ચારણનો અભાવ કે વિરામ છે. એ ઉચ્ચારણના અભાવની સ્થિતિ તે જ 'અવસાન' કહેવાય; જેમ-કે कुत्र गच्छसि । માં त्रમાંના अ પછીનું ઉચ્ચારણ થતાં સુધીમાં વચ્ચે અલ્પ પ્રમાણમાં ઉચ્ચારણનો અભાવ રહે છે તે ઉચ્ચારણ–અભાવ બુદ્ધિથી સમજવાનો.

પણ मितभाषिणी નીચે પ્રમાણે વ્યાખ્યા કરે છે: पूर्णे शब्दकलेवरे उच्चारणविरतिः भवति । तस्याः अवसानसंज्ञा क्रियते । સંપૂર્ણ શબ્દ પૂરો થાય ત્યાં ઉચ્ચારણનો વિરામ થાય છે. આ વિરામને अवसान સંજ્ઞા થાય છે.

**૨૮. परः संनिकर्षः संहिता । १ । ४ । १०९ ।**

**સૂત્રાર્થ** : અત્યંત (परः) સમીપતા (संनिकर्ष) તે 'સંહિતા' કહેવાય છે.

**વૃત્તિ : वर्णानाम् अतिशयितः संनिधिः संहितासंज्ञः स्यात् ।**

**અર્થ** : વર્ણોનું અત્યંત સમીપપણું એ 'સંહિતા' કહેવાય છે.

એક વર્ણ પછી વર્ણનું ઉચ્ચારણ કરિયે ત્યારે માત્ર અર્ધી માત્રાના ઉચ્ચારણ જેટલું જ બંને વચ્ચે અંતર રહે છે, એ અર્ધમાત્રા જેટલું અંતર દુર્વાર્ય છે. આ અર્ધમાત્રા જેટલા જ ઉચ્ચારણ–ક્ષેપથી વર્ણો વચ્ચે અત્યંત સમીપતા સર્જાય છે. આ સામીપ્યને વ્યાકરણની પરિભાષામાં 'સંહિતા' કહેવામાં આવે છે.

પ્રો. ચંદ્રવસુ જણાવે છે કે શબ્દો જ્યારે સંહિતામાં હોય ત્યારે નિયમ અનુસાર સંધિ થાય; જેમકે दधि अत्र = दध्यत्र । અહીં दधि અને अत्र વચ્ચે અવસાન નહિ, પણ સંહિતા હોય ત્યારે સંધિ થાય, दधि શબ્દ ઉચ્ચાર્યા પછી પાંચેક માત્રાનો ક્ષેપ રાખીને अत्र શબ્દનું ઉચ્ચારણ કરતાં જે શબ્દો ઉચ્ચારાય તેઓની વચ્ચે સંહિતા નહિ હોવાથી સંધિ થાય નહિ.

**૨૯. सुप्तिङन्तं पदम् । १ । ४ । १४ ।**

**સૂત્રાર્થ** : सुप् અને तिङ् જેને છેડે હોય તેને 'પદ' કહેવાય.

**વૃત્તિ : सुबन्तं तिङन्तं च पदसंज्ञं स्यात् ।**

**અર્થ** : सुप् અને तिङ् જેને છેડે હોય તેને 'પદ' કહે છે.

सुप्‌નો અર્થ નામવિભક્તિ પ્રત્યય (૪।૧।૨) છે અને तिङ्‌નો અર્થ ધાતુવિભક્ત પ્રત્યય (૩।૪।૭૮) છે. જેને અંતે એ હોય તેને વ્યાકરણમાં 'પદ' કહે છે.

જ્યાંસુધી ધાતુ કે મૂળ શબ્દને પ્રત્યય ન લાગે ત્યાંસુધી 'એ' પદ કહેવાય નહિ. विश् પદ ન કહેવાય, પણ विशति પદ કહેવાય. એ જ રીતે વિભક્તિ–પ્રત્યયાન્વિત શબ્દો પદ કહેવાય, જેમકે रामः ।

सुप् નીચે પ્રમાણે છે, એમાં सुप्‌નો उ, ङि‌નો ङ् અને એ જ પ્રમાણે આગળ–પાછળના ञ्, ग्, ट्, ङ्, प् એ इत् છે :

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| (૧) | सु | औ | जस् | (૫) | ङसि | भ्याम् | भ्यस् |
| (૨) | अम् | औ | शस् | (૬) | ङस् | ओस् | आम् |
| (૪) | टा | भ्याम् | भिस् | (૭) | ङि | ओस् | सुप् |
| (૪) | ङे | भ्याम् | भ्यस् | | | | |

तिङ् પ્રત્યયો નીચે પ્રમાણે છે :

| | પરસ્મૈપદ | | | આત્મનેપદ | | |
|---|---|---|---|---|---|---|
| તૃ. પુ. | तिप् | तस् | झि | त | आताम् | झ |
| મ. પુ. | सिप् | थस् | थ | थास् | आताम् | ध्वम् |
| ઉ. પુ. | मिप् | वस् | मस् | इट् | वहि | महि |

**૩૦. हलोऽनन्तराः संयोगः । १ । १ । ७ ।**

**સૂત્રાર્થ** : સાથે સાથેના વ્યંજનને 'સંયોગ' કહે છે.

**વૃત્તિ : अज्भिः अव्यवहिताः हलः संयोगसंज्ञा स्युः ।**

**અર્થ** : વચ્ચે अच् (સ્વર) ન આવે તેવા વ્યંજનોને 'સંયોગ' કહેવાય.

અહીં સંયુક્ત વ્યંજન (જોડાક્ષર)ની વ્યાખ્યા આપી છે. જે વ્યંજનો વચ્ચે સ્વર ન આવે તેવા વ્યંજનોનો સંયોગ કરતાં એ પરિસ્થિતિને 'સંયોગ' કહે છે. (संयुज्यन्ते वर्णाः अस्मिन् इति संयोगः ।) જેમકે, अनन्तराः શબ્દમાં વચ્ચે न्+त्‌નો अच् રહિત સહયોગ છે, માટે એ 'સંયોગ' કહેવાય. એ જ રીતે ऌध्वामां व्+ध्+व्‌નો સંયોગ છે.

વાર્તિક : (૧) नीवह्योः न। नाययति वाहयति वा भारं भृत्येन।
(२) नियन्तुकर्तृकस्य वहेः अनिषेधः। वाहयति रथं वाहान् सूतः।
(३) आदिस्वाद्योः न। आदयति स्वादयति वा अन्नं वटुना।
(४) भक्षेः अहिंसार्थस्य न। भक्षयति अन्नं वटुना। अहिंसार्थस्य किम्—भक्षयति बलीवर्दान् सस्यम्।
(५) जल्पतिप्रभृतीनाम् उपसंख्यानम्। जल्पयति भाषयति वा धर्मपुत्रं देवदत्तः।
(६) दृशेः च। दर्शयति हरिं भक्तान्। सूत्रे ज्ञानसामान्यार्थानाम् एव ग्रहणम्, न तु तद्विशेषार्थानाम् इति अनेन ज्ञाप्यते। तेन स्मरति जिघ्रति इति–आदीनां न। स्मारयति घ्रापयति वा देवदत्तेन।
(७) शब्दायतेः न। शब्दाययति देवदत्तेन। धात्वर्थसंगृहीतकर्मत्वेन अकर्मकत्वात् प्राप्तिः॥

**વ્યાખ્યા :** આગળના સૂત્રમાં દર્શાવ્યું છે કે ગતિ આદિ અર્થ દર્શાવતા ધાતુઓમાં મૂળ પ્રયોગ(अणि)નો કર્તા પ્રેરકમાં કર્મ બને છે, પરંતુ આ નિયમના કેટલાક અપવાદ છે, વળી આ અપવાદોના પણ પ્રત્યપવાદ છે, આ વાર્તિકોમાં એ અપવાદ પ્રત્યપવાદોનું નિરૂપણ છે.

(૧) 'नी' (લઈ જવું) અને 'वह्' (વહન કરવું) આ બે ધાતુઓને સૂત્રનો નિયમ લાગુ પડતો નથી. नी અને वह् એ ગત્યર્થક ધાતુઓ છે, આથી સૂત્ર પ્રમાણે એઓનો મૂળ પ્રયોગ(अणि)નો કર્તા પ્રેરકમાં કર્મ બનવો જોઈયે, પરંતુ એમ ન થતાં કરણ બને છે અને તૃતીયા વિભક્તિમાં મુકાય છે; જેમકે नाययति वाहयति वा भारं भृत्येन। (નોકર દ્વારા ભાર વહન કરાવે છે.) અહીં મૂળ પ્રયોગાવસ્થામાં भृत्यः भारं नयति वहति वा–માં 'भृत्यः' કર્તા છે, જે પ્રેરકમાં તૃતીયામાં મુકાયો છે,

(૨) જો 'वह्' ધાતુનો (પ્રેરક) કર્તા નિયંતા (પશુપ્રેરક સારથિ) હોય તો એને પૂર્વના વાર્તિક(नीवह्योर्न)માં પ્રેરકમાં કર્મનો નિષેધ કરવામાં આવ્યો છે તે લાગુ પડતો નથી, અર્થાત્ સારથિ કર્તા હોય તેવા वह् ધાતુમાં મૂળ અવસ્થાનો કર્તા પ્રેરકમાં કર્મ બને છે. આમ આ વાર્તિક આગળના વાર્તિકનો અપવાદ છે. ઉદાહરણ તરીકે वाहयति रथं वाहान् सूतः

( સારથિ અશ્વો દ્વારા રથ ખેંચાવે છે.) અહીં મૂળ પ્રયોગ(અણિ)માં वाहाः रथं वहन्ति । (ઘોડા રથ ખેંચે છે.) એમ છે. અહીં वाहाः, જે મૂળ પ્રયોગમાં કર્તા છે તે 'પ્રેરકમાં કર્મ' બન્યા છે, કારણ કે પ્રેરક કર્તા 'सूतः' (સારથિ) છે,

(૩) સૂત્રમાં ભક્ષણાર્થક (પ્રત્યવસાન) ધાતુઓનો મૂળ અવસ્થાનો પ્રયોગ કર્તા પ્રેરકમાં કર્મ બને એવું વિધાન છે. આ વાર્ત્તિક એનો અપવાદ છે. अद् (ખાવું) અને खाद् (ખાવું) બંને ભક્ષણાર્થક ધાતુઓ છે, એમ છતાં એમનો મૂળ પ્રયોગનો કર્તા પ્રેરકમાં કર્મ બનતો નથી, પરંતુ કરણ બને છે; જેમકે आदयति खादयति वा अन्नं वटुना । (બટુકને અન્ન ખવડાવે છે.) અહીં મૂળ પ્રયોગાવસ્થા वटुः अन्नं अत्ति खादति वामां वटुः કર્તા છે, પ્રેરકમાં એ દ્વિતીયાને બદલે તૃતીયામાં મુકાયો છે.

(૪) भक्ष् (ભક્ષણ કરવું) ધાતુમાં પણ, જો એ હિંસા (પીડા યા હાનિ)નો અર્થ સૂચવતો ન હોય તો. મૂળ અવસ્થાનો કર્તા પ્રેરકમાં કર્મ બનતો નથી, તૃતીયા લે છે; જેમકે भक्षयति अन्न वटुना । (બટુકને અન્ન ખવડાવે છે.) અહીં મૂળ પ્રયોગ–वटुः अन्न भक्षयतिમાં वटुः કર્તા છે, જે પ્રેરકમાં આ વાર્ત્તિકના આધારે કર્મ ન બનતાં તૃતીયામાં મુકાયો છે.

अहिंसार्थस्य किम्–વાર્ત્તિકમાં હિંસા(પીડા, હાનિ)નો અર્થ ન સૂચવાતો હોય તો, એમ શા માટે કહ્યું ? કારણ કે જો હિંસાનો અર્થ સૂચવાતો હોય તો વાર્ત્તિકનો નિષેધ લાગુ પડશે નહિ અને 'गतिबुद्धि...' સૂત્રને આધારે મૂળ અવસ્થાનો કર્તા પ્રેરકમાં કર્મ બનશે; જેમકે भक्षयति बलीवर्दान् सस्यम् । (બળદોને ખેતરનું ધાન્ય ખવડાવી દે છે.) અહીં બીજાના ખેતરમાં ઊગેલું અનાજ બળદોને ખવડાવવામાં હિંસાનો ભાવ રહેલો હોવાથી મૂળ પ્રયોગ–बलीवर्दाः सस्यं भक्षयन्ति–નો કર્તા 'बलीवर्दाः' પ્રેરકમાં કર્મ બન્યો છે.

(૫) આ વાર્ત્તિક 'गतिबुद्धि...' સૂત્રની પૂર્તિ કરે છે. ગત્યર્થક આદિ ધાતુઓ ઉપરાંત जल्प् भाष् (કહેવું) વગેરે ધાતુઓમાં પણ મૂળ પ્રયોગાવસ્થાનો કર્તા (अणिकर्ता) પ્રેરકમાં કર્મ બને છે; જેમકે देवदत्तः पुत्र धर्म जल्पयति भाषयति वा । (દેવદત્ત પુત્ર પાસે ધર્મ કહેવડાવે છે.) મૂળ પ્રયોગ અવસ્થા–पुत्रः धर्म जल्पति भाषते वा ।–માં પુત્ર કર્તા છે. પ્રેરકમાં એ આ વાર્ત્તિકને આધારે કર્મ બને છે, દ્વિતીયા લે છે.

(૬) પૂર્વના વાર્ત્તિકની જેમ, આ વાર્ત્તિક પણ 'गतिबुद्धि...'

સૂત્રની પૂર્તિ કરે છે. ગત્યર્થક વગેરે ધાતુઓ ઉપરાંત दृश् (જોવું) ધાતુમાં
પણ મૂળ પ્રયોગનો કર્તા (अणिकर्ता) પ્રેરકમાં કર્મ બને છે; જેમકે–
दर्शयति हरिं भक्तान् । (ભક્તોને હરિનું દર્શન કરાવે છે.) અહીં મૂળ
(अण्यन्त) અવસ્થામાં भक्ताः हरिं पश्यन्ति । (ભક્તો હરિનાં દર્શન કરે છે.)
એવું વાક્ય છે, પ્રેરક અવસ્થામાં એનો મૂળ કર્તા (भक्ताः) આ વાર્તિક
પ્રમાણે કર્મ (भक्तान्) બને છે.

'गतिबुद्धि...' સૂત્રમાં બુદ્ધિ–અર્થક અર્થાત્ જ્ઞાનાર્થક ધાતુઓ માટે
નિયમ કર્યો છે. दृश् (જોવું) એ પણ જ્ઞાનનો જ એક વિશેષ પ્રકાર છે,
કારણ કે દર્શન એટલે નેત્રેન્દ્રિય દ્વારા ઉદ્‌ભવતું જ્ઞાન; આથી दृश्નો
સમાવેશ બુદ્ધ્યર્થક ધાતુઓમાં કરી શકાયો હોત અને એમ થતાં આ
વાર્તિક નિરર્થક બનત, પરંતુ આ વાર્તિક દ્વારા જ્ઞાપન (સૂચન) થાય
છે કે 'બુદ્ધિ' દ્વારા જ્ઞાનનો સામાન્ય અર્થ 'જાણવું' લેવાનો છે, 'જોવું'
'સાંભળવું' સૂંઘવું' 'સ્પર્શ કરવો' 'યાદ કરવું' આદિ જ્ઞાનના વિશેષ
અર્થો લેવાના નથી. ઉદાહરણ તરીકે देवदत्तः स्मरति जिघ्रति वा । (દેવ-
દત્ત સ્મરે છે, સૂંઘે છે.) વાક્યનું જો પ્રેરક બનાવવામાં આવે તો 'देवदत्तः'
એ મૂળ પ્રયોગનો (अणि) કર્તા પ્રેરકમાં કર્મ ન બનતાં કરણ બનશે,
તૃતીયામાં મુકાશે–देवदत्तेन स्मारयति घ्रापयति वा ।

આમ આ વાર્તિક 'જ્ઞાપક' વાર્તિક છે. જ્ઞાપકનાં ચાર ફળ માનવામાં
આવ્યાં છે : ज्ञापकस्य चत्वारि फलानि–आदौ व्यर्थम्, पश्चाद् वाक्यार्थकल्पना,
फलमन्यत्र, स्वांशे चारितार्थ्यम् ।

(૭) 'गतिबुद्धि...' સૂત્રમાં 'અકર્મક' ધાતુઓમાં મૂળ અવસ્થા-
(अणि)નો કર્તા પ્રેરકમાં કર્મ બને છે એવું વિધાન છે. આ વાર્તિક એનો
અપવાદ છે. शब्दाय् (અવાજ કરવો) એ અકર્મક ધાતુ છે, કારણ કે 'શબ્દ'
(અવાજ) એ કર્મ ધાતુના અર્થમાં જ સમાઈ જાય છે અને અન્ય કોઈ
કર્મ પણ સંભવતું નથી, આથી એનો 'अणि–कर्ता' પ્રેરકમાં કર્મ બનવો
જોઈએ, એમ ન બનતાં આ વાર્તિકના આધારે (કરણ બની) એ તૃતીયા
લે છે; જેમકે–शब्दाययति देवदत्तेन । (દેવદત્ત દ્વારા અવાજ કરાવે છે.)
અહીં મૂળ પ્રયોગ–देवदत्तः शब्दायति ।માં 'દેવદત્ત' કર્તા છે, જે પ્રેરકમાં
તૃતીયામાં મુકાયો છે.

કેટલાક 'शब्दाय्' ધાતુનો સમાવેશ 'શબ્દકર્મ' ધાતુઓમાં કરે છે.

પરંતુ એ યોગ્ય નથી, કારણ કે 'શબ્દ' शब्दाय् ધાતુનો અંતર્ગત ભાગ છે, તેને એ ધાતુનું કર્મ ગણી શકાય નહિ. (કર્મ ધાતુથી બાહ્ય જ હોવું જોઇએ.)

૫૪૧. **हृक्रोरन्यतरस्याम् । १ । ४ । ५३ ॥**

**વૃત્તિ : हृक्रोः अणौ यः कर्ता स णौ वा कर्मसंज्ञः स्यात् । हारयति कारयति वा भृत्यं भृत्येन वा कटम् ॥**

**વ્યાખ્યા :** हृ (હરણ કરવું, લઈ જવું) અને कृ (કરવું) ધાતુનો મૂળ પ્રયોગનો કર્તા (अणिकर्ता) પ્રેરકમાં વિકલ્પે કર્મ અથવા કરણ બને છે, એટલે કે દ્વિતીયા અથવા તૃતીયામાં મુકાય છે. ઉદાહરણ તરીકે– हारयति कटं भृत्यं भृत्येन वा । (નોકર દ્વારા સાદડી લઈ જાય છે.) અહીં મૂળ પ્રયોગ–हरति कटं भृत्यः । (નોકર સાદડી લઈ જાય છે.)–માં 'भृत्यः' કર્તા છે, हृ એ ગત્યર્થક ધાતુ છે, આથી गतिबुद्धि...સૂત્રના આધારે એ (भृत्यः) પ્રેરકમાં કર્મ બની દ્વિતીયામાં મુકાવો જોઇએ. આ સૂત્રને આધારે એ વિકલ્પે કરણ પણ બને છે અને તૃતીયા લે છે. એવી જ રીતે कारयति कटं भृत्यं भृत्येन वा । (નોકર દ્વારા સાદડી બનાવડાવે છે). મૂળ પ્રયોગનું વાક્ય 'भृत्य' कटं करोति' છે. અહીં कृ ધાતુ સકર્મક છે. ગત્યર્થક વગેરે ધાતુઓમાં એનો સમાવેશ થતો નથી તેથી એનો મૂળ પ્રયોગ(अणि)નો કર્તા પ્રેરકમાં કરણ બનવો જોઇએ. આમ એને તૃતીયા પ્રાપ્ત હતી. આ સૂત્રને લીધે એ વિકલ્પે કર્મ બનતો હોવાથી એને વધારાની દ્વિતીયા વિભક્તિ પ્રાપ્ત થાય છે.

**વાર્તિક : अभिवादिदृशोः आत्मनेपदे वा इति वाच्यम् । अभिवादयते दर्शयते देवं भक्तं भक्तेन वा ।**

**વ્યાખ્યા :** અભિ + वद् (પ્રણામ કરવા) અને दृश् (જોવું) ધાતુઓ આત્મનેપદમાં પ્રયોજાય ત્યારે એઓનો 'अणिर्क्ता' (મૂળ અવસ્થાનો કર્તા) પ્રેરકમાં વિકલ્પે કર્મ અથવા કરણ કારક બને છે.

ઉદાહરણ તરીકે–अभिवादयते देव भक्तं भक्तेन वा । (ભક્ત દ્વારા નમસ્કાર કરાવડાવે છે) મૂળ પ્રયોગમાં–भक्तः देव अभिवदति । (ભક્ત દેવને નમસ્કાર કરે છે. અહીં अभि–वद् ધાતુનો સમાવેશ ગત્યર્થક વગેરે ધાતુઓમાં થતો ન હોવાથી એના अणिकर्ताने પ્રેરકમાં તૃતીયા (કરણ)

પ્રાપ્ત હતી. અહીં વધારાની વિકલ્પે દ્વિતીયા (કર્મ) આ વાર્તિક દ્વારા પ્રાપ્ત થાય છે.

એવી જ રીતે दर्शयति देवं भक्तं भक्तेन वा । (ભક્તને હરિનાં દર્શન કરાવે છે.) મૂળ પ્રયોગમાં – भक्तः देवं पश्यति । (ભક્ત હરિના દર્શન કરે છે). અહીં 'दृशेश्च' એ વાર્તિકને આધારે दृश्નો अणिकर्ता પ્રેરકમાં કર્મ બને છે, આ વાર્તિક અનુસાર એ વિકલ્પે કરણ પણ બને છે. આમ એને દ્વિતીયા ઉપરાંત વિકલ્પે તૃતીયાની પ્રાપ્તિ થાય છે.

**૫૪૨. अधिशीङ्स्थासां कर्म । १ । ४ । ४६ ॥**

**વૃત્તિ : अधिपूर्वाणाम् एषाम् आधारः कर्म स्यात् । अधिशेते अधितिष्ठति अध्यास्ते वा वैकुण्ठं हरिः ॥**

**વ્યાખ્યા** : अधि + शी (શયન કરવું), अधि + स्था (ઊભા રહેવું) અને अधि + आस् (બેસવું) ધાતુઓનો આધાર કર્મ બને છે. આ સૂત્રમાં आधारोऽधिकरणम् (૧–૪–૪૫) એ સૂત્રમાંથી 'आधार' પદની અનુવૃત્તિ કરવામાં આવી છે.

शी स्था અને आस् આ ત્રણેય ધાતુ અકર્મક છે, પરંતુ એઓની આગળ अधि ઉપસર્ગ હોય ત્યારે એઓનો આધારવાચક શબ્દ કર્મ બને છે; જેમકે हरिः वैकुण्ठ अधिशेते अधितिष्ठति अध्यास्ते वा । (હરિ વૈકુંઠમાં શયન કરે છે, નિવાસ કરે છે, બેસે છે.) અહીં 'વૈકુંઠ' આધાર છે તે કર્મ બનતો દ્વિતીયામાં મુકાયો છે. 'अधि' ઉપસર્ગ ન હોત તો आधारोऽधिकरणम् એ સૂત્ર પ્રમાણે એ અધિકરણ બની સપ્તમીમાં મુકાત; જેમકે हरिः वैकुण्ठे शेते तिष्ठति आस्ते वा ।

**૫૪૩. अभिनिविशश्च । १ । ४ । ४७ ॥**

**વૃત્તિ : (१) अभिनी–इति–एतत्संघातपूर्वस्य विशतेः आधारः कर्म स्यात् । अभिनिविशते सन्मार्गम् ।**

**(२) 'परिक्रयणे संप्रदानमन्यतरस्याम्' (१–४–४४) इति सूत्रात् इह मण्डूकप्लुत्या अन्यतरस्यां ग्रहणम् अनुवर्त्य व्यवस्थित-विभाषाश्रयणात् क्वचित् न । पापः अभिनिवेशः ॥**

**વ્યાખ્યા** : (૧) अभि + नि + विश् (આગ્રહ રાખવો, અનુસરણ કરવું) ધાતુનો આધાર કર્મ બને છે: જેમકે अभिनिविशते सन्मार्गम् । (સન્માર્ગમાં

આગ્રહ રાખે છે. અહીં 'સન્માર્ગ' આધાર છે, જે આ સૂત્ર પ્રમાણે કર્મ બનતાં દ્વિતીયામાં મુકાયો છે.

આ સૂત્રમાં आधारोऽधिकरणम् (૧–૪–૪૫)માંથી 'आधार'ની અને 'अधिशीङ्स्थासां कर्म (१–४–४६)માંથી 'कर्म'ની અનુવૃત્તિ થઈ છે.

અહી નોંધવુ ઘટે કે પાછીના अभि અને नि એ બને ઉપસર્ગયુક્ત विश् ધાતુને જ આ નિયમ લાગુ પડે છે. આ બેમાંથી એક ઉપસર્ગ ન હોય તો આધાર કર્મ બનતો નથી, જેમકે निविशते सन्मार्गे ।

(૨) પરંતુ કોઈ કોઈ વાર अभि + नि + विश्नो આધાર કર્મ બનતો નથી, પણ અધિકરણ બની સપ્તમીમા મુકાય છે, જેમકે पापे अभिनिवेशः। આવા પ્રયોગને સિદ્ધ કરવા સૂત્રમાં વિકલ્પ વિભાષાનો અર્થ ગ્રહણ કરવો જોઇયે. આ માટે વિકલ્પસૂચક 'अन्यतरस्याम्' પદની અનુવૃત્તિ परिक्रयणे सम्प्रदानमन्यतरस्याम् (૧–૪–૪૪) સૂત્રમાંથી કરવાની રહે. પરંતુ અનુવૃત્તિ તો સામાન્ય નિયમ પ્રમાણે કોઈ શબ્દમા અનુવૃત્તિ પાછળના તરત આવતાં સૂત્ર યા સૂત્રોમાં કરી શકાય, વચ્ચેના સૂત્રોને સ્પર્શ્યા વિના એ પછીના સૂત્રમાં એ શકય નથી, માટે અહી 'अन्यतरस्याम्'ની અનુવૃત્તિ માટે 'મંડૂકપ્લુતિ'નો આશ્રય લેવો પડ્યો છે. 'મંડૂકપ્લુતિ' એટલે દેડકાનો કૂદકો. દેડકાં જેમ કૂદકો મારીને વચ્ચેના ભૂમિભાગને સ્પર્શ કર્યા વિના એક સ્થળેથી બીજે સ્થળે જાય છે, તેમ જ્યારે પૂર્વના સૂત્રમાંથી વચ્ચેનાં સૂત્રોને સ્પર્શ્યા વિના (અનુવૃત્તિ કર્યા વિના) પછીના સૂત્રમાં કોઈ પદની અનુવૃત્તિ કરવામાં આવે એને વ્યાકરણશાસ્ત્રમાં 'મંડૂકપ્લુતિ' કહે છે. અહી સૂત્ર ૧–૪–૪૪ માંથી 'अन्यतरस्याम्' ની અનુવૃત્તિ વચ્ચેના ૧–૪–૪૫ અને ૧–૪–૪૬ સૂત્રોને સ્પર્શ્યા વિના (એ બે સૂત્રોમા એની અનુવૃત્તિ કર્યા વિના) ૧–૪–૪૭ માં કરવાની હોવાથી આ મંડૂકપ્લુતિ છે.

પરંતુ આટલાથી પણ કાર્ય પૂર્ણ થતુ નથી, કારણ કે વિભાષા એટલે સામાન્ય વિકલ્પ, એમાંથી ઇચ્છાનુસાર ગમે તે વિભક્તિનો પ્રયોગ થાય એ માટે પણ અહીં વિશિષ્ટ પ્રકારનો વિકલ્પ જોઇયે અને એ એ કે अभि + नि + विश् ધાતુનો પ્રયોગ હોય ત્યારે આધાર કર્મ બનશે, જ્યારે अभि + नि + विश् ને કૃત્ પ્રત્યય લગાડી બનેલો अभिनिवेश જેવો શબ્દ હોય તો આધાર કર્મ નહિ બને. આવી વિભાષાને 'વ્યવસ્થિત વિભાષા' કહે છે, જેની વ્યાખ્યા આ રીતે આપવામા આવી છે–क्वचित् प्रवृत्तिः,

क्वचिदप्रवृत्तिः, क्वचिद्विभाषा, क्वचिदन्यदेव । આમ અહીં વ્યવસ્થિત વિભાષા લેવાની છે.

૫૪૪. उपान्वध्याङ्वसः ।१।४।४८॥

વૃત્તિ : उपादिपूर्वस्य वसतः आधारः कर्म स्यात् । उपवसति अनुपवसति अधिवसति आवसति वा वैकुण्ठं हरिः ।

વ્યાખ્યા : उप अनु अधि કે आ આ ચારમાંથી કોઈ પણ ઉપસર્ગ वस् ધાતુ સાથે જોડાયેલો હોય ત્યારે એનો આધાર કર્મ બને છે. (અહીં પણ 'आधार' અને 'कर्म' શબ્દોની અનુવૃત્તિ પૂર્વના સૂત્રમાંથી થાય છે); જેમકે उपवसति, अनुवसति, अधिवसति, आवसति वा वैकुण्ठं हरिः । (હરિ વૈકુંઠમાં નિવાસ કરે છે.) અહીં 'वैकुण्ठ' આધાર છે, આ સૂત્રને આધારે એ કર્મ બની દ્વિતીયામાં મુકાયો છે. જો 'उप' આદિ ઉપસર્ગ ન હોય તો 'वस्' ધાતુનો આધાર કર્મ બનશે નહિ; જેમકે हरिः वैकुण्ठे वसति ।

અહીં નોંધવું ઘટે કે 'वस्' ધાતુ પ્રથમ ગણમાં પણ છે અને બીજા ગણમાં પણ છે. પહેલા ગણના 'वस्'નો અર્થ 'નિવાસ કરવો' 'રહેવું' (वसति) થાય છે, બીજા ગણના 'वस्'નો અર્થ 'ઢાંકવું' પરિધાન કરવું' (वस्ते) થાય છે. અહીં પહેલા ગણનો 'वस्' ધાતુ લેવાનો છે. પ્રથમ ગણમાં વિકરણ પ્રત્યયનો લોપ ન થતો હોવાથી એ ધાતુ લેવો એવું વિધાન છે. लुग्विकरणालुग्विकरणयोः अलुग्विकरणस्यैव ग्रहणम् ।

વાર્તિક : अभुक्त्यर्थस्य न । वने उपवसति ॥

વ્યાખ્યા–અહીં વાર્તિકકાર એક સ્પષ્ટતા કરે છે. उप+वस्' ઉપવાસ કરવો, ભોજન ન લેવું' એ અર્થમાં પણ પ્રયોજાય છે, તેને આ નિયમ લાગુ પડતો નથી, એટલે કે આધાર કર્મ બનતો નથી; જેમકે–वने उपवसति । (વનમાં ઉપવાસ કરે છે.)

(કેટલાક ધાતુ અકર્મક હોવા છતાં એઓને ઉપસર્ગ જોડાય ત્યારે સકર્મક બને છે; જેમકે गिरिम् आरोहति । (પર્વત પર ચડે છે.). અહીં 'रुह्' ધાતુ અકર્મક છે, પરંતુ 'आ + रुह्' સકર્મક બને છે. એવી જ રીતે उत् + पत् ( वृक्षम् उत्पतति । ), अनु + धाव् ( अर्थः वाचम् अनुधावति । ), अनु + वृत् (वर्त्) ઇત્યાદિ સકર્મક બને છે. )

## अथ उपपदविभक्तयः ।

હવે 'ઉપપદ વિભક્તિ' શરૂ થાય છે. ક્રિયા સાથેના સંબંધ ને કારણે પ્રાપ્ત થતી વિભક્તિને 'કારક વિભક્તિ' કહે છે, પરંતુ કેટલાંક અવ્યય પણ અમુક વિશિષ્ટ વિભક્તિ લે છે, અર્થાત્ એઓની સાથે જોડાયેલા શબ્દો અમુક જ વિભક્તિમાં મુકાય છે (જેમકે नमः અવ્યય ચતુર્થી લે છે.). આને 'ઉપપદ વિભક્તિ' કહે છે. અત્યાર સુધી કારક દ્વિતીયાની ચર્ચા થઈ હવે ઉપપદ દ્વિતીયાની ચર્ચા છે.

**વાર્તિક : उभसर्वतसोः कार्या धिगुपर्यादिषु त्रिषु ।**
**द्वितीयाम्रेडितान्तेषु ततः अन्यत्र अपि दृश्यते ॥**

નીચેનાં અવ્યય દ્વિતીયા લે છે : (૧) उभयतः (બંને બાજુ); જેમકે उभयतः कृष्णं गोपाः । (કૃષ્ણની બને બાજુ ગોવાળિયા છે.). અહીં 'उभयतः' સાથે જોડાયેલા 'कृष्ण'ની દ્વિતીય (कृष्ण) આ વાર્તિક પ્રમાણે થઈ છે.

(૨) सर्वतः (ચારે બાજુ) सर्वतः कृष्णं गोपाः । (કૃષ્ણની ચારે બાજુ ગોવાળિયા છે.) અહીં सर्वतः ના યોગમાં 'कृष्ण' ની દ્વિતીયા વિભક્તિ થઈ છે.

(૩) धिक् (ધિક્કાર છે); જેમકે – धिक् कृष्णाभक्तम् । (કૃષ્ણના અભક્તને ધિક્કાર છે.) અહીં धिक् અવ્યય સાથે જોડાયેલ 'कृष्णाभक्त' દ્વિતીયામાં મુકાય છે.

(૪) 'उपरि' વગેરે ત્રણ એટલે કે 'उपरि' 'अधि' અને 'अधस्'ની જ્યારે દ્વિરુક્તિ થઈ હોય ત્યારે એ દ્વિતીયા લે છે. 'आम्रेडित' એ પારિભાષિક શબ્દ છે. કોઈ શબ્દની દ્વિરુક્તિ કરવામાં આવે (એનું બે વાર કથન કરવામાં આવે) ત્યારે એનું પાછળનું (દ્વિરુક્તિ) રૂપ आम्रेडित કહેવાય છે–तस्य परम् आम्रेडितम् (अष्टाध्यायी ૮–૧–૨). आम्रेडित જેને અંતે હોય તે 'आम्रेडितान्त' (आम्रेडितम् अन्ते यस्य तत् आम्रेडितान्तम् ।); જેમકે उपरि उपरि = उपर्युपरि.

उपरि, अधि, अधस् સામીપ્યના અર્થમાં આમ્રેડિત-દ્વિરુક્ત થાય છે. उपर्यध्यधसः सामीप्ये । (૮–૧–૭) અને આ રીતે બનેલા उपर्युपरि, अध्यधः અધોઽધઃ શબ્દોના યોગમાં દ્વિતીયા પ્રયોજાય છે; જેમકે

(અ) उपर्युपरि लोकं हरिः । હરિ આ લોકથી તદ્દન ઉપર છે. અહીં उपर्युपरि સાથે સંબંધ ધરાવતો लोक શબ્દ દ્વિતીયામાં મુકાયો છે. એવી જ રીતે–

(ग) अभ्यधि लोकं (हरिः) । હરિ લોકની સાવ પાસે છે.

અને (क) अधोऽधो लोकं (हरिः) । હરિ લોકની તદ્દન નીચે છે.

અહીં પણ 'लोक' શબ્દ દ્વિતીયામાં પ્રયોજવો પડે છે.

**વાર્તિક : अभितः परितः समया-निकषा-हा-प्रति-योगे अपि । अभितः कृष्णम् । परितः कृष्णम् । ग्रामं समया । निकषा लङ्काम् । हा कृष्णाभक्तम् । तस्य शोच्यता इति-अर्थः । बुभुक्षितं न प्रतिभाति किंचित् ।**

**વ્યાખ્યા**–अभितः (ચારે તરફ), परितः (ચારે બાજુ), समया (પાસે), निकषा (પાસે), हा (શોક) અને प्रति (તરફ)–આ અવ્યયોના યોગમાં એટલે કે એઓની સાથે સંબંધ ધરાવનાર શબ્દો દ્વિતીયામાં પ્રયોજાય છે.

હવે ક્રમશઃ ઉદાહરણ જોઈએ :

(૧) अभितः–अभितः कृष्णं (गोपाः) । કૃષ્ણની ચારે બાજુ (ગોવાળિયા છે.) અહીં अभितः સાથે જોડાયેલ कृष्ण શબ્દની દ્વિતીયા થઈ છે.

(૨) परितः–परितः कृष्णं (गोपाः) । કૃષ્ણની ચારે બાજુ (ગોવાળિયા છે).

(૩) समया–ग्रामं समया । ગામની પાસે

(૪) निकषा–निकषा लङ्काम् । લંકાની પાસે

(૫) हा–हा कृष्णाभक्तम् । કૃષ્ણનો અભક્ત શોચનીય છે.

(૬) प्रति–बुभुक्षितं न प्रतिभाति किंचित् । ભૂખ્યા માણસને કંઈ સૂઝતું નથી.

આ બધાં ઉદાહરણોમાં ઉપર્યુક્ત અવ્યયોના યોગમાં અનુક્રમે कृष्णम् ग्रामम् लङ्काम् कृष्णाभक्तम् बुभुक्षितम् આદિમાં દ્વિતીયાનો પ્રયોગ થયો છે.

**૫૪૫. अन्तरान्तरेण युक्ते । २ । ३ । ४ ॥**

**વૃત્તિ : आभ्यां योगे द्वितीया स्यात् । अन्तरा त्वां मां हरिः । अन्तरेण हरिं न सुखम् ॥**

**વ્યાખ્યા :** अन्तरा (વચ્ચે) અને अन्तरेण (સિવાય) આ બે અવ્યયો સાથે જોડાયેલા સંબંધ ધરાવતા શબ્દ દ્વિતીયામાં મુકાય છે; જેમકે

(૧) अन्तरा–अन्तरा त्वां मां हरिः । (તારી અને મારી વચ્ચે હરિ છે.) અહીં 'अन्तरा'ની સાથે સંબંધ હોવાથી 'त्वां' 'मां' એ બંને શબ્દ દ્વિતીયામાં પ્રયોજાયા છે.

(२) अन्तरेण–अन्तरेण हरिं न सुखम् । (હરિ વિના સુખ નથી.) અહીં 'हरि' શબ્દનો अन्तरेण સાથે સંબંધ હોવાથી એ દ્વિતીયામાં મુકાયો છે.

'अन्तरेण'ના બીજા પણ અર્થ છે; જેમકે भवन्तम् अन्तरेण कीदृशः अस्य अनुरागः । (આપને 'વિશે' એનો પ્રેમ કેવો છે?). सागरम् अन्तरेण कः बिभर्ति वडवानलम् । (સાગર 'સિવાય' વડવાનલને કોણ ધારણ કરી શકે? ઇત્યાદિ.

અહીં નોંધવું ઘટે કે અહીં 'अन्तरेण' અવ્યય તરીકે લેવાનો છે. 'अन्तरेण' એ 'अन्तर' શબ્દનું તૃતીયા એકવચનનું પણ રૂપ હોઈ શકે અને ત્યારે આ નિયમ લાગુ પડતો નથી, અર્થાત્ એના યોગમાં દ્વિતીયા પ્રયોજાતી નથી.

★

## कर्मप्रवचनीय

**૫૪૬. कर्मप्रवचनीयाः । १ । ४ । ८३ ॥**

**વૃત્તિ : इति अधिकृत्य ॥**

**વ્યાખ્યા :** આ અધિકાર સૂત્ર છે. અહીંથી 'કર્મપ્રવચનીય' પ્રકરણનો પ્રારંભ થાય છે, અર્થાત્ હવે પછીનાં સૂત્રોમાં કર્મપ્રવચનીયનો અધિકાર ચાલે છે. અમુક અવ્યય અમુક નિશ્ચિત અર્થમાં કર્મપ્રવચનીય બને છે.

કર્મ એટલે ક્રિયા. ક્રિયા સાથે સંબંધ દર્શાવતા હોવાથી એઓને કર્મપ્રવચનીય કહે છે (कर्म क्रियां प्रोक्तवन्तः इति कर्मप्रवचनीयाः ।) કર્મ-પ્રવચનીયને આ રીતે સમઝાવવામાં આવે છે—ये पूर्वं कांचित् क्रियां द्योतितवन्तः संप्रति तस्याः क्रियायाः अभावात् न क्रियां काम्–अपि द्योतयन्ति, किंतु क्रियान्तरेणः कस्य–अपि संबन्धमात्रं द्योतयन्ति ते अत्र कर्मप्रवचनीयाः । કર્મ-પ્રવચનીયની વ્યાખ્યા આ પ્રમાણે પણ આપવામા આવી છે :

क्रियायाः द्योतको नायं सम्बन्धस्य न वाचकः ।
नापि क्रियापदाक्षेपी सम्बन्धस्य तु भेदकः ॥

(અર્થાત્ કર્મપ્રવચનીય ક્રિયા દર્શાવતા નથી, ક્રિયા સાથેનો સંબંધ અભિહિત કરતા નથી, ક્રિયાપદનો આક્ષેપ (સૂચન) પણ કરતા નથી, કેવળ ક્રિયાપદ સાથેનો સંબંધ સૂચિત કરે છે.)

ઉપસર્ગની જેમ કર્મપ્રવચનીય ક્રિયાપદની આગળ આવે છે, પરંતુ એઓનું સ્વરૂપ ઉપસર્ગ કરતાં ભિન્ન છે. ઉપસર્ગ ક્રિયાપદ સાથે સંલગ્ન હોય છે (उपसर्गाः क्रियायोगे). સ્વતંત્રપણે એનો વાક્યમાં પ્રયોગ શક્ય નથી, જ્યારે કર્મપ્રવચનીય સ્વતંત્રપણે પ્રયોજાય છે, આથી અવ્યયની 'કર્મપ્રવચનીય' સંજ્ઞા થતાં એ ઉપસર્ગ રહેતો નથી, અર્થાત્ એનો 'ઉપસર્ગ' સંજ્ઞાનો બાધ થાય છે. વળી ઉપસર્ગની 'गतिश्च' એ ગતિના આધારે 'ગતિ' સંજ્ઞા પણ થાય છે. શબ્દ કર્મપ્રવચનીય બનતાં 'ગતિ' સંજ્ઞાનો પણ બાધ થાય છે.

કર્મપ્રવચનીયની સાથે સંબંધ ધરાવતો શબ્દ અમુક વિશિષ્ટ વિ-ભક્તિમાં પ્રયોજાય છે. ઘણું કરીને એ દ્વિતીયા વિભક્તિ લે છે. अनु प्रति परि આદિ અવ્યયો વિશિષ્ટ પરિસ્થિતિમાં કર્મપ્રવચનીય બને છે.

હવે કયાં અવ્યય ક્યારે કર્મપ્રવચનીય બને છે એ નિરૂપવામાં આવે છે :

૫૪૭. **अनुर्लक्षणे । १ । ४ । ८४ ॥**

**વૃત્તિ : लक्षणे द्योत्ये अनुः उक्तसंज्ञः स्यात् । गत्युपसर्गसंज्ञा-पवादः ॥**

**વ્યાખ્યા :** 'अनु' જ્યારે 'લક્ષણ' અર્થ વંતાવતો હોય ત્યારે કર્મ-પ્રવચનીય બને છે. જેના દ્વારા કોઈ પદાર્થનું જ્ઞાન થાય તે પદાર્થના જ્ઞાપક ચિહ્નને 'લક્ષણ' કહે છે. (लक्ष्यते ज्ञायते अनेन इति लक्षणम् ।) અહીં લક્ષણ શબ્દ 'હેતુ'(કારણ)ના અર્થમાં પ્રયોજાયો છે; જેમકે–जपम् अनु प्रावर्षत् । (જપ કર્યા પછી વરસાદ થયો). અહીં 'अनु' લક્ષણનો અર્થ દર્શાવે છે. અહીં જપ કારણ (હેતુ) છે, વૃષ્ટિ કાર્ય નથી, અર્થાત્ એકની 'ઉપસર્ગ' સંજ્ઞાનો બાધ થાય છે. प्र परा परि अनु આદિ અવ્યયો ક્રિયાપદ સાથે જોડાતાં ઉપસર્ગ કહેવાય છે, પણ 'લક્ષણ' અર્થમાં 'अनु' કર્મપ્રવચનીય હોવાથી ક્રિયાપદ સાથે એનો સંબંધ નથી અને તેથી એ 'उपसर्ग' કે 'गति' કહેવાતો નથી.

૫૪૮. **कर्मप्रवचनीययुक्ते द्वितीया । २ । ३ । ८ ॥**

**વૃત્તિ :** (१) एतेन योगे द्वितीया स्यात्, पर्जन्यः जपम् अनु प्रावर्षत् । हेतुभूतजपोपलक्षितं वर्षणम् इति-अर्थः ।

**(२) परा अपि हेतौ तृतीया अनेन वाध्यते । ' लक्षणेत्थंभूत ' इति आदिना सिद्धे पुनः संज्ञाविधानसामर्थ्यात् ॥**

**વ્યાખ્યા :** (૧) કર્મપ્રવચનીયના યોગમાં દ્વિતીયા થાય છે એટલે કે કર્મપ્રવચનીય સાથે સંબંધ ધરાવતો શબ્દ દ્વિતીયામાં મુકાય છે; જેમકે– जपम् अनु प्रावर्षत् । (જપ કર્યા પછી વૃષ્ટિ થઈ.). અહીં 'जप' વૃષ્ટિનું કારણ છે, એ 'अनु' દ્વારા સૂચવાયું છે. આમ 'अनु' લક્ષણ (હેતુ)નો અર્થ દર્શાવતો હોઈ કર્મપ્રવચનીય બને છે. અને એની સાથે સંબંધ ધરાવતો 'जप' શબ્દ દ્વિતીયામાં પ્રયોજાયો છે.

(૨) પાણિનિની અષ્ટાધ્યાયીમાં हेतौ (२–३–२३) સૂત્ર છે એ અનુસાર હેતુ (કારણ)વાચક શબ્દ તૃતીયામાં મુકાય છે. अनुर्लक्षणे । (૧–૪–૮૪) પ્રમાણે 'अनु'ના યોગમાં લક્ષણ (હેતુ)વાચક 'हेतौ' એ શબ્દ દ્વિતીયામાં મુકાય છે. આમ આ બે સૂત્ર પરસ્પર વિરોધી છે. હવે પર સૂત્ર છે (કારણ કે અષ્ટાધ્યાયીમાં સૂત્રોના ક્રમમાં 'अनुर्लक्षणे' પછી એ આવે છે.). અષ્ટાધ્યાયીના નિયમ પ્રમાણે બે સૂત્રોમાં વિરોધ હોય તો પર સૂત્ર અનુસાર કાર્ય કરવું–विप्रतिषेधे परं कार्यम् । આથી અહીં 'हेतौ' સૂત્રના આધારે તૃતીયા થવી જોઇયે, પરંતુ એમ થતું નથી. અહીં 'हेतौ' એ પર સૂત્ર હોવા છતાં એનો બાધ થાય છે, કારણ કે પાછળ આવતા लक्षणेत्थंभूत (સૂત્ર ૫૫૨)સૂત્રમાં (લક્ષણ આદિ અર્થોમાં प्रति परि અને अनु કર્મપ્રવચનીય બને છે.) 'अनु' લક્ષણના અર્થમાં કર્મપ્રવચનીય બને છે એ વિધાન સમાઈ જાય છે છતાં અહીં એનું પુનર્વિધાન કર્યું છે, અર્થાત્ એ જ વાત ફરી કહેવાઈ છે. આમ એક જ નિયમ બે વાર કહેવાયો હોવાથી, 'द्विर्बद्धं सुबद्धं भवति' એ ન્યાયે એ બળવત્તર બને છે અને 'हेतौ ।' સૂત્રનો બાધ કરે છે, આથી 'अनु' લક્ષણ (હેતુ) દર્શાવતું હોય ત્યારે તૃતીયા નહિ, પણ દ્વિતીયા જ પ્રયોજવી જોઇયે.

**૫૪૯. तृतीयार्थे । १ । ४ । ८५ ॥**

**વૃત્તિ : अस्मिन् द्योत्ये अनुः उक्तसंज्ञः स्यात् । नदीम् अन्वसिता सेना । नद्या सह सम्बद्धा इति–अर्थः । ' षिञ् बन्धने ' क्तः ॥**

**વ્યાખ્યા :** સૂત્રમાં 'तृतीयार्थ'નો અર્થ છે 'सहार्थ'.

'सह'ના યોગમાં તૃતીયાનો પ્રયોગ થાય છે અને सह અવ્યયના પ્રયોગ વિના પણ 'सह'નો અર્થ હોય ત્યારે તૃતીયા વિભક્તિનો પ્રયોગ થાય છે

આથી અહીં (तृतीयार्थ = सहार्थ.) 'अनु' પદની અનુવૃત્તિ આગળના સૂત્રમાંથી કરવાની છે.

'अनु' જ્યારે તૃતીયાનો અર્થ દર્શાવે ત્યારે પણ કર્મપ્રવચનીય બને છે અને એની સાથે સંબંધ ધરાવનાર શબ્દ દ્વિતીયામાં મુકાય છે; જેમકે नदीम् अनु अवसिता सेना । (સેના નદીની પાસે–નદીને કિનારે પડી છે.) अव + सि ધાતુ બંધનના અર્થમાં વપરાય છે (षिञ् बन्धने) તેને 'क्त' પ્રત્યય લાગતાં 'अवसित' શબ્દ બને છે. વાક્યનો અર્થ 'સેના નદી સાથે સંબદ્ધ છે' એમ થશે. આમ અહીં अनु અવ્યયનો અર્થ 'સાથે' થતો હોવાથી એ 'સહાર્થક' છે અને આથી अनु કર્મપ્રવચનીય બનતાં એના યોગમાં 'नदी' દ્વિતીયામાં (नदीम्) મુકાય છે.

**૫૫૦. हीने । १ । ४ । ८६ ॥**

**વૃત્તિ : हीने द्योत्ये अनुः प्राग्वत् । अनु हरिं सुराः । हरेः हीना इति-अर्थः ॥**

**વ્યાખ્યા :** 'अनु' જ્યારે 'હીનતા'–'ઊતરતાપણા'નો અર્થ દર્શાવતો હોય ત્યારે પણ 'કર્મપ્રવચનીય' બને છે અને દ્વિતીયા લે છે; જેમકે अनु हरिं सुराः । (દેવો હરિથી હીન–ઊતરતા છે). અહીં 'હરિ' શબ્દ 'अनु' સાથે સંબંધ ધરાવતો હોવાથી દ્વિતીયામાં પ્રયોજાયો છે. अनु हरि = हरेः हीनाः । અહીં 'अनु' ને કારણે हरि શબ્દની ષષ્ઠીને બદલે 'દ્વિતીયા' થઈ છે.

અહીં નોંધવું ઘટે કે ચડિયાતો પદાર્થ (વ્યક્તિ) દ્વિતીયામાં મુકાય છે, ઊતરતો પદાર્થ નહિ.

**૫૫૧. उपोऽधिके च । १ । ४ । ८७ ॥**

**વૃત્તિ : अधिके हीने च द्योत्ये उप इति अव्ययं प्राक्संज्ञं स्यात् । अधिके सप्तमी वक्ष्यते । हीने उप हरिं सुराः ॥**

'उप' અવ્યય 'અધિકતા' અથવા 'હીનતા'નો અર્થ સૂચવતો હોય ત્યારે એ કર્મપ્રવચનીય બને છે. (प्राक्संज्ञः = प्रागुक्तसंज्ञः, कर्मप्रवचनीयसंज्ञः) અહીં 'च'ને કારણે 'हीने' પદની અનુવૃત્તિ પૂર્વના સૂત્રમાંથી થાય છે. જ્યારે 'उप' હીનતાનો અર્થ સૂચવે છે ત્યારે એના યોગમાં દ્વિતીયા વિભક્તિ થાય છે; જેમકે उप हरिं सुराः । (દેવો હરિથી હીન છે)

'उप' જયારે અધિકતાનો અર્થ દર્શાવે ત્યારે એ સાથે સંબંધ ધરાવતો શબ્દ 'यस्मादधिक...' (२–३–९) સૂત્રને આધારે સપ્તમી વિભક્તિમાં મુકાય છે, દ્વિતીયામાં નહિ. આની ચર્ચા, આગળ ઉપર સપ્તમીના પ્રકરણમાં કરવામાં આવશે.

**५५२. लक्षणेत्थंभूताख्यानभागवीप्सासु प्रतिपर्यनवः ।१।४।९०॥**
**वृत्ति : एषु अर्थेषु विषयभूतेषु प्रति-आदयः उक्तसंज्ञाः स्युः । लक्षणे—वृक्षं प्रति परि अनु वा विद्योतते विद्युत् । इत्थंभूताख्याने—भक्तः विष्णुं प्रति परि अनु वा। भागे—लक्ष्मीः हरिं प्रति परि अनु वा। हरेः भागः इति–अर्थः। वीप्सायाम्—वृक्षं वृक्षं प्रति परि अनु वा सिञ्चति । अत्रोपसर्गत्वाभावात् न षत्वम् । एषः किम्—परिषिञ्चति ॥**

**વ્યાખ્યા :** 'प्रति'. 'परि' અને 'अनु' આ ત્રણ અવ્યયો જ્યારે 'लक्षण' 'इत्थभूताख्यान' 'भाग' અને 'वीप्सा'ના અર્થ સૂચવતા હોય ત્યારે કર્મ-પ્રવચનીય બને છે.

(૧) 'लक्षण'ના અર્થમાં—લક્ષણ એટલે ચિહ્ન, જ્ઞાપક હેતુ; જેમકે वृक्षं प्रति परि अनु वा विद्योतते विद्युत् । (વૃક્ષ તરફ (પાસે) વીજળી ચમકી રહી છે.) અહીં વૃક્ષ દ્વારા વીજળી લક્ષિત થાય છે, અર્થાત્ વિદ્યુત ક્યાં ચમકી રહી છે એ સ્થાનનું—દિશાનું જ્ઞાન વૃક્ષ દ્વારા થાય છે, આથી વૃક્ષ એ વીજળીનું જ્ઞાપક લક્ષણ કહેવાય. આ લક્ષણનો અર્થ 'प्रति' 'परि' 'अनु' દ્વારા સૂચવાય છે, આથી એ અવ્યયો કર્મપ્રવચનીય બનતાં દ્વિતીયા વિભક્તિ લે છે અને પરિણામે 'वृक्ष' શબ્દ દ્વિતીયામાં મુકાયો છે.

(૨) 'इत्थंभूताख्यान માં—'इत्थंभूत' એટલે 'આવો–આ પ્રકારનો થયો,' એમ કહેવું તે इत्थंभूताख्यान, અર્થાત્ કોઈ પણ પદાર્થ અમુક પ્રકારનો છે એવું કથન તે इत्थंभूताख्यान ( इत्थंभूतः आख्यायते अनेन इति इत्थंभूताख्यान प्रकारविशेषनिरूपणम् इति–अर्थः ।); જેમકે भक्तः विष्णुं प्रति परि अनु वा । (ભક્ત વિષ્ણુ પ્રત્યે ભક્તિવાળો છે). અહીં ભક્ત કેવા પ્રકારનો છે એવો પ્રશ્ન થતાં, વિષ્ણુ પ્રત્યે ભક્તિવાળો છે એવો ઉત્તર પ્રાપ્ત થાય છે. અહીં ભક્ત આ પ્રકારનો છે એવું પરિસ્થિતિનું કથન (इत्थंभूताख्यान) થયેલું હોવાથી

'प्रति' વગેરે અવ્યયો કર્મપ્રવચનીય બનતાં 'विष्णु' શબ્દ દ્વિતીયા વિભક્તિમાં (विष्णुम्) મુકાયો છે.

(૩) 'भाग' માં—'भाग' એટલે વહેંચણીમાં 'સ્વીકાર્ય અંશ' ( भागः स्वीकार्यः अंशः । ) प्रति परि अनु દ્વારા ભાગનું સ્વામિત્વ સૂચવાતું હોય ત્યારે એ કર્મપ્રવચનીય બને છે; જેમકે लक्ष्मीः हरिं प्रति परि अनु वा । (લક્ષ્મી હરિના ભાગમાં છે એટલે કે લક્ષ્મીના સ્વામી હરિ (વિષ્ણુ) છે.) સમુદ્રમથન પ્રસંગે લક્ષ્મી સમુદ્રમાંથી બહાર આવે છે ત્યારે એ વિષ્ણુને સોંપાય છે. આમ, લક્ષ્મી અને હરિ વચ્ચે સ્વસ્વામિસંબંધ છે, આથી સ્વામિવાચક 'हरि' શબ્દ દ્વિતીયામાં પ્રયોજાયો છે.

(૪) 'वीप्सा'માં—वीप्सा એટલે વ્યાપ્ત કરવાની ઇચ્છા (व्याप्तुम् इच्छा), અર્થાત્ પ્રત્યેક વસ્તુ સાથે (કોઈ ક્રિયાનો) સંબંધ કરવાની ઇચ્છા; જેમકે वृक्षं वृक्षं प्रति परि अनु वा सिञ्चति । (પ્રત્યેક વૃક્ષને પાણી પાય છે.) અહીં પ્રત્યેક વૃક્ષને સિંચન કરવાનું હોવાથી 'वीप्सा'ના અર્થમાં प्रति परि अनु કર્મપ્રવચનીય બને છે. એ કર્મપ્રવચનીય બનતાં ઉપસર્ગ સંજ્ઞાનો બાધ થાય છે (એકી સાથે બે સંજ્ઞા થઈ શકે નહિ.). આમ प्रति परि अनु ઉપસર્ગ ન હોવાથી 'सिञ्चति'માં; 'स'નો 'ष्' થતો નથી, નહિ તો 'उपसर्गात् सुनोति...' ((૮–૩–૬૫) સૂત્ર પ્રમાણે प्रति (परि, अनु) + सिञ्चति માં स्–નો ष् થતાં प्रति(परि, अनु)षिञ्चति થાત.

અહીં ''वृक्षं'માં જે દ્વિતીયા વિભક્તિનો પ્રયોગ થયો છે તે 'वृक्ष' કર્મ હોવાને કારણે છે, કર્મપ્રવચનીય સાથેના યોગને લીધે નથી.

एषु किम् –प्रति परि अनु ઉપર્યુક્ત ચાર જ અર્થોમાં કર્મપ્રવચનીય બને છે, અન્ય અર્થોમાં તો એ ઉપસર્ગ બનશે; જેમકે–(वृक्षं) परिषिञ्चति (વૃક્ષને) ચારે બાજુથી સિંચન કરે છે. અહીં 'परि'નો અર્થ 'ચારે બાજુથી' એવો છે, આથી એ કર્મવચનીય ન બનતાં ઉપસર્ગ બને છે અને તેથી उपसर्गात् सुनोति...।' સૂત્રને આધારે 'सिञ्चति'માંના 'स्'નો 'ष्' થયો છે.

૫૫૩. अभिरभागे । १ । ४ । ९१ ॥

વૃત્તિ : (१) भागवर्जे लक्षणादौ अभिः उक्तसंज्ञः स्यात् । हरिम् अभि वर्तते । भक्तः हरिम् अभि । देवं देवम् अभि सिञ्चति ।

(૨) अभागे किम्—यद् अत्र मम अभिष्यात् तद् दीयताम् ॥
વ્યાખ્યા : (૧) 'ભાગ' સિવાયના બાકીના ત્રણ અર્થો(લક્ષણ, ઇત્થંભૂતાખ્યાન અને વીપ્સા)માં 'अभि' કર્મપ્રવચનીય બને છે. ક્રમશઃ ઉદાહરણ આપે છે :

'લક્ષણ'નું ઉદાહરણ हरिम् अभि वर्तते । (હરિ જ્યાં હોય ત્યાં એ પક્ષનો જય છે.) અહીં હરિની ઉપસ્થિતિ જયનું જ્ઞાપક લક્ષણ હોવાથી 'अभि'ની કર્મપ્રવચનીય સંજ્ઞા થતાં એના યોગમાં 'હરિ' શબ્દ દ્વિતીયા વિભક્તિમાં મુકાય છે.

'इत्थंभूताख्यान'નું ઉદાહરણ—भक्तः हरिम् अभि । ભક્ત હરિ પ્રત્યે ભક્તિવાળો છે. અહીં પણ 'अभि' કર્મપ્રવચનીય બનતાં 'हरि' શબ્દ દ્વિતીયા વિભક્તિમાં મુકાયો છે.

'वीप्सा'નું ઉદાહરણ—देवम् देवम् अभि सिञ्चति। (પ્રત્યેક દેવને જળ ચડાવે છે.). અહીં પ્રત્યેક દેવને જળ ચડાવવાનું હોવાથી વીપ્સા છે. 'अभि' કર્મપ્રવચનીય બનતાં એ ઉપસર્ગ રહેતો નથી અને તેથી 'सिञ्चति'ના 'स्'નો ष् થતો નથી,

(૨) 'अभागे' એટલે કે ભાગ સિવાયના અર્થોમાં એમ એટલા માટે કહ્યું કે ભાગનો અર્થ સૂચિત થતો હોય ત્યારે 'अभि' કર્મપ્રવચનીય બનતો નથી, પરંતુ ઉપસર્ગ રહે છે; જેમકે यद् अत्र मम अभिष्यात् तद् दीयताम्। (અહીં જે મારો ભાગ હોય તે આપી દો.) અહીં 'ભાગ'નો અર્થ સમાયેલો છે, આથી 'अभि' કર્મપ્રવચનીય ન બનતાં अस्मद्‌ની દ્વિતીયા વિભક્તિ ન થતાં ષષ્ઠી થાય છે. વળી 'अभि' ઉપસર્ગ હોવાથી स्यात्‌માંના स् નો ष् બનતાં अभिष्यात् થાય છે.

૫૫૪. अधिपरी अनर्थकौ । १ ।४ । ९३ ॥

वृत्ति : (१) उक्तसंज्ञौ स्तः । कुतः अध्यागच्छति । कुतः पर्यागच्छति ।

(२) गतिसंज्ञाबाधाद् गतिः गतौ इति विघातः न ॥
વ્યાખ્યા : (૧) 'अधि' અને 'परि' અવ્યયો જ્યારે અનર્થક હોય એટલે કે કોઈ અર્થ બતાવતા ન હોય ત્યારે એ કર્મપ્રવચનીય બને છે; જેમકે–कुतः अध्यागच्छति । અથવા कुतः पर्यागच्छति । (એ ક્યાંથી આવે છે ?) આ બંને ઉદાહરણોમાં आगच्छति‌ની પૂર્વે અનુક્રમે अधि

અને परि અવ્યયો મૂકવા છતાં અર્થમાં કોઈ વધારો યા પરિવર્તન થતું નથી. आगच्छति અને अध्यागच्छति કે पर्यागच्छतिના અર્થમાં કોઈ ફેર નથી, આથી અહીં 'अधि' અને 'परि' અનર્થક છે, તેથી એ કર્મ-પ્રવચનીય બને છે:

(૨) અહીં 'अधि' અને 'परि'ને કર્મપ્રવચનીય બનાવવાથી શું પ્રાપ્ત થાય છે એ દર્શાવ્યું છે. અન્ય ઉદાહરણોની જેમ આનાં ઉદાહરણોમાં દ્વિતીયા પણ થઈ નથી કે ક્રિયાપદમાંના सનો ष् પણ થયો નથી, પરંતુ अधि અને परि કર્મપ્રવચનીય બનવાથી 'गति' સંજ્ઞાનો બાધ થાય છે ('गतिश्च' એ સૂત્રને આધારે ઉપસર્ગની 'गति' સંજ્ઞા થાય છે), આથી 'गति-गतौ' (૮-૧-૭૦) સૂત્રને આધારે 'गति संज्ञा' થતાં ઉપસર્ગ સર્વાનુદાત્ત (નિઘાત) બને છે એ અહીં થતું નથી. આમ 'गति' સંજ્ઞાના બાધ અર્થે अधि અને परिની કર્મપ્રવચનીય સંજ્ઞા કરવામાં આવી છે.

**૫૫૫. सुः पूजायाम् । १ । ४ । ९४ ॥**

**વૃત્તિ : (१) सुसिक्तम्, सुस्तुतम् । अनुपसर्गत्वात् न षः ।**

**(२) पूजायाम् किम्—सुषिक्तं किं स्यात् तव अत्र । क्षेपः अयम् ॥**

**વ્યાખ્યા :** सु જ્યારે પૂજા–આદરભાવ–પ્રશંસાનો અર્થ દર્શાવતો હોય ત્યારે એ કર્મપ્રવચનીય બને છે; જેમકે–सुसिक्तम् । (સુંદર રીતે સિંચન કર્યું), सुस्तुतम् । (સુંદર સ્તુતિ કરી.)

આ ઉદાહરણોમાં 'सु' કર્મપ્રવચનીય બનવાથી ઉપસર્ગ ન રહેતાં (अनुपसर्गत्वात्) सिक्तम् અને स्तुतम्માંના सનો ष् થતો નથી. જો એ ઉપસર્ગ હોત તો सुषिक्तम्, सुष्टुतम् એમ બનત.

(૨) આદર યા પ્રશંસાના અર્થમાં 'सु' કર્મપ્રવચનીય બને છે એમ એટલા માટે કહ્યું કે અન્ય અર્થોમાં એ કર્મપ્રવચનીય બનતો નથી; જેમકે सुषिक्तं किं स्यात् तत्रात्र । (આ તમે ખૂબ સરસ સિંચન કર્યું !) આ કટાક્ષમાં કહેવાયું છે; વાસ્તવમાં અહીં નિંદાનો ભાવ છે. 'આવું ખરાબ સિંચન કરાય કે?' એમ કહેવાનો આશય છે, આથી અહીં 'सु' ઉપસર્ગ છે અને પરિણામે 'सिक्तम्'માંના 'स्'નો 'ष्' થયો છે. એ જ રીતે ખરાબ સ્તુતિને કટાક્ષમાં 'सुष्टुतम्' (સરસ સ્તુતિ કરી !) એમ કહેતાં 'सु' ઉપસર્ગ બનશે અને 'स्तुतम्'માંના 'स्'નો 'ष्' થશે.

**५५६. अतिरतिक्रमणे च । १ । ४ । ९५ ॥**

**वृत्ति : अतिक्रमणे पूजायां च अतिः कर्मप्रवचनीयसंज्ञः स्यात् । अति देवान् कृष्णः ॥**

**વ્યાખ્યા :** સૂત્રમાંના 'च' ને કારણે પૂર્વના સૂત્રમાંથી 'पूजायाम्'ની અનુવૃત્તિ થાય છે. 'अति' અવ્યય અતિક્રમણ (આગળ વધી જવું એ) અને પૂજા. (સંમાન, પ્રશંસા)ના અર્થમાં કર્મપ્રવચનીય બને છે. આ બંને અર્થોનું એક જ ઉદાહરણ આપ્યું છે–अति देवान् कृष्णः । કૃષ્ણ દેવો કરતાં ચડિયાતા છે.) અહીં અતિક્રમણનો અર્થ દર્શાવાય છે. અહીં 'કૃષ્ણ દેવોના પૂજ્ય છે' એ રીતે પૂજા યા પ્રશંસાનો અર્થ પણ સૂચવાય છે.

અહીં 'अति' કર્મપ્રવચનીય બનતાં એની સાથે સંબંધ ધરાવતો 'देव' શબ્દ દ્વિતીયા વિભક્તિમાં મુકાયો છે.

**५५७. अपिः पदार्थसंभावनाऽन्ववसर्गगर्हासमुच्चयेषु । १ । ४ । ९६ ॥**

**वृत्ति : एषु द्योत्येषु अपिः उक्तसंज्ञः स्यात् ।**

(१) सर्पिषः अपि स्यात् । अनुपसर्गत्वात् न षः । संभावनायां षः अलिङ् । तस्याः एव विषयभूते भवने कर्तृदौर्लभ्यप्रयुक्तं दौर्लभ्यं द्योतयन् अपिशब्दः स्यात् इति अनेन संबध्यते । सर्पिषः इति षष्ठी तु अपिशब्दबलेन गम्यमानस्य बिन्दोः अवयवावयविभावसंबन्धे । इयम् एव हि अपिशब्दस्य पदार्थद्योतकता नाम । द्वितीया तु न इ प्रवर्तते, सर्पिषः बिन्दुना योगः, न तु अपिना इति उक्तत्वात् ।

(२) अपि स्तुयात् विष्णुम् । संभावनं शक्त्युत्कर्षम् आविष्कर्तुम् अत्युक्तिः ।

(३) अपि स्तुहि । अन्ववसर्गः कामचारानुज्ञा ।

(४) धिक् देवदत्तम् अपि स्तुयाद् वृषलम्, गर्हा ।

(५) अपि सिञ्च, अपि स्तुहि, समुच्चये ॥

**વ્યાખ્યા :** 'अपि' જ્યારે પદાર્થ, સંભાવના, અન્વસર્ગ, ગર્હા અને સમુચ્ચયનો અર્થ પ્રગટ કરે ત્યારે એ કર્મપ્રવચનીય બને છે. ક્રમશઃ ઉદાહરણ આ પ્રમાણે છે :

૧. 'पदार्थ'ના અર્થમાં–पदस्य अर्थः पदार्थः । પદ(सुप्तिङन्तं पदम्)-નો અર્થ એ પદાર્થ. અહીં પદાર્થ એટલે વાક્યમાં નહિ પ્રયોજાયેલ

અન્ય પદનો અર્થ (अप्रयुज्यमानस्य पदान्तरस्य अर्थः पदार्थः ।). કોઈ કોઈ વાર વાક્યનો અર્થ બરાબર રીતે સમજવા માટે અન્ય પદનો અર્થ સમજવો જરૂરી બને છે; જેમકે–सर्पिषः अपि स्यात् । ઘીનું ટીપું પણ હોય કે? આ ઉદાહરણમાં 'अपि' કર્મપ્રવચનીય છે, ઉપસર્ગ નથી, આથી स्यात्-માંના સ્નો ષ્ થતો નથી. જો 'अपि' ઉપસર્ગ હોત તો अपिष्यात् એવો આદેશ થાત. 'स्यात्' એ अस् (હોવું) ધાતુનું વિધ્યર્થ (लिङ्) રૂપ છે. વિધ્યર્થનો પ્રયોગ સંભાવના દર્શાવે છે. અહીં (ઘીની) સંભાવના હોવી એ વિષય છે. 'अपि' શબ્દ કર્તા (बिन्दु)ની દુર્લભતા સૂચવે છે (बिन्दुः अपि) અને આ રીતે (ઘીની) સંભાવનાની દુર્લભતા સૂચવતો હોઈ स्यात् સાથે સંબંધ ધરાવે છે.

'सर्पिषः' એ ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ 'सर्पिषः' (ઘી) અને अपि દ્વારા સૂચિત 'बिन्दु' વચ્ચે અવયવ–અવયવી–ભાવસંબંધને કારણે છે. 'सर्पिष्' (ઘી) અવયવી છે અને 'बिन्दु' અવયવ છે. सर्पिषोऽपि स्यात् । એ વાક્ય દ્વારા सर्पिषो बिन्दुरपि स्यात् । એવો અર્થ સ્પષ્ટપણે પ્રતીત થાય છે. 'अपि' શબ્દ પદાર્થનું દ્યોતન કરે છે તે આ છે.

અહીં 'सर्पिषः'માં દ્વિતીયાનો પ્રયોગ થયો નથી, પરંતુ ષષ્ઠી પ્રયોજાઈ છે, કારણ કે 'सर्पिष्'નો સંબંધ 'बिन्दु' સાથે છે, 'अपि' સાથે નહિ. અહીં 'अपि'ની કર્મપ્રવચનીયસંજ્ઞા થવાથી દ્વિતીયા થતી નથી, પરંતુ ઉપસર્ગસંજ્ઞાનો બાધ થતાં 'स्यात्'માંના 'स्'નો 'ष्' થતો નથી.

(૨) 'संभावना'ના અર્થમાં—'संभावना' શબ્દ અહીં વિશિષ્ટ અર્થમાં પ્રયોજાયો છે. શક્તિનો ઉત્કર્ષ બતાવવા કરવામાં આવતી અતિશયોક્તિ (अत्युक्ति)ને 'संभावना' કહે છે; જેમકે–अपि स्तुयात् विष्णुम् ।

(૩) 'अन्ववसर्ग'ના અર્થમાં—'અન્વવસર્ગ' એટલે ઇચ્છાનુસાર કામ કરવાની અનુમતિ (कामचारानुज्ञा). અર્થાત્ વક્તા 'તારે કરવું હોય તો કર' એમ કહી અમુક કર્મ કરવું યા ન કરવું એ સામી વ્યક્તિની ઇચ્છા પર છોડી દે એને अन्ववसर्ग કહે છે; જેમકે अपि स्तुहि । (તારે સ્તુતિ કરવી હોય તો કર.) અહીં કોઈ વડીલને 'હું સ્તુતિ કરું ? એમ પૂછવામાં આવતાં એ સામી વ્યક્તિને મન ફાવે તેમ કરવાની રજા આપે છે, આથી अपि કર્મપ્રવચનીય બનતાં 'स्तुहि'માંના 'स्'નો 'ष्' થતો નથી.

(૪) 'गर्हा'ના અર્થમાં—'गर्हा' એટલે નિંદા; જેમકે धिक् देवदत्तम् ।

(દેવદત્તને ધિક્કાર છે, જે શૂદ્રની સ્તુતિ કરે છે.) અહી શૂદ્રની સ્તુતિ કરવી એ નિંદનીય હોવાથી 'अपि' કર્મપ્રવચનીય બનતાં 'स्तुयाद्'માં 'स्'નો 'ष्' થતો નથી.

(૫) 'समुच्चय'ના અર્થમાં—'સમુચ્ચય' એટલે સમૂહ. બે ક્રિયા સાથે થાય એ ક્રિયાઓનો સમુચ્ચય કહેવાય; જેમકે—अपि सिञ्च અને अपि स्तुहि। (જલનુ સિંચન કર અને સ્તુતિ પણ કર.) અહીં अपि દ્વારા બંને ક્રિયાઓનો સમુચ્ચય દર્શાવાયો છે, આથી એ કર્મપ્રવચનીય બને છે અને પરિણામે 'सिञ्च' અને 'स्तुहि' એ બંનેમાંના 'स्'નો 'ष्' થતો નથી.

(અહીં કર્મપ્રવચનીય પ્રકરણ સમાપ્ત થાય છે.)

**૫૫૮. कालाध्वनोरत्यन्तसंयोगे । २ । ३ । ५ ॥**

**વૃત્તિ : (१) इह द्वितीया स्यात् । मासं कल्याणी, मासम् अधीते, मासं गुडधानाः, क्रोशं कुटिला नदी, क्रोशं अधीते, क्रोशं गिरिः ।**

**(२) अत्यन्तसंयोगे किम्—मासस्य द्विः अधीते, क्रोशस्य एकदेशे पर्वतः ॥**

**વ્યાખ્યા :** સમય અને માર્ગ (અંતર) શબ્દોનો જ્યારે 'अत्यन्तसयोग' થયો હોય ત્યારે દ્વિતીયા વિભક્તિમાં મુકાય છે. 'અત્યંતસયોગ' એટલે અવિરત સયોગ, નિરંતર સંયોગ, આદિથી અંત સુધીનો સયોગ—अतिक्रान्तः अन्तम् इति अत्यन्तः । अत्यन्तः संयोगः इति अत्यन्तसयोगः । કોઈ ક્રિયા યા પદાર્થ અમુક સમય સુધી અવિરતપણે ચાલુ રહે ત્યારે એનો સમય સાથે અત્યત સંયોગ થયો કહેવાય. એવી જ રીતે એ અમુક અંતર સુધી અવિરતપણે ચાલુ રહે એને અંતર સાથેનો અત્યતસંયોગ કહેવાય. સમય અને અંતરવાચક શબ્દ સાથે આ અત્યંતસંયોગ ગુણનો ક્રિયાનો અથવા દ્રવ્યનો એમ ત્રણ પ્રકારનો હોઈ શકે; જેમકે

૧. કાલ સાથેનો ગુણનો અત્યંતસયોગ—मास कल्याणी । (આખા મહિના સુધી કલ્યાણકારક). અહી कल्याणी ગુણ છે. એનો સમય (मास) સાથે અત્યંત સંયોગ થયો છે.

૨. કાલ સાથે ક્રિયાનો અત્યંત સંયોગ—मासम् अधीते । (આખો) મહિનો અભ્યાસ કરે છે. અહીં અધ્યયન ક્રિયાનો અત્યંતસંયોગ છે.

૩. કાલ સાથે દ્રવ્યનો અત્યંત સંયોગ—मासं गुडधानाः । (આખો

મહિનો ગોળધાણા.) અહીં 'गुडधानाः' એ દ્રવ્યવાચક શબ્દ છે, એનો કાલ (માસ) સાથે 'અત્યંત સંયોગ' થયો છે.

૪. અંતર સાથે ગુણનો અત્યંત સંયોગ—क्रोशं कुटिला नदी। (નદી ગાઉ=બે માઈલ સુધી વાંકી છે.) અહીં 'कुटिल' ગુણ છે તેનો અંતરવાચક શબ્દ (क्रोश-ગાઉ) સાથે અત્યંત સંયોગ થયો છે.

૫. અંતર સાથે ક્રિયાનો અત્યંત સંયોગ—क्रोशम् अधीते। (ગાઉ સુધી અધ્યયન કર્યા કરે છે.) અહીં અધ્યયન ક્રિયાનો અંતર (क्रोश-ગાઉ) સાથે અત્યંત સંયોગ છે.

૬. અંતર સાથે દ્રવ્યનો અત્યંત સંયોગ—क्रोशं गिरिः। (આખા ગાઉ સુધી પર્વત ગિરિમાળા છે.) અહીં गिरि એ દ્રવ્યવાચક શબ્દનો અંતર (क्रोश-ગાઉ) સાથે અત્યંત સંયોગ થયો છે.

સૂત્રમાં अत्यन्तसंयोगे (નિરંતર સંયોગ થયો હોય ત્યારે) એમ એટલા માટે કહ્યું કે જો સમય યા અંતરવાચક શબ્દ સાથે આદિથી અંત સુધી નિરંતર સંયોગ ન હોય તો દ્વિતીયા વિભક્તિ થતી નથી; જેમકે—मासस्य द्विः अधीते। (મહિનામાં બે વાર અધ્યયન કરે છે.). અહીં અધ્યયન ક્રિયા આખો મહિનો અવિરતપણે ચાલતી નથી માટે માસ શબ્દ દ્વિતીયામાં મુકાયો નથી. એ જ રીતે–क्रोशस्य एकदेशे पर्वतः। (ગાઉના એક ભાગમાં પર્વત છે.) આ ઉદાહરણમાં માર્ગ યા અંતરવાચક क्रोश સાથે પર્વતનો આદિથી અંત સુધીનો સંયોગ ન હોવાને કારણે क्रोश શબ્દ દ્વિતીયા વિભક્તિમાં પ્રયોજાયો નથી.

દ્વિતીયા વિભક્તિ સમાપ્ત

## तृतीया विभक्ति

**५५९. स्वतन्त्रः कर्ता । १।४।५४।।**

**वृत्ति : क्रियायां स्वातन्त्र्येण विवक्षितः अर्थः कर्ता स्यात् ॥**

**વ્યાખ્યા** : ક્રિયામાં જે પદાર્થને સ્વતંત્રપણે, પ્રધાનપણે કહેવાની ઇચ્છા હોય (विवक्षितः) તે 'કર્તા' છે. કારકો વિવક્ષાને આધીન હોય છે–विवक्षातः कारकाणि भवन्ति । આથી ક્રિયામાં જેની સ્વતંત્રતા વિવક્ષિત હોય તે કર્તા બને. ઉદાહરણ તરીકે 'देवदत्तः पचति ।' દેવદત્ત રાંધે છે. અહીં દેવદત્ત કર્તા છે. હવે રાંધવાની ક્રિયામાં થાળી, (અધિકરણ તરીકે), અગ્નિ લાકડાં (કરણ તરીકે), ચોખા (કર્મ તરીકે) વગેરે જરૂરી હોય છે. આમાંના કોઈને પણ આપણે વિવક્ષાથી કર્તા બનાવી શકિયે; જેમકે स्थाली पचति । अग्निः पचति । एधांसि पचन्ति । ઇત્યાદિ. કાતંત્ર વ્યાકરણમાં यः करोति सः कर्ता જે કરે છે તે કર્તા, એવી વ્યાખ્યા આપી છે.

કર્તાના બે ભેદ છે–૧. સ્વતંત્ર કર્તા અને ૨. હેતુકર્તા. (હેતુકર્તા એટલે પ્રેરક કર્તા, સ્વતંત્ર કર્તાને પ્રવૃત્તિ કરાવનાર).

આ સૂત્રમાં 'कारके' સૂત્રનો અધિકાર ચાલે છે. કારકોમાં જે સૌથી પ્રધાન હોય તે 'કર્તા' કહેવાય. સૂત્રમાંનો स्वतन्त्र શબ્દ પ્રાધાન્ય સૂચવે છે. (જુઓ મહાભાષ્ય ૧–૪–૫૪.) ઉદાહરણ તરીકે કોઈ પણ ક્રિયાનું ઉચ્ચારણ થાય કે તરત જ એ ક્રિયા કોણ કરે છે એ પ્રશ્ન ઉદ્ભવે છે અને પછી જ ક્યાં ક્યારે શા માટે, આદિ પ્રશ્નો સંભવે છે. આમ કોઈ પણ વાક્યમાં કર્તાનું પ્રાધાન્ય રહેલું છે.

કર્તા સ્વતંત્ર શી રીતે છે એ ભર્તૃહરિ આ રીતે સમઝાવે છે : કર્તા અન્ય કારકોને પોતાને અધીન રાખે છે, અન્ય કારકોની પ્રવૃત્તિ કર્તા પ્રમાણે થાય છે. પ્રવૃત્ત કારકોને એ નિવૃત્ત કરી શકે છે, અન્ય કારક ન હોય તોપણ એની સ્થિતિ તો રહે છે જ, આથી કર્તા સ્વતંત્ર છે : (वाक्यपदीय साधन १०१–२)

**५६० साधकतमं करणम् । १।४।४२।।**

**वृत्ति : (१) क्रियासिद्धौ प्रकृष्टोपकारकं कारकं करणसंज्ञं स्यात् ।**
**(२) तमप्-ग्रहणं किम् । गङ्गायां घोषः ॥**

**વ્યાખ્યા :** (૧) ક્રિયાની સિદ્ધિમાં જે સૌથી વધુ ઉપકારક હોય તે કારકને 'કરણ' કહે છે; જેમકે बाणेन हतः । (બાણથી હણાયો.) અહીં હણવાની ક્રિયા માટે ધનુષ, હાથ વગેરે ઉપકારક છે, જરૂરી છે, પરંતુ એમાં સૌથી વધુ ઉપકારક બાણ છે, જે દ્વારા હણવાની ક્રિયા થાય છે, માટે બાણ 'કરણ' કહેવાશે, અન્ય ધનુષ, હાથ આદિ નહિ. ભર્તૃહરિ 'સાધકતમ'ને આ રીતે સમઝાવે છે: જેના વ્યાપાર પછી તરત જ ક્રિયાની સિદ્ધિ થાય તે–क्रियायाः परिनिष्पत्तिर्यद्व्यापारादनन्तरम् । विवक्ष्यते यदा यत्र करणं तत् तदा स्मृतम् । (वाक्यपदीय).

(૨) સૂત્રમાં 'तमप्' પ્રત્યયનો પ્રયોગ શા માટે કર્યો ? અર્થાત્ 'साधकं कारकम्' એવું સૂત્ર બનાવ્યું હોત તો ન ચાલત ? કારણ કે શ્રેષ્ઠતાસૂચક 'तमप्' નો પ્રયોગ કર્યા વિના પણ શ્રેષ્ઠતાનો અર્થ સમઝી શકાયો હોત. આ કારક પ્રકરણ હોવાથી આ બધાં સૂત્રોમાં 'कारके' સૂત્રનો અધિકાર ચાલે છે, એટલે 'कारके' ની અનુવૃત્તિ કરવાની છે. કારક એટલે જ 'ક્રિયાનું સાધક'–क्रियायाः निर्वर्तकं करणम् । આથી કારકોમાં જે સાધક તે 'કરણ' એમ કહિયે તોપણ ક્રિયાનાં સાધકોમાં સૌથી સાધક (સૌથી વધુ ઉપકારક) એવો 'तमप्'નો અર્થ સૂચવાશે. તો 'तमप्' ન મૂક્યું હોત તો ન ચાલત ? આનો ઉત્તર એ છે કે, અલબત્ત, અહીં તો तमप् વિના પણ तमप् નો અર્થ સમઝી શકાત, પરંતુ એમ કરતાં આ પદ્ધતિ બીજાં સૂત્રોમાં અપનાવતાં મુશ્કેલી પેદા થાત; જેમકે आधारोऽधिकरणम् એ સૂત્રમાં પણ ક્રિયાનો પ્રકૃષ્ટ આધાર તે 'અધિકરણ' એમ અર્થ લઇયે તો 'गङ्गायां घोषः' (ગંગામાં નેસ) એવો પ્રયોગ થઈ શકે નહિ, કારણ કે ગંગા એટલે કે ગંગાપ્રવાહ વાસ્તવમાં નેસનો આધાર બની શકે નહિ. અહીં ગંગાનો અર્થ લક્ષણા દ્વારા 'ગંગાતટ' લેવાનો છે, જે નેસનો વાસ્તવિક આધાર છે. આથી 'गङ्गातटे घोषः' પ્રયોગ જ કરી શકાય, 'गंगायां घोषः' પ્રયોગ ન થાય. આ મુશ્કેલી નિવારવા અહીં तमप् ની ખાસ જરૂર ન હોવા છતાં 'तमप्'નો સમાવેશ સૂત્રમાં કર્યો છે. અહીં 'तमप्'ના પ્રયોગથી સૂચિત (જ્ઞાપિત) થાય છે કે કારક પ્રકરણમાં 'तमप्'ના પ્રયોગ વિના શ્રેષ્ઠતા–પ્રકૃષ્ટતા–નો અર્થ લેવાતો નથી, આથી 'आधारोऽधिकरणम् ।' સૂત્રમાં 'तमप्'નો પ્રયોગ ન થયો હોવાથી तिलेषु तैलम् જેવા મુખ્ય (પ્રકૃષ્ટ) આધારમાં જ નહિ, 'गङ्गायां घोषः' જેવા ગૌણ આધારમાં પણ અધિકરણ સંજ્ઞા થઈ સપ્તમી પ્રયોજાશે.

**૫૬૧. कर्तृकरणयोस्तृतीया । ૨।૩।૧૮।**

**વૃત્તિ : अनभिहिते कर्तरि करणे च तृतीया स्यात् । रामेण बाणेन हतः वाली ॥**

**વ્યાખ્યા :** આ સૂત્રમાં 'अनभिहिते' સૂત્રનો અધિકાર પ્રવર્તે છે, આથી 'अनभिहित'ની અહીં અનુવૃત્તિ થશે, અર્થાત્ અન્ય પ્રકારે 'અભિધાન' ન થયું હોય તેનાં (અનુક્ત) કર્તા અને કરણ તૃતીયા વિભક્તિમાં મુકાય છે. (અભિધાન વિશે જુઓ પૃ૦ ૪૧ પરની નોંધ.) रामेण बाणेन हतः वाली। રામે બાણ વડે વાલીને માર્યો. અહીં 'રામ' અનભિહિત અનુક્ત કર્તા છે અને 'બાણ' અનુક્ત કરણ, આથી બંને તૃતીયામાં પ્રયોજાયાં છે. અહીં નોંધવું ઘટે કે કર્મણિપ્રયોગ અને ભાવેપ્રયોગમાં કર્તા 'અનભિહિત' માનવામાં આવે છે (देवदत्तेन पच्यते गम्यते वा ।) કર્તરિ પ્રયોગમાં કર્તા 'અભિહિત' ગણાય છે અને તેથી એ તૃતીયામાં ન મુકાતાં 'प्रातिपदिकार्थमात्रे' પ્રથમામાં મુકાય છે. (देवदत्तः पचति ।)

**વાર્તિક : प्रकृत्यादिभ्यः उपसंख्यानम् । प्रकृत्या चारुः । प्रायेण याज्ञिकः । गोत्रेण गार्ग्यः । समेन एति । विषमेण एति । द्विद्रोणेन धान्यं क्रीणाति । सुखेन दुःखेन वा याति इति-आदि ॥**

**વ્યાખ્યા :** 'प्रकृति' આદિ શબ્દો પણ તૃતીયા વિભક્તિ લે છે (આ ઉપપદ વિભક્તિ છે); જેમકે–प्रकृत्या चारुः (એ પ્રકૃતિથી–સ્વભાવથી સુંદર છે.) અહીં 'प्रकृति' શબ્દ તૃતીયામાં પ્રયોજાયો છે. આ ઉદાહરણમાં ક્રિયાનો ઉલ્લેખ નથી, આથી प्रकृति શબ્દનો ક્રિયા સાથે સંબંધ ન હોવાથી 'शेषे षष्ठी' સૂત્રને આધારે ષષ્ઠી વિભક્તિ થવી જોઇતી હતી, એનો બાધ કરી અહીં તૃતીયાનું વિધાન છે.

प्रायेण याज्ञिकः । એ ઘણુંખરું યાજ્ઞિક છે. 'प्राय' શબ્દ બાહુલ્યવાચક છે.

गोत्रेण गार्ग्यः । (એનું ગોત્ર ગાર્ગ્ય છે.) અહીં 'प्राय' અને 'गोत्र' શબ્દોનો સંબંધ નામ સાથે છે, ક્રિયા સાથે નહિ.

समेन एति । (એ સીધી રીતે (અથવા સીધે રસ્તે) જાય છે).

विषमेण एति । (એ વિષમ રીતે (અથવા વિષમ માર્ગે) જાય છે.) અહીં 'सम' અને 'विषम' એ બંને ક્રિયાવિશેષણ છે. બંનેની દ્વિતીયા થવી જોઇતી હતી. આ વાર્તિકને આધારે તૃતીયા થાય છે.

द्विद्रोणेन धान्यं क्रीणाति । (એ બે દ્રોણ અનાજ ખરીદે છે.) અહીં 'द्विद्रोण' નો સંબંધ 'धान्य' સાથે છે. 'क्रीणाति' સાથે એનો સંબંધ માનિયે તો ખરીદવાની ક્રિયાના 'કરણ' તરીકે એને સમજી શકાય.

सुखेन याति । (સુખપૂર્વક જાય છે.)

दुःखेन याति । (દુઃખપૂર્વક (મુશ્કેલીથી) જાય છે.)

આ બંને ઉદાહરણોમાં सुख અને दुःख ક્રિયાવિશેષણ છે.

આ બધા શબ્દોનો प्रकृत्यादिगणમાં સમાવેશ થતો હોવાથી એ તૃતીયામાં મુકાયા છે. આ ગણ 'આકૃતિગણ' છે તેથી ગણપાઠમાં સમાવેશ ન પામેલા બીજા શબ્દોનો પણ તૃતીયામાં પ્રયોગ થાય છે; જેમ કે–नाम्ना श्यामः । (એથી નામ શ્યામ છે, અર્થાત્ એનું નામ શ્યામ છે, વાસ્તવમાં એ શ્યામ (કાળો) નથી. चरितेन दान्तः । (એ આચરણમાં સંયમી છે.)

ભાષ્યકાર પતંજલિના મતે આ બધાં 'हेतु तृतीया' અથવા 'करण तृतीया'નાં ઉદાહરણ છે અને આથી આ વાર્તિક નિરર્થક છે.

**૫૬૨. दिवः कर्म च । १, ४, ४३ ॥**

**વૃત્તિ : दिवः साधकतमं कारकं कर्मसंज्ञं स्यात्, चात् करणसंज्ञम् । अक्षैः अक्षान् वा दीव्यति ॥**

વ્યાખ્યા : અહીં साधकतमं करणम् (૧–૪–૪૨) સૂત્રમાંથી 'साधकतमं' શબ્દની અનુવૃત્તિ થાય છે. दिव् (જુગાર રમવો) ધાતુનું સાધકતમ (ક્રિયા-સિદ્ધિમાં સર્વાધિક ઉપકારક) કારક કર્મ પણ બને છે અને દ્વિતીયા લે છે. સૂત્રમાં च દ્વારા એ 'કરણ' પણ બને છે એમ સૂચવાયું છે; જેમકે अक्षैः अक्षान् वा दीव्यति। (પાસાથી જુગાર રમે છે.) અહીં 'अक्ष' જુગાર રમવા માટે સાધકતમ કારક છે તે વિકલ્પે દ્વિતીયા (કર્મ) અથવા તૃતીયા (કરણ) વિભક્તિમાં મુકાય છે.

**૫૬૩. अपवर्गे तृतीया । २ । ३ । ६ ॥**

**વૃત્તિ : (१) अपवर्गः फलप्राप्तिः । तस्यां द्योत्यायां कालाध्वनोः अत्यन्तसंयोगे तृतीया स्यात् । अह्ना क्रोशेन वा अनुवाकः अधीतः ।**

**(२) अपवर्गे किम्—मासम् अधीतः न आयातः ।**

વ્યાખ્યા : આ સૂત્રમાં 'कालाध्वनोरत्यन्तसंयोगे' (૨–૩–૫) ની અનુવૃત્તિ થાય છે. એ સૂત્ર (૨–૩–૫) પ્રમાણે સમય અને અંતરવાચક શબ્દો ... ત્યારે દ્વિતીયા લે છે. આ સૂત્ર

એનો અપવાદ છે. સમય અને અંતરવાચક શબ્દો અત્યંત સંયોગ થયો હોય ત્યારે પણ જો ફલપ્રાપ્તિ (અપવર્ગ–ફલપ્રાપ્તિ) થતી હોય અર્થાત્ કાર્ય સફળ બનતું હોય તો તૃતીયા લે છે (દ્વિતીયા નહિ); જેમકે–

(अ) કાલવાચક શબ્દ–अह्ना अनुवाकः अधीतः। (એક દિવસમાં એ અનુવાક શીખી ગયો.)

(ब) અંતર(માર્ગ) વાચક શબ્દ—क्रोशेन अनुवाकः अधीतः। (એક ગાઉ ચાલતાં ચાલતાં એ અનુવાક ભણી ગયો.)

ભાષ્યમાં આ બેઉ ઉદાહરણ લાઘવ અર્થે એક જ ઉદાહરણમાં સાંકળી લીધાં છે. આ બંનેમાં અનુવાક ભણવાનું કાર્ય સિદ્ધ થતું હોવાથી કાલ-વાચક અને અંતરવાચક શબ્દો ('अहन्' અને 'क्रोश') તૃતીયામાં મુકાયા છે.

ફલપ્રાપ્તિ થતી હોય તો (अपवर्गे) એટલા માટે કહ્યું કે જો ફલપ્રાપ્તિ થતી ન હોય તો તૃતીયા થતી નથી; જેમકે–मासम् अधीतः, न आयातः। (આખો મહિનો (અનુવાક) ભણ્યો, પણ આવડ્યો નહિ). અહીં ફલપ્રાપ્તિ ન થઈ, આથી તૃતીયા ન થતાં 'कालाध्वनो...' સૂત્રને આધારે દ્વિતીયા થઈ.

**५६४. सहयुक्तेऽप्रधाने । २, ३, १९।**

**વૃત્તિ : (१) सहार्थेन युक्ते अप्रधाने तृतीया स्यात् । पुत्रेण सह गतः पिता। एवं साकं-सार्धं-समं-योगे अपि।**

**(२) विना अपि तद्योगं तृतीया । 'वृद्धो यूना'-इति निर्देशात् ॥**

**વ્યાખ્યા** : સહ (સાથે) અર્થવાળા શબ્દની સાથે સંબંધ ધરાવતા અપ્રધાન (ગૌણ) (અર્થાત્ પ્રધાન (મુખ્ય) કર્તાને સાથ આપનાર) શબ્દ તૃતીયામાં મુકાય છે; જેમકે पुत्रेण सह आगतः पिता। (પુત્રની સાથે પિતા આવ્યા.) આ વાક્યમાં पिता કર્તા છે, મુખ્ય છે, पुत्र અપ્રધાન અર્થાત્ ગૌણ છે, આથી 'सह' અવ્યયના યોગમાં એની તૃતીયા થઈ છે.

આ પ્રમાણે 'सह' અર્થવાળા બીજા અવ્યયો, જેવા કે समम् साकम् सार्धम् समम् पुत्रेण વગેરેની સાથે સંબંધ ધરાવનાર શબ્દ પણ તૃતીયામાં પ્રયોજાશે; જેમકે पुत्रेण समं साकं सार्धं वा आगतः पिता ।

(૨) 'સહ' અર્થવાળો કોઈ અવ્યય પ્રયોજાયો ન હોય, પરંતુ 'સહ'-નો અર્થ વિવક્ષિત હોય, અર્થાત્ 'સહાર્થક' અવ્યયનો અધ્યાહાર હોય તો

પણ તૃતીયાનો પ્રયોગ થાય છે, કારણ કે મહર્ષિ પાણિનિએ પોતે જ 'वृद्धो यूना...' (૧-૨-૬૫) એ સૂત્રમાં 'सह' ના પ્રયોગ વિના પણ 'सह'ના અર્થમાં તૃતીયા પ્રયોજી છે. (वृद्धो यूना = वृद्धो यूना सह)

**૫૬૫. येनाङ्गविकारः । २ । ३ । २० ॥**

**वृत्ति : (१) येन अङ्गेन विकृतेन अङ्गिनः विकारः लक्ष्यते ततः तृतीया स्यात् । अक्ष्णा काणः । अक्षिसंबन्धिकाणत्वविशिष्टः इति-अर्थः ।**

**(२) अङ्गविकारः किम्—अक्षि काणम् अस्य ॥**

**વ્યાખ્યા :** (૧) જે અંગની વિકૃતિને કારણે અંગી (દેહધારી વ્યક્તિ)ની વિકૃતિ પ્રગટ થતી હોય તે અંગવાચક શબ્દ તૃતીયા વિભક્તિમાં મુકાય છે; જેમકે—अक्ष्णा काणः । (એ આંખે કાણો છે.) અહીં વાસ્તવમાં આંખ કાણી છે, ખોડવાળી છે, પરંતુ એને કારણે વ્યક્તિને કાણો કહ્યો છે, આથી અંગ 'अक्षि' શબ્દ તૃતીયામાં મુકાયો છે.

સૂત્રમાં 'अङ्गविकार' શબ્દનો અર્થ 'અંગીનો વિકાર' એમ કરવાનો છે. अङ्गमस्यास्तीति अङ्गवान् पुरुषः अङ्गः । 'अङ्ग'ને अर्श आद्यच् સૂત્રને આધારે 'अ' પ્રત્યય લગાડીને अङ्ग શબ્દ બન્યો છે.

(૨) સૂત્રમાં 'अङ्गविकार' એટલે કે (અંગની વિકૃતિથી) અંગી-(દેહધારી)નો વિકાર (દર્શાવાતો હોય ત્યારે), એમ કહેવાનું કારણ એ છે કે કેવળ અંગની જ વિકૃતિ દર્શાવી હોય અને એ દ્વારા અંગીની વિકૃતિ અભિપ્રેત ન હોય તો 'અંગ'ની તૃતીયા વિભક્તિ થતી નથી; જેમકે—अक्षि काणम् अस्य । (આ (માણસ)ની આંખ કાણી છે.) અહીં કેવળ અંગ(अक्षि)ની જ વિકૃતિ દર્શાવી હોવાથી તૃતીયા થઈ નથી.

**૫૬૬. इत्थंभूतलक्षणे । २ । ३ । २१ ॥**

**वृत्ति : कंचित्प्रकारं प्राप्तस्य लक्षणे तृतीया स्यात् । जटाभिः तापसः । जटाज्ञाप्यतापसत्वविशिष्टः इति-अर्थः ॥**

**વ્યાખ્યા :** 'इत्थंभूत' એટલે આવો થયેલો, અર્થાત્ કોઈક વિશિષ્ટ પ્રકાર(અવસ્થા)ને પામેલો. 'लक्षण' એટલે જ્ઞાપક ચિહ્ન. જે ચિહ્ન દ્વારા કોઈ માણસ 'અમુક પ્રકારનો થયો' એવું જ્ઞાન થાય તે ચિહ્ન (લક્ષણ) તૃતીયામાં મુકાય છે; જેમકે—जटाभिः तापसः । (જટાથી એ તપસ્વી જણાય છે.) અહીં જટાને લીધે એ તપસ્વી થયો હોવાની પ્રતીતિ થાય છે. આમ, 'जटा' 'लक्षण' હોવાથી એની તૃતીયા થઈ છે.

(५६७) संज्ञोऽन्यतरस्यां कर्मणि ।

वृत्ति : सम्-पूर्वस्य जानातेः कर्मणि तृतीया वा स्यात् । पित्रा पितरं वा संजानीते ॥

વ્યાખ્યા : 'अन्यतरस्याम्' એટલે વિકલ્પ. सम्+ज्ञा (સારી રીતે જાણવું, ઓળખવું) ધાતુનું કર્મ વિકલ્પે તૃતીયા લે છે. કર્મને દ્વિતીયા તો પ્રાપ્ત હતી જ, આ સૂત્રથી તૃતીયા પણ પ્રાપ્ત થાય છે; જેમકે पित्रा पितर वा संजानीते । એ પિતાને સારી રીતે ઓળખે છે. અહીં 'पिता' કર્મ છે તે વિકલ્પે દ્વિતીયા અથવા તૃતીયા ગ્રહણ કરે છે.

'ज्ञा' ધાતુ ઉભયપદી છે. એની પૂર્વે 'सम्' ઉપસર્ગ આવતાં એ આત્મનેપદી બને છે.

५६८. हेतौ । २ । ३ । २३ ॥

वृत्ति : (१) हेत्वर्थे तृतीया स्यात् ।

(२) द्रव्यादिसाधारणं निर्व्यापारसाधारणं च हेतुत्वम् । करणत्वं तु क्रियामात्रविषयं व्यापारनियतं च । दण्डेन घटः । पुण्येन दृष्टः हरिः ।

(३) फलम् अपि इह हेतुः । अध्ययनेन वसति ।

(४) गम्यमाना अपि क्रिया कारकविभक्तौ प्रयोजिका । अलं श्रमेण, श्रमेण साध्यं न अस्ति इति-अर्थः । इह साधन-क्रियां प्रति श्रमः कारणम् । शतेन शतेन वत्सान् पाययति पयः । शतेन परिच्छिद्य इति-अर्थः ॥

વ્યાખ્યા : (૧) 'હેતુ' એટલે કારણ, જે દ્વારા કોઈ પણ કાર્ય(ફલ)ની સિદ્ધિ થાય. હેતુવાચક શબ્દ, અર્થાત્ કારણ દર્શાવનાર શબ્દ તૃતીયાવિભક્તિમાં પ્રયોજાય છે. અહીં પણ 'अनभिहिते' સૂત્રનો અધિકાર પ્રવર્તે છે એટલે અર્થાત્ 'हेतु' કે 'હેતુ' જ્યારે સ્પષ્ટપણે કહેવાયો (अभिहित) ન હોય, શબ્દ પ્રયોગ ન થયો હોય ત્યારે હેતુનો અર્થ દર્શાવતો શબ્દ તૃતીયામાં મુકાય છે.

(૨) અહીં 'हेतु' (કારણ) અને 'કરણ' વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરે છે. હેતુ અને કરણ એ બંને ક્રિયાસિદ્ધિમાં ઉપકારક હોય છે. બંને તૃતીયા વિભક્તિમાં મુકાય છે, પરંતુ હેતુનું ક્ષેત્ર અતિશય વ્યાપક છે, જ્યારે કરણનું ક્ષેત્ર સીમિત છે. હેતુનો સંબંધ દ્રવ્ય ગુણ અને ક્રિયામાંથી ગમે તેની સાથે હોઈ શકે છે, જ્યારે કરણનો સંબંધ કેવળ ક્રિયા સાથે છે. વળી

હેતુ સ્વયંવ્યાપારાત્મક યા ક્રિયાશીલ હોય યા ન પણ હોય, જ્યારે કરણ પોતે ક્રિયાશીલ હોવું જોઇયે; જેમકે दण्डेन घटः । (દંડ વડે ઘડો બને છે.) દંડ એ ઘડાનું કારણ છે. એને કારણે ઘડો બની શકે છે. જો દંડની મદદથી જ કુંભાર ચાકડો ફેરવે અને જો ચાકડો ફરે તો જ ઘડો બને. આમ દંડ એ ઘડાનું કરણ છે, ઘડો સંજ્ઞા છે. આમ અહીં હેતુનો સંબંધ દ્રવ્ય સાથે છે.

હેતુનો સંબંધ ગુણ સાથે પણ હોઈ શકે; જેમકે–पुण्येन गौरः । (એ પુણ્યને લીધે ગૌર વર્ણનો છે). અહીં પુણ્ય ગૌરપણા માટે હેતુ છે. ગૌર એ ગુણ છે.

હેતુનો સંબંધ ક્રિયા સાથે પણ હોઈ શકે; જેમકે पुण्येन दृष्टः हरिः । (પુણ્યને લીધે હરિનાં દર્શન થયાં.) અહીં પુણ્ય(હેતુ)નો સંબંધ હરિનાં દર્શન સાથે છે, જે ક્રિયા છે. હરિદર્શનનું કારણ પુણ્ય છે.

'दण्डेन घटः ।' ઉદાહરણમાં 'दण्ड' ક્રિયાશીલ છે, પરંતુ એ હેતુ છે, કરણ નહિ, કારણ કે એનો સંબંધ દંડ (દ્રવ્ય) સાથે છે, ક્રિયા સાથે નથી, તેથી पुण्येन दृष्टः हरिः । એ ઉદાહરણમાં પુણ્યનો સંબંધ ક્રિયા સાથે હોવા છતાં એ કરણ નથી, કારણ કે એ સ્વયંક્રિયાશીલ નથી, પ્રવૃત્તિશીલ નથી.

આમ હેતુ એ વ્યાપક સંજ્ઞા છે, કરણ એનો અપવાદ છે. જ્યારે સાધન ક્રિયા સાથે સંબંધ ધરાવે અને સ્વયંક્રિયાશીલ હોય ત્યારે એ 'કરણ' કહેવાય છે.

(૩) અહીં (આ સૂત્રમાં) ફળ યા પ્રયોજનનો પણ હેતુમાં સમાવેશ કરવાનો છે અને તેથી ફળને પણ તૃતીયા વિભક્તિમાં મૂકવામાં આવે છે; જેમકે अध्ययनेन वसति । (અધ્યયન (અભ્યાસ) માટે એ રહે છે.) અહીં 'અધ્યયન' એ નિવાસ માટેનું પ્રયોજન (ફળ) છે.

અહીં નોંધવું ઘટે કે ફળની ગણના હેતુ તરીકે ન કરવી હોય તો પ્રયોજન માટે ચતુર્થી વિભક્તિનો પ્રયોગ થાય છે; જેમકે अध्ययनाय वसति ।

(૪) સામાન્યતઃ વાક્ય ક્રિયાપ્રધાન હોય છે. એમાં ક્રિયા હોવી જ જોઇયે, પરંતુ કોઈ વાર વાક્યમાં ક્રિયાનો અધ્યાહાર હોય છે. ક્રિયાપદ વાક્યમાં વપરાયેલું હોય ત્યારે તો કારક વિભક્તિ પ્રયોજાય જ, પણ ક્રિયા અધ્યાહાર (ગમ્યમાન) હોય તોપણ કારક વિભક્તિનો પ્રયોગ સંભવી શકે છે; જેમકે अलं श्रमेण । (શ્રમ કરવો રહેવા દો, એટલે કે શ્રમ કરવાથી કંઈ

પ્રાપ્ત (સિદ્ધ) થઈ શકે એમ નથી.) (श्रमेण साध्यं न अस्ति ।) અહીં સાધન (સિદ્ધ કરવું, પ્રાપ્ત કરવું) ક્રિયાનું 'श्रम' એ કરણ છે અને આથી 'श्रम'ની તૃતીયા વિભક્તિ (श्रमेण) થઈ છે. અહીં ક્રિયા વાચ્ય નથી, અધ્યાહૃત (ગમ્યમાન) છે છતાં કારક વિભક્તિ પ્રયોજાય છે. એવી જ રીતે शतेन शतेन पाययति वत्सान् । (સો સો કરીને (સો સોના ભાગ પાડીને) વાછરડાંને પાણી પાય છે.) અહીં शतेनનો અર્થ शतेन परिच्छिद्य (સો સોના ભાગ પાડીને, વિભાજન કરીને) એમ સમઝાય છે, આથી અહીં शत શબ્દ વિભાજન ક્રિયા(જે અધ્યાહાર છે તે)નું કરણ હોવાથી તૃતીયામાં (शतेन) પ્રયોજાયો છે.

**વાર્તિક : अशिष्टव्यवहारे दाणः प्रयोगे चतुर्थ्यर्थे तृतीया । दास्या संयच्छते कामुकः । धर्म्ये तु भार्यायै संयच्छति ॥**

**વ્યાખ્યા :** જ્યારે અશિષ્ટ વ્યવહાર સૂચવાયો હોય ત્યારે 'दा' ધાતુના યોગમાં ચતુર્થીના અર્થમાં તૃતીયા વિભક્તિ પ્રયોજાય છે. शिष्ट व्यवहार એટલે ધર્મવ્યવહાર, अशिष्ट व्यवहार એટલે ધર્મવિરુદ્ધ આચરણ. 'ચતુર્થી-નો અર્થ' એટલે સંપ્રદાનનો અર્થ જેને આપવામાં આવે તે ચતુર્થીમાં મુકાય છે, પરંતુ અશિષ્ટ વ્યવહાર હોય ત્યારે ચતુર્થીને બદલે તૃતીયા વિભક્તિ થાય છે; જેમકે—दास्या संयच्छते कामुकः । (કામી પુરુષ દાસીને ધન આપે છે.) અહી દાસીને ધન આપવાનો આશય એને વશ કરી એની સાથે પ્રણયક્રીડા કરવાનો છે, એ 'कामुक' શબ્દ દ્વારા સ્પષ્ટપણે પ્રતીત થાય છે. આમ અહી અશિષ્ટ વ્યવહાર હોવાથી 'दासी' શબ્દ ચતુર્થીમાં ન પ્રયોજાતાં તૃતીયામાં (दास्या) મુકાય છે. વળી. (આ પરિસ્થિતિમાં दाणश्च सा चेच्चतुर्थ्यर्थे । (૧–૩–૫૫) સૂત્રને આધારે 'सम् + दा' ધાતુ આત્મનેપદી બને છે.)

જો ધર્મ્ય (શિષ્ટ) વ્યવહાર હોય તો સ્વાભાવિક રીતે જ ચતુર્થીનો પ્રયોગ થાય; જેમકે भार्यायै संयच्छति । (પત્નીને ધન આપે છે) (અહીં ધાતુ પરસ્મૈપદી રહે છે.)

તૃતીયા વિભક્તિ સમાપ્ત

# चतुर्थी विभक्ति

**५६९. कर्मणा यमभिप्रैति स संप्रदानम् । १ । ४ । ३२ ॥**

**વૃત્તિ : दानस्य कर्मणा यम् अभिप्रैति सः संप्रदानसंज्ञः स्यात् ।**

**વ્યાખ્યા :** દાનનો કર્મ દ્વારા કર્તા જેને ચાહતો હોય, અર્થાત્ કર્તા જેને દાન આપવા ઇચ્છતો હોય તે 'સંપ્રદાન' કહેવાય છે. 'संप्रदान' શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે-संप्रदीयते सम्यक् प्रदीयते यस्मै तत् संप्रदानम् । જેને સારી રીતે આપવામાં આવે તે 'સંપ્રદાન.' ઉદાહરણ તરીકે विप्राय गां ददाति । (બ્રાહ્મણને એ ગાય આપે છે.) અહીં 'गाम्' (ગાય) એ દાનક્રિયાનું કર્મ છે. દાતા એ 'ગાય'નો સંબંધ બ્રાહ્મણ સાથે કરવા માગે છે. બ્રાહ્મણ કર્તાને ઇષ્ટ છે (अभिप्रैति) આથી બ્રાહ્મણ સંપ્રદાન કહેવાશે, અર્થાત્ એની 'સંપ્રદાન' સંજ્ઞા થશે.

નાગેશ ભટ્ટના મત પ્રમાણે 'દાન' અહીં કેવળ ઉપલક્ષણ છે. કોઈ પણ ક્રિયાના કર્મ દ્વારા કર્તા જેને ચાહતો હોય તેની 'સંપ્રદાન' સંજ્ઞા થાય છે.

**५७०. चतुर्थी संप्रदाने । २ । ३ । १३ ॥**

**વૃત્તિ : विप्राय गाम् ददाति । अनभिहिते इति एव । दीयते अस्मै दानीयः विप्रः ॥**

**વ્યાખ્યા :** સંપ્રદાન ચતુર્થી વિભક્તિમાં મુકાય છે; જેમકે-विप्राय गां ददाति । (એ બ્રાહ્મણને ગાય આપે છે.) અહીં 'ગાય' કર્મ છે. એ દ્વારા એ બ્રાહ્મણને ઇચ્છે છે. બ્રાહ્મણને એ ગાય આપવા માગે છે માટે विप्र શબ્દ સંપ્રદાન બની ચતુર્થીમાં (विप्राय) પ્રયોજાયો છે.

આ સૂત્રમાં પણ अनभिहिते (૨-૩-૧) સૂત્રનો અધિકાર પ્રવર્તે છે, આથી अनभिहिते संप्रदाने चतुर्थी । એટલે કે અભિધાન ન થયું હોય ત્યારે સંપ્રદાન ચતુર્થી લે છે; (જેમકે विप्राय गां ददाति ।) પરંતુ સંપ્રદાન જો કોઈ પ્રકારે કહેવાઈ ગયું હોય તો ચતુર્થી થતી નથી; જેમકે-दानीयः विप्रः । (દાન આપવા યોગ્ય બ્રાહ્મણ. અર્થાત્ એ બ્રાહ્મણ દાન આપવા યોગ્ય છે.) અહીં 'दा' ધાતુને 'अनीयर्' (अनीय) પ્રત્યય સંપ્રદાનના અર્થમાં થયો હોવાથી 'दानीय' શબ્દ દ્વારા સંપ્રદાન ઉક્ત થાય છે, કહેવાઈ જાય

છે. પરિણામે 'विप्र' ચતુર્થીમાં મુકાવાને બદલે (प्रातिपदिकार्थमात्रे) પ્રથમામાં મુકાયો છે.

**વાર્તિક : क्रियया यम् अभिप्रैति सः अपि संप्रदानम् । पत्ये शेते ॥**

**વ્યાખ્યા :** ક્રિયા દ્વારા જે અભિપ્રેત હોય, અર્થાત્ જેને ઉદ્દેશીને ક્રિયા કરવામાં આવી હોય તે પણ સંપ્રદાન બને છે; જેમકે–पत्ये शेते । (પતિ માટે શયન કરે છે.) અહીં 'શયન' ક્રિયા (शेते) અકર્મક છે. એ ક્રિયા પતિને ઉદ્દેશીને પતિને રીઝવવા કરવામાં આવી છે માટે 'પતિ' સંપ્રદાન બનતાં ચતુર્થીમાં (पत्ये) પ્રયોજાયો છે.

આમ દાનનું કર્મ જેને ઉદ્દેશીને જ નહિ, માત્ર એ જ નહિ, પરંતુ કોઈ પણ ક્રિયા જે કોઈને ઉદ્દેશીને હોય તેની પણ સંપ્રદાન સંજ્ઞા થાય છે. એવી જ રીતે युद्धाय सनह्यते । (યુદ્ધ માટે સજ્જ થાય છે.) અહીં સજ્જ થવાની ક્રિયા યુદ્ધને ઉદ્દેશીને હોવાથી 'युद्ध' સંપ્રદાન બન્યું છે.

**વાર્તિક : यजेः कर्मणः करणसंज्ञा संप्रदानस्य च कर्मसंज्ञा । पशुना रुद्रम् यजते । पशुम् रुद्राय ददाति इति-अर्थः ॥**

**વ્યાખ્યા :** यज् ધાતુના કર્મની 'કરણ' સંજ્ઞા થાય છે અને સંપ્રદાનની 'કર્મ' સંજ્ઞા થાય છે, એટલે કે यज् ધાતુનું કર્મ કરણ બને છે અને સંપ્રદાન કર્મ બને છે; જેમકે–पशुना रुद्र यजते । (રુદ્રને પશુ અર્પણ કરે છે.) અહીં यज् ધાતુ આપવું–અર્પણ કરવું[1] અર્થમાં પ્રયોજાયો છે. (रुद्राय पशु ददातीत्यर्थः ।) અહીં पशु એ यज् ધાતુનું કર્મ છે. (દાનની ક્રિયા દ્વારા કર્તાને ઈપ્સિતતમ પદાર્થ પશુ છે.) આ વાર્તિકને આધારે એની કરણ સંજ્ઞા થતાં એ તૃતીયામાં (पशुना) મુકાયું છે. આ પશુ રુદ્રને આપવાનું હોવાથી એ સંપ્રદાન છે એ પણ આ નિયમ પ્રમાણે કર્મ બનતાં દ્વિતીયામાં (रुद्रम्) પ્રયોજાયું છે. કૈયટ નામના આચાર્યના મત પ્રમાણે આ વાર્તિક વૈદિક સંસ્કૃતને લાગુ પડે છેઃ–इद छान्दसम् । दानार्थकयज-धातुरस्य विषयः ।

---

१. यज्–देवपूजासंगतिकरणदानेषु ।

५७१. रुच्यर्थानां प्रीयमाणः ।१।४।३३॥
वृत्ति : (१) रुच्यर्थानां धातूनां प्रयोगे प्रीयमाणः अर्थः संप्रदानम् स्यात् । हरये रोचते भक्तिः । अन्यकर्तृकः अभिलाषः रुचिः । हरिनिष्ठप्रीतेः भक्तिः कर्त्री ।
(२) प्रीयमाणः किम् ? देवदत्ताय रोचते मोदकः पथि ॥

વ્યાખ્યા : (૧) 'रुचि' (ગમવું, પસંદ પડવું ) અર્થવાળા ધાતુઓના પ્રયોગમાં 'प्रीयमाण' ( પ્રસન્ન થનાર ) પદાર્થ (વ્યક્તિ) સંપ્રદાન બને છે; જેમકે–हरये रोचते भक्तिः । (હરિને ભક્તિ ગમે છે.) અહીં ભક્તિ દ્વારા પ્રસન્ન થનાર વ્યક્તિ 'हरि' છે, આથી એ સંપ્રદાન બનતાં ચતુર્થી વિભક્તિમાં (हरये) મુકાય છે.

અન્ય પદાર્થ દ્વારા ઉદ્‌ભવતી અભિલાષા(પ્રસન્નતા)ને "रुचि' કહે છે. ઉપર્યુક્ત ઉદાહરણમાં ભક્તિ હરિમાં પ્રસન્નતા, સંતોષ પ્રગટાવે છે, ભક્તિ હરિને પ્રસન્ન કરે છે, આથી હરિ એ ખરું જોતાં કર્મ છે. ( भक्तिः हरिं प्रीणयति ), પરંતુ આ સૂત્ર 'हरिं'ની કર્મસંજ્ઞાનો બાધ કરી એની સંપ્રદાન સંજ્ઞા કરે છે.

(૨) 'प्रीयमाण'( પ્રસન્ન થનાર )ની સંપ્રદાન સંજ્ઞા થાય છે એમ એટલા માટે કહ્યું કે કેવળ પ્રસન્ન થનાર વ્યક્તિ જ સંપ્રદાન બને છે, અન્ય નહિ; જેમકે–देवदत्ताय रोचते मोदकः पथि । (દેવદત્તને રસ્તામાં લાડુ ભાવે છે.) અહીં પ્રસન્ન થનાર વ્યક્તિ देवदत्त છે, માર્ગ નહિ. प्रीयमाणः ( પ્રસન્ન થનારની સંપ્રદાન સંજ્ઞા ) એમ ન કહ્યું હોત તો 'पथिन्'(માર્ગ)ની પણ સંપ્રદાન સંજ્ઞા થઈ ચતુર્થી થવા આવત.

'रुचि' અર્થવાળા અન્ય ધાતુઓમાં પણ ચતુર્થી થાય છે; જેમકે ब्राह्मणाय मोदकः स्वदते । (બ્રાહ્મણને લાડુ ભાવે છે.) અહીં પણ પ્રસન્ન થનાર 'ब्राह्मण' શબ્દ સંપ્રદાન બની ચતુર્થીમાં (ब्राह्मणाय) પ્રયોજાયો છે.

('रुच्' ધાતુનો અર્થ 'પ્રકાશવું' પણ થાય છે, પરંતુ એને આ નિયમ લાગુ પડશે નહિ, કારણ કે પ્રીયમાણ ( પ્રસન્ન થનાર )ની સંપ્રદાન સંજ્ઞા થતી હોવાથી रुच्‌નો 'પ્રકાશવું' અર્થ ત્યાં બંધ બેસતો નથી; જેમકે–भास्करः दिवि रोचते । (સૂર્ય આકાશમાં પ્રકાશે છે.) અહીં ચતુર્થી થતી નથી.)

५७२. श्लाघह्नुङ्स्थाशपां ज्ञीप्स्यमानः ।१।४।३४॥

(૩) આ 'સંપ્રદાન' સંજ્ઞા કેવળ 'ઈપ્સિત' પદાર્થ માટે જ છે. જો પદાર્થ માટે અત્યધિક સ્પૃહા હોય, અર્થાત્ પદાર્થ 'ઈપ્સિતતમ' હોય તો कर्तुरीप्सिततमं कर्म । (૧–૪–૪૯) એ (અષ્ટાધ્યાયીના ક્રમમાં) પાછળ આવતા (परत्वात्) સૂત્ર અનુસાર એની 'કર્મ' સંજ્ઞા થશે અને દ્વિતીયામાં મુકાશે; જેમકે– पुष्पाणि स्पृहयति । પુષ્પોની (અત્યધિક) સ્પૃહા રાખે છે. અહી 'પુષ્પ' કર્તાને 'ઈપ્સિતતમ' હોવાથી એ કર્મ બનતાં દ્વિતીયામાં (पुष्पाणि) પ્રયોજાયેલ છે.

**૫૭૫. क्रुधद्रुहेर्ष्यासूयार्थानां यं प्रति कोपः । १ । ४ । ३७ ॥**

**વૃત્તિ : (१) क्रुधाद्यर्थानाम् यम् प्रति कोपः सः उक्तसंज्ञः स्यात् । हरये क्रुध्यति–द्रुह्यति–ईर्ष्यति–असूयति ।**

**(२) यम् प्रति कोपः किम्? भार्याम् ईर्ष्यति–मा एनाम् अन्यः अद्राक्षीत् इति ।**

**(३) क्रोधः अमर्षः । द्रोहः अपकारः । ईर्ष्या अक्षमा । असूया गुणेषु दोषाविष्करणम् । द्रुहादयः अपि कोपप्रभवाः एव गृह्यन्ते । अतः विशेषणसामान्येन यम् प्रति कोपः इति ॥**

**વ્યાખ્યા :** (૧) क्रुध् (ક્રોધ કરવો), द्रुह् (દ્રોહ કરવો), ईर्ष्य् (ઈર્ષ્યા કરવી), असूय् (અસૂયા કરવી, ગુણમાં દોષારોપણ કરવુ) આ ધાતુઓ તેમજ આ અર્થવાળા અન્ય ધાતુઓના પ્રયોગમાં જેના પ્રત્યે ક્રોધ (દ્રોહ, ઈર્ષ્યા કે અસૂયા) હોય તે સંપ્રદાન બને છે અને ચતુર્થી વિભક્તિમાં મુકાય છે: જેમકે–हरये क्रुध्यति। (એ હરિ પર ક્રોધ કરે છે.), हरये द्रुह्यति। (એ હરિનો દ્રોહ કરે છે.), हरये ईर्ष्यति । (એ હરિની ઈર્ષ્યા કરે છે.), हरये असूयति। (એ હરિની અસૂયા કરે છે, અર્થાત્ હરિ પર દોષારોપણ કરે છે.)—આ સર્વ ઉદાહરણોમાં ક્રોધ આદિ હરિ પ્રત્યે છે, આથી 'हरि' શબ્દની સંપ્રદાન સંજ્ઞા થતાં ચતુર્થી વિભક્તિમાં (हरये) પ્રયોજાયો છે.

(૨) 'જેના પ્રત્યે કોપ હોય એમ શા માટે કહ્યું ?' કારણ કે જેના પ્રત્યે કોપ હોય તે જ સંપ્રદાન બને છે. આ અર્થના ધાતુઓનો પ્રયોગ થયો હોય, પણ ક્રોધની લાગણી ન હોય તો સંપ્રદાન સંજ્ઞા થતી નથી, જેમકે–भार्याम् ईर्ष्यति मा एनाम् अन्यः अद्राक्षीत् इति । પત્નીની ઈર્ષ્યા કરે છે કે રખે કોઈ એને [illegible] જાય ! અર્થાત્ બીજો કોઈ પત્નીને જુએ એ

સહી શકતો નથી. અહીં પત્ની પ્રત્યે કોપ નથી, આથી પત્ની (ભાર્યા)ની સંપ્રદાન સંજ્ઞા થતી નથી.

(૩) 'ક્રોધ' એટલે અમર્ષ (અસહિષ્ણુતા), 'દ્રોહ' એટલે અપકાર, 'ઈર્ષ્યા' એટલે અક્ષમા (ક્ષમાનો અભાવ), 'અસૂયા' એટલે ગુણમાં પણ દોષારોપણ કરવું એ.

'દ્રોહ' આદિના મૂળમાં પણ 'ક્રોધ' રહેલો છે. ક્રોધ વિના દ્રોહ, ઈર્ષ્યા કે અસૂયા પણ સંભવે નહિ, આથી આ ચારે અર્થના ધાતુઓ માટે 'यं प्रति क्रोधः' 'यं प्रति द्रोहः' 'यं प्रति ईर्ष्या' 'यं प्रति असूया' એમ અલગ અલગ સ્પષ્ટપણે કહેવાને બદલે 'यं प्रति कोपः' એવું સામાન્ય વિધાન કર્યું છે. આ રીતે સૂત્રમાં આવશ્યક લાઘવ જળવાયું છે.

**૫૭૬. क्रुधद्रुहोरुपसृष्टयोः कर्म । १ । ४ । ३८ ॥**

**वृत्ति : सोपसर्गयोः अनयोः योगे यम् प्रति कोपः तत् कारकम् कर्मसंज्ञम् स्यात् । क्रूरम् अभिक्रुध्यति-अभिद्रुह्यति ॥**

**વ્યાખ્યા :** क्रुध् અને द्रुह ધાતુઓની પૂર્વે ઉપસર્ગ હોય, (જેમકે अभि + क्रुध् અથવા अभि + द्रुह्) તો જેના પ્રત્યે ક્રોધ હોય તે કારક કર્મ બને છે અને દ્વિતીયા વિભક્તિમાં મુકાય છે. (આ સૂત્રમાં यं प्रति कोपः' ની અનુવૃત્તિ આગળના સૂત્ર (૧, ૪, ૩૭) માંથી થાય છે.) ઉદાહરણ તરીકે– क्रूरम् अभिक्रुध्यति । (એ ક્રૂર પર ક્રોધ કરે છે.), क्रूरम् अभिद्रुह्यति । (એ ક્રૂરનો દ્રોહ કરે છે. અપકાર કરે છે.) અહીં क्रुध् અને द्रुह् ધાતુઓની પૂર્વે 'अभि' ઉપસર્ગ હોવાને કારણે જેના પ્રત્યે કોપ છે તેની કર્મ સંજ્ઞા થતાં શબ્દ દ્વિતીયામાં (क्रूरम्) પ્રયોજાયો છે.

(આ સૂત્ર આગળના સૂત્ર 'क्रुधद्रुहे...कोपः । સૂત્રનો અપવાદ છે.)

**૫૭૭. राधीक्ष्योर्यस्य विप्रश्नः । १ । ४ । ३९ ॥**

**वृत्ति : एतयोः कारकम् संप्रदानम् स्यात् । यदीयः विविधः प्रश्नः क्रियते कृष्णाय राध्यति ईक्षते वा । पृष्टः गर्गः शुभाशुभम् पर्यालोचयति इति-अर्थः ॥**

**વ્યાખ્યા :** राध् અને ईक्ष् (શુભ, અશુભનો વિચાર કરવો) આ બંને ધાતુઓના પ્રયોગમાં જેના વિશે (અર્થાત્ જેના ભાગ્ય વિશે) વિવિધ પ્રશ્ન પૂછવામાં આવે તે કારક સંપ્રદાન બને છે; જેમકે–(गर्गः) कृष्णाय राध्यति ईक्षते वा । (ગર્ગાચાર્યને શ્રીકૃષ્ણના ભાગ્ય વિશે પ્રશ્ન પૂછવામાં આવતાં એ)

**वृत्ति :** (१) एषाम् प्रयोगे बोधयितुम् इष्टः संप्रदानम् स्यात्। गोपी स्मरात् कृष्णाय श्लाघते ह्नुते तिष्ठते शपते वा ।

(२) ज्ञीप्स्यमानः किम्? देवदत्ताय श्लाघते पथि ॥

**વ્યાખ્યા :** श्लाघ् (પ્રશંસા કરવી, વખાણ કરવાં), ह्नु (છુપાવવું), स्था (ઊભા રહેવું), शप् (સોગન લેવા, ઠપકો આપવો) આ ધાતુઓનો પ્રયોગ થયો હોય ત્યારે જેને જણાવવાનું હોય (ज्ञीप्स्यमान), જેને પોતાનો અભિપ્રાય જણાવવાનો હોય તે કારક સંપ્રદાન બને છે. અને આ ક્રિયાઓ દ્વારા ચતુર્થી વિભક્તિમાં મુકાય છે; જેમકે गोपी स्मरात् कृष्णाय श्लाघते। (ગોપી પ્રેમવશ બની કૃષ્ણની પ્રશંસા કરે છે.) અહીં પ્રશંસા દ્વારા કૃષ્ણને પોતાનો મનોભાવ–પ્રેમ જણાવવા માગે છે, આથી कृष्ण શબ્દ સંપ્રદાન બની ચતુર્થી વિભક્તિમાં (कृष्णाय) પ્રયોજાયો છે.

એવી જ રીતે, गोपी स्मरात् कृष्णाय ह्नुते। ગોપી પ્રેમવશ કૃષ્ણને (પોતાને અથવા સપત્નીઓને) છુપાવે છે.-ગોપી અહીં કૃષ્ણને પોતાનો પ્રેમ જણાવવા માટે સપત્નીઓથી છુપાઈને મળે છે.

गोपी स्मरात् कृष्णाय तिष्ठति। (ગોપી પ્રેમવશ કૃષ્ણ માટે ઊભી રહે છે અથવા પ્રતીક્ષા કરે છે.) અહીં પણ ગોપી ઊભી રહીને પોતાનો સ્નેહ કૃષ્ણને જણાવવા ચાહે છે.

गोपी स्मरात् कृष्णाय शपते । (ગોપી પ્રેમવશ બની કૃષ્ણને ઠપકો આપે છે, યા સોગન લે છે.) અહીં પણ કૃષ્ણને પોતાનો પ્રેમ જણાવવા ઠપકો આપે છે યા સોગન લે છે.

આ બધાં જ ઉદાહરણોમાં કૃષ્ણને પોતાનો મનોભાવ જણાવવાનો હોવાથી ('ज्ञीप्स्यमान') સંપ્રદાન બને છે અને ચતુર્થીમાં મુકાય છે.

(૨) 'ज्ञीप्स्यमान' (અર્થાત્ જેને પોતાનો અભિપ્રાય જણાવવાનો હોય તે) સંપ્રદાન બને છે એમ એટલા માટે કહ્યું કે જે 'ज्ञीप्स्यमान' ન હોય તેની સંપ્રદાન સંજ્ઞા થતી નથી; જેમકે–देवदत्ताय श्लाघते पथि । (એ માર્ગમાં દેવદત્તને (જણાવવા) માટે (એનાં) વખાણ કરે છે.) અહીં देवदत्त 'ज्ञीप्स्यमान' હોવાથી સંપ્રદાન બને છે, પરંતુ માર્ગ (पथि) ज्ञीप्स्यमान ન હોવાથી સંપ્રદાન બનતો નથી.

**૫૭૨. धारेरुत्तमर्णः । १ । ४ । ३५ ॥**

વૃત્તિ : (१) धारयतेः प्रयोगे उत्तमर्णः उक्तसंज्ञः स्यात् । भक्ताय धारयति मोक्षम् हरिः ।

(२) उत्तमर्णः किम् ? देवदत्ताय शतम् धारयति ग्रामे ॥

વ્યાખ્યા : પ્રેરણાર્થક धृ ( દેવું હોવું, ઋણ હોવું ) ધાતુમાં 'ઉત્તમર્ણ' (લેણદાર) સંપ્રદાન બને છે; જેમકે–भक्ताय धारयति मोक्षं हरिः । ( હરિને ભક્તનું મોક્ષનું દેણું છે; અહીં હરિ ભક્તનો દેવાદાર છે. (હરિએ ભક્તને મોક્ષ આપવાનો છે.) ભક્તે હરિ પાસેથી મોક્ષ લેવાનો હોવાથી ભક્ત લેણદાર છે, આથી એ સંપ્રદાન બની ચતુર્થી વિભક્તિમાં (देवदत्ताय) મુકાય છે. (અહીં દેવાદાર ( અધમર્ણ ) પ્રથમા વિભક્તિમાં અને જે દેવું હોય તે દ્વિતીયા વિભક્તિમાં (शतं) મુકાય છે.)

(૨) સૂત્રમાં 'ઉત્તમર્ણ'( લેણદાર )ની સંપ્રદાન સંજ્ઞા થાય છે એમ એટલા માટે કહ્યું કે લેણદાર જ સંપ્રદાન બને છે, અન્ય નહિ; જેમકે– देवदत्ताय शतं धारयति ग्रामे । ( એને ગામમાં દેવદત્તનું સો ( રૂપિયા )નું દેવું છે.) અહીં 'देवदत्त' લેણદાર હોવાથી સંપ્રદાન બને છે, જ્યારે ગામ (ग्रामे) લેણદાર ન હોવાથી સંપ્રદાન બનતું નથી. 'उत्तमर्ण' એમ ન કહ્યું હોત તો 'ग्राम' પણ સંપ્રદાન બની ચતુર્થીમાં પ્રયોજાત.

૫૭૪. स्पृहेरीप्सितः । १ । ४ । ३६ ॥

વૃત્તિ : (१) स्पृहयतेः प्रयोगे इष्टः संप्रदानम् स्यात् । पुष्पेभ्यः स्पृहयति ।

(२) ईप्सितः किम् ? पुष्पेभ्यः वने स्पृहयति । ईप्सितमात्रे इयम् संज्ञा ।

(३) प्रकर्षविवक्षायां तु परत्वात् कर्मसंज्ञा । पुष्पाणि स्पृहयति ॥

વ્યાખ્યા : (૧) स्पृह् (સ્પૃહા રાખવી, ઇચ્છા રાખવી, ઝંખવું.) ધાતુના પ્રયોગમાં ઇચ્છિત પદાર્થ સંપ્રદાન બને છે; જેમકે–पुष्पेभ्यः स्पृहयति । એ પુષ્પોની સ્પૃહા રાખે છે. અહીં 'पुष्प' શબ્દ એ ઈપ્સિત (ઇષ્ટ) પદાર્થ હોવાથી સંપ્રદાન બનતાં, ચતુર્થી વિભક્તિમાં (पुष्पेभ्यः) પ્રયોજાયો છે.

(૨) સૂત્રમાં 'ईप्सित' શબ્દ મૂકવાનું પ્રયોજન એ છે કે કેવળ ઈપ્સિતની જ સંપ્રદાન સંજ્ઞા થાય છે; જેમકે– स्पृहयति वने । ( વનમાં પુષ્પોની સ્પૃહા રાખે છે. અહીં 'पुष्प' ઈપ્સિત છે, 'वन' ઈપ્સિત નથી, માટે 'वन' ની ચતુર્થી વિભક્તિ થતી નથી.

કૃષ્ણના (ભાવિ) શુભ–અશુભનો વિચાર કરે છે. ગર્ગાચાર્ય જ્યોતિષી છે. નંદ અને યશોદા એમને શ્રીકૃષ્ણના ભવિષ્ય વિશે વિવિધ પ્રશ્નો પૂછે છે, આથી ગર્ગ ગ્રહોને આધારે કૃષ્ણના શુભ અશુભ ભાવિની વિચારણા કરે છે. અહીં કૃષ્ણ વિશે વિવિધ પ્રશ્ન પૂછ્યા હોવાથી એની સંપ્રદાન સંજ્ઞા થતાં ચતુર્થી વિભક્તિ (कृष्णाय) થઈ છે.

राध् ધાતુનો સામાન્ય અર્થ 'આરાધના કરવી' 'પ્રસન્ન કરવું' આદિ થાય છે, જ્યારે ईक्ष् ધાતુ 'જોવું' અર્થમાં સામાન્યતઃ વપરાય છે, પરંતુ અહીં આ બંને ધાતુ 'શુભાશુભનો વિચાર કરવો' એ વિશિષ્ટ અર્થમાં પ્રયોજાયા છે.

**૫૭૮. प्रत्याङ्भ्यां श्रुवः पूर्वस्य कर्ता।१।४।४०॥**

**વૃત્તિ : आभ्याम् परस्य श्रुणोतेः योगे पूर्वस्य प्रवर्तनारूपस्य व्यापारस्य कर्ता संप्रदानम् स्यात्। विप्राय गाम् प्रतिशृणोति आशृणोति वा। विप्राय मह्यम् देहि इति प्रवर्तितः तत् प्रतिजानीते इति-अर्थः॥**

વ્યાખ્યા : 'प्रति + श्रु' અને 'आ + श्रु' (પ્રતિજ્ઞા કરવી, વચન આપવું) ધાતુઓના પ્રયોગમાં આ કાર્યની પ્રેરણારૂપ પહેલા કાર્યનો કર્તા સંપ્રદાન બને છે; એટલે કે કોઈના કહેવાથી માણસ પ્રતિજ્ઞા કરે ત્યારે એ કરનાર વ્યક્તિ એ પૂર્વ કાર્યનો કર્તા થયો અને એ ચતુર્થીમાં મુકાય છે; જેમકે विप्राय गाम् प्रतिशृणोति आशृणोति वा। (બ્રાહ્મણને ગાય આપવાની પ્રતિજ્ઞા કરે છે.) અહીં પહેલાં બ્રાહ્મણ યજમાનને કહે છે કે મને ગાયનું દાન આપ. આમ બ્રાહ્મણ દ્વારા પ્રેરાયેલો યજમાન ગાય આપવાની પ્રતિજ્ઞા કરે છે. આથી આ પ્રવૃત્તિ કરાવવા–રૂપી ક્રિયાનો કર્તા 'વિપ્ર' અહીં સંપ્રદાન બનતાં ચતુર્થીમાં (विप्राय) મુકાય છે.

**૫૭૯. अनुप्रतिगृणश्च।१।४।४१॥**

**વૃત્તિ : आभ्याम् योगे गृणातेः कारकम् पूर्वव्यापारस्य कर्तृभूतम् उक्तसंज्ञम् स्यात्। होत्रे अनुगृणाति प्रतिगृणाति वा। होता प्रथमम् शंसति, तम् अध्वर्युः प्रोत्साहयति इति-अर्थः॥**

વ્યાખ્યા : અહીં પૂર્વના સૂત્ર प्रत्याङ्भ्यां श्रुवः पूर्वस्य कर्ता (૧–૪–૪૦)-માંથી 'पूर्वस्य कर्ता' એ શબ્દોની અનુવૃત્તિ કરવાની છે, આથી આ સૂત્ર પ્રમાણે–'अनु + गॄ' અથવા 'प्रति + गॄ (પ્રોત્સાહિત કરવાનું) ધાતુનો પ્રયોગ

થયો હોય ત્યારે પણ પૂર્વ ક્રિયાના યોગે સંપ્રદાન બને છે. અહીં પણ એ
ક્રિયા થાય છે : પહેલાં કોઈ માણસ એક ક્રિયા કરે અને ત્યાર પછી
બીજો એને પ્રોત્સાહન આપે. આવે સમયે પહેલાં ક્રિયા કરનાર વ્યક્તિની
સંપ્રદાન સંજ્ઞા થાય છે; જેમકે–होत्रे गृणाति । અથવા होत्रे प्रतिगृणाति ।
(હોતાને પ્રોત્સાહિત કરે છે.) યજ્ઞમાં હોતા પ્રથમ મંત્ર બોલે છે અને
પછી અધ્વર્યુ એને પ્રોત્સાહન આપે છે. આ સૂત્રને આધારે અહીં
પ્રથમ બોલવાની ક્રિયા કરનાર હોતા સંપ્રદાન બની ચતુર્થી વિભક્તિમાં
(होत्रे) મુકાયો છે. (યજ્ઞમાં ચાર ઋત્વિજો–બ્રાહ્મણો કામ કરે છે : હોતા,
ઉદ્‌ગાતા, અધ્વર્યુ અને બ્રહ્મા, જે અનુક્રમે ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ
અને અથર્વવેદના જાણકાર હોય છે. 'गृ' એટલે બોલવું. સર્વ પ્રથમ
હોતા બોલે છે પછી અધ્વર્યુ વચ્ચે એને સાથ આપે છે.)

**૫૮૦. परिक्रयणे संप्रदानमन्यतरस्याम् । १ । ४ । ४४ ॥**

**વૃત્તિ : नियतकालम् भृत्या स्वीकरणम् परिक्रयणम् । तस्मिन् साधकतमम् कारकम् संप्रदानसंज्ञम् वा स्यात् । शतेन शताय वा परिक्रीतः ॥**

**વ્યાખ્યા :** 'परिक्रयण'[1] એટલે નિશ્ચિત સમય માટે કોઈને પૈસા આપી
ખરીદવું, પગાર આપી રાખવું (क्री (૯. ઉ.) ધાતુ–ખરીદવું).

અહીં આગળના साधकतमं करणम् । (૧–૪–૪૨) સૂત્રમાંથી
साधकतमं (कारकं) ની અનુવૃત્તિ થાય છે, આથી આ સૂત્રનો અર્થ
આમ થશે.

'પરિક્રયણ'ની ક્રિયામાં જે સાધકતમ કારક હોય તે વિકલ્પે સંપ્રદાન
બને છે. 'સાધકતમ કારક'ની કરણ સંજ્ઞા થયેલી જ હોવાથી તૃતીય
તો પ્રાપ્ત હતી જ, આ સૂત્રથી 'परिक्रयण' વ્યાખ્યામાં વિકલ્પે સંપ્રદાન
સંજ્ઞા થતાં એ ચતુર્થીમાં પણ પ્રયોજાય છે; જેમકે शतेन शताय वा
परिक्रीतः । (સો રૂપિયાનો પગાર આપી નોકર રાખ્યો છે.) અહીં 'પરિક્રયણ'
રૂપી ક્રિયાની સિદ્ધિ માટે સો રૂપિયા (शत) એ સૌથી વધુ ઉપકારક છે,
આથી એ કરણ છે અને તૃતીયામાં (शतेन) પ્રયોજાય છે. આ સૂત્રથી
વિકલ્પે સંપ્રદાન બનતાં એ ચતુર્થીમાં (शताय) પણ પ્રયોજી શકાય છે.

૧. 'परि + क्री' ધાતુ 'દ્રવ્યવિનિમય' અર્થાત્ એક વસ્તુ આપી એના બદલામાં
બીજી વસ્તુ લેવી એ અર્થમાં વપરાય છે.

વાર્તિક : तादर्थ्ये चतुर्थी वाच्या । मुक्तये हरिम् भजति ॥

तदर्थस्य भावः तादर्थ्यम् । 'એને માટે' એમ જ્યારે કહેવાનું હોય ત્યારે ચતુર્થીનો પ્રયોગ થાય છે. અર્થાત્ જે પ્રયોજનથી કોઈ કાર્ય કરવામાં આવે તે પ્રયોજન ચતુર્થી વિભક્તિમાં મુકાય છે; જેમકે—मुक्तये हरि भजति । મુક્તિ માટે હરિને ભજે છે. અહીં હરિભજનનું પ્રયોજન 'मुक्ति' હોવાથી ચતુર્થીમાં (मुक्तये) મુકાયો છે.

'तादर्थ्य'માં ઉપકાર્ય—ઉપકારક ભાવ સમાયેલો છે; જેમકે પ્રસ્તુત ઉદાહરણમાં 'मुक्ति' ઉપકાર્ય છે, 'हरिभजन' ઉપકારક છે. ભાષ્યકાર પતંજલિ આ ઉદાહરણ આપે છે—यूपाय दारुः । (યજ્ઞસ્તંભ માટે લાકડું), कुण्डलाय हिरण्यम् । (કુંડળ માટે સોનું). 'यूप' અને 'कुण्डल' બંને ઉપકાર્ય છે, 'दारु' અને 'हिरण्य' ઉપકારક છે. ઉપકાર્ય ચતુર્થીમાં (यूपाय...) મુકાય છે.

વાર્તિક : क्लृपि संपद्यमाने च । भक्तिः ज्ञानाय कल्पते संपद्यते जायते इति-आदि ॥

क्लृप् (ઉત્પન્ન થવું, પરિણમવું) અને એના સમાનાર્થી ધાતુઓ (सम् + पद्, जन् વગેરે)નો પ્રયોગ થયો હોય ત્યારે થનાર—ઉત્પન્ન થનાર પદાર્થ યા પરિણામ ચતુર્થી વિભક્તિમાં મુકાય છે; જેમકે—भक्तिः ज्ञानाय कल्पते, संपद्यते, जायते वा । (ભક્તિથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, અર્થાત્ ભક્તિ જ્ઞાનમાં પરિણમે છે, જ્ઞાન ભક્તિનું પરિણામ છે.) અહીં 'ज्ञान' ઉત્પન્ન થનાર પદાર્થ યા પરિણામ છે, આથી ચતુર્થી વિભક્તિમાં (ज्ञानाय) મુકાયો છે.

વાર્તિક : उत्पातेन ज्ञापिते च । वाताय कपिला विद्युत् ।

'उत्पात' એટલે અશુભસૂચક આકસ્મિક ભૌતિક વિકાર. ઉત્પાત દ્વારા જે વસ્તુનું સૂચન થાય તે ચતુર્થી વિભક્તિમાં મુકાય છે; જેમકે वाताय कपिला विद्युत् । (રતાશપડતી વીજળી વંટોળનું સૂચન કરે છે.) આ ઉદાહરણમાં 'कपिला विद्युत्' એ ઉત્પાત છે અને એના દ્વારા वात (વંટોળ) સૂચવાય છે, આથી वात શબ્દ ચતુર્થીમાં (वाताय) પ્રયોજાયો છે.

વાર્તિક : हितयोगे च । ब्राह्मणाय हितम् ॥

हित (હિતકારક, સુખકારક) શબ્દના યોગમાં પણ ચતુર્થી વિભક્તિનો પ્રયોગ થાય છે; જેમકે ब्राह्मणाय हितम् । (બ્રાહ્મણ માટે હિતકારી.) અહીં બ્રાહ્મણનું હિત થાય છે તેથી ब्राह्मण શબ્દ ચતુર્થીમાં (ब्राह्मणाय) પ્રયોજાયો

છે. (હિત જેવા જ અર્થવાળાં सुख (સુખકારક) શબ્દના યોગમાં પણ ચતુર્થીનો પ્રયોગ થાય છે.)

સમાસ પ્રકરણમાં એક સૂત્ર છે—चतुर्थी तदर्थार्थबलि-हित-सुख-रक्षितैः। એ સુત્રમાં 'हित' અને અન્ય શબ્દોના યોગમાં ચતુર્થી તત્પુરુષ સમાસનું વિધાન છે; જેમકે विप्राय हितम्–विप्रहितम्। આ સૂત્ર જ્ઞાપક સૂત્ર છે. એ હિતના યોગમાં ચતુર્થીનો પ્રયોગ થવો જોઇયે એવું સૂચન (જ્ઞાપન) કરે છે. આ રીતે ખાસ મહત્ત્વ રહેતું નથી, આ જોતાં આ વાર્ત્તિકનું ખાસ મહત્ત્વ રહેતું નથી, આ બિનજરૂરી જણાય છે. વળી આ સૂત્ર દ્વારા सुख (સુખકારક) શબ્દના યોગમાં પણ ચતુર્થીનો પ્રયોગ થાય છે એવું જ્ઞાપન (સૂચન) થાય છે, જેમકે—विप्राय सुखम् । (બ્રાહ્મણ માટે સુખકારક.)

**(૫૮૨) क्रियार्थोपपदस्य च कर्मणि स्थानिनः । २ । ३ । १४ ॥**

**વૃત્તિ : क्रियार्था क्रिया उपपदम् यस्य तस्य स्थानिनः अप्रयुज्यमानस्य तुमुनः कर्मणि चतुर्थी स्यात् । फलेभ्यः याति, फलानि आहर्तुम् याति इति-अर्थः । नमस्कुर्मः नृसिंहाय, नृसिंहम् अनुकूलयितुम् इति-अर्थः । एवं स्वयंभुवे नमस्कृत्य इति-आदौ अपि ॥**

**વ્યાખ્યા :** 'क्रियार्थोपपद' શબ્દને આ રીતે સમજી શકાય– क्रियार्था क्रिया उपपदे यस्य । (ભવિષ્યમાં થનારી) ક્રિયા જેનું પ્રયોજન (અર્થ) છે તેવી ક્રિયા જેના ઉપપદ (ઉપપદ–સમીપસ્થપદ)માં હોય તેને 'क्रियार्थोपपद' કહેવાય, જ્યારે કોઈ પણ ધાતુને तुमुन् (तुम्) અથવા ण्वुल् (अक) પ્રત્યય લગાડવામાં આવે ત્યારે આમ બને છે.—तुमुन्ण्वुलौ क्रियायां क्रियार्थायाम् । (૩–૩–૧૦). ઉદાહરણ તરીકે—फलानि आहर्तुम् याति । (ફળ લાવવા માટે જાય છે.) અહીં જવાની ક્રિયા ભવિષ્યમાં થનારી ફળ લાવવાની (ફલાહરણ) ક્રિયા માટે છે, આથી 'याति એ क्रियार्था क्रिया છે. આવી ક્રિયા જેના ઉપપદમાં–સમીપ પદમાં–છે તેનું (क्रियार्थोपपद) પદ 'आहर्तुम्' તુમન્ત યા હેત્વર્થકૃદંત છે. આથી ક્રિયાર્થોપપદનો અર્થ 'तुमन्त' અર્થાત્ હેત્વર્થક કૃદંત એવો થાય.

જ્યારે 'तुमन्त' અધ્યાહાર (स्थानिनः) હોય ત્યારે એનું કર્મ સંપ્રદાન બને છે અને ચતુર્થી વિભક્તિમાં મુકાય છે; જેમકે—फलेभ्यो याति । (ફળો (લાવવા) માટે જાય છે.) આ વાક્યનો અભિપ્રાય—फलानि आहर्तुं याति। ફળો લાવવા જાય છે—એમ સ્પષ્ટ છે. અહીં 'आहर्तुम्' એ ક્રિયાર્થોપપદ

હેત્વર્થ કૃદંત અધ્યાહાર છે, તેનો પ્રયોગ થયો નથી, આથી फल શબ્દ કે જે લાવવાની ક્રિયા (आहरणक्रिया)નું કર્મ છે તે આ સૂત્રને આધારે સંપ્રદાન બનતાં દ્વિતીયાને બદલે ચતુર્થીમાં (फलेभ्यः) મુકાયો છે.

એ જ રીતે, नमस्कुर्मो नृसिंहाय । (નૃસિંહને અમે નમસ્કાર કરિયે છિયે,) અહીં 'નૃસિંહને માટે' એટલે 'નૃસિંહને અનુકૂળ–પ્રસન્ન બનાવવા માટે' એમ કહેવાનો આશય છે–नृसिंहम् अनुकूलयितुम् इति–अर्थः । પરંતુ 'अनुकूलयितुम्' એ હેત્વર્થક કૃદંતનો પ્રયોગ ન કર્યો હોવાથી એનું કર્મ 'नृसिंह' દ્વિતીયામાં ન મુકાતાં ચતુર્થીમાં (नृसिंहाय) પ્રયોજાયું છે. એવી રીતે स्वयंभुवे नमस्कृत्य । (સ્વયંભૂ (બ્રહ્મા) ને (અનુકૂળ–પ્રસન્ન–કરવા માટે) નમસ્કાર કરીને). અહીં પણ अनुकूलयितुम् હેત્વર્થ કૃદંતનો પ્રયોગ ન થયો હોવાથી એનું કર્મ ચતુર્થીમાં (स्वयंभुवे) મુકાયું છે.

ભાષ્યકાર પતંજલિ 'तुमुन्' પદમાં 'ण्वुल्'નો પણ સમાવેશ થઈ જતો હોવાનું જણાવે છે, એટલે 'फलेभ्यो याति ।'નો અર્થ 'फलानि आहारकः याति ।' એમ પણ થઈ શકે. (आ + हृ ધાતુને ण्वुल् (अक) પ્રત્યય લાગતાં 'आहारक' શબ્દ બને છે.)

**૫૮૨. तुमर्थाच्च भाववचनात् । २ । ३ । १५ ॥**

**વૃત્તિ : भाववचनात् च इति सूत्रेण यः विहितः इति–अर्थः । चतुर्थी स्यात् । यागाय याति यष्टुम् याति इति–अर्थः ॥**

**વ્યાખ્યા :** भाववचनाच्च'।(૩–૩–૧૧) સૂત્ર પ્રમાણે ભાવ દર્શાવવા માટે 'घञ्' વગેરે ભાવવાચક પ્રત્યયો 'तुमुन्'ના અર્થમાં પ્રયોજાય ત્યારે એઓના યોગમાં ચતુર્થી વિભક્તિ થાય છે, એટલે કે 'तुमुन्' પ્રત્યય લગાડવાથી જે અર્થ પ્રાપ્ત થાય તે જ અર્થ ધાતુમાંથી બનેલા ભાવવાચક નામ દ્વારા વ્યક્ત કરવો હોય તો એને ચતુર્થી વિભક્તિમાં મુકાય છે; જેમકે–यागाय याति । (એ યજ્ઞ કરવા માટે જાય છે.) અહીં 'यज्' ધાતુને ભાવવાચક 'घञ्' પ્રત્યય લગાડવાથી 'याग' શબ્દ બન્યો છે. 'यज्' ધાતુને 'तुम्' પ્રત્યય લગાડતાં 'यष्टुम्' બને છે. અહીં 'यागाय याति'નો અર્થ 'यष्टुम् याति ।' એવો થાય છે, આથી 'यागाय' એ ચતુર્થી વિભક્તિનો પ્રયોગ થયો છે. આવી જ રીતે अध्ययनाय गच्छति । (અધ્યયન કરવા માટે જાય છે.) मरणाय यतते । (મરવાનો પ્રયત્ન કરે છે.) આદિ પ્રયોગો થઈ શકે છે.

**૫૮૩. नमः स्वस्ति–स्वाहा–स्वधाऽलं–वषड्योगाच्च । २ । ३ । १६ ॥**

વૃતિ : (१) एभिः योगे चतुर्थी स्यात् । हरये नमः ।

(२) "उपपदविभक्तेः कारकविभक्तिः बलीयसी ।" नमस्करोति देवान् ।

(३) प्रजाभ्यः स्वस्ति । अग्नये स्वाहा । पितृभ्यः स्वधा ।

(४) अलम् इति पर्याप्त्यर्थग्रहणम् । तेन दैत्येभ्यः हरिः अलम्—प्रभुः समर्थः शक्तः इति-आदि । प्रभ्वादिभ्यः षष्ठी अपि साधु । तस्मै प्रभवति स एषाम् ग्रामणीः इति निर्देशात् । तेन प्रभुर्बुभूर्षुर्भुवनत्रयस्य' इति सिद्धम् ।

(५) वषट् इन्द्राय ।

(६) चकारः पुनर्विधानार्थः । तेन आशीर्विवक्षायाम् पराम् अपि चतुर्थी चाशिषि...(सूत्र ६३१) इति षष्ठीम् बाधित्वा चतुर्थी एव भवति । स्वस्ति गोभ्यः भूयात् ॥

વ્યાખ્યા : (૧) नमः (નમસ્કાર), स्वस्ति (કલ્યાણ), स्वाहा ( દેવોને આહુતિ આપતી વખતે બોલાતા શબ્દ), स्वधा (પિતૃઓને આહુતિ આપતી વખતે પ્રયોજાતો શબ્દ), अलम् ( પૂરતું, સમર્થ ), वषट् (દેવોને અર્પણ કરતી વખતે પ્રયોજાતો શબ્દ) આ અવ્યયોનો પ્રયોગ થયો હોય ત્યારે ચતુર્થી વિભક્તિ વપરાય છે; જેમકે–हरये नमः । હરિને નમસ્કાર. અહીં नमस् અવ્યયના યોગમાં 'हरि' શબ્દની ચતુર્થી વિભક્તિ (हरये) થઈ છે.

(૨) ઉપપદ વિભક્તિ કરતાં કારક વિભક્તિ વધુ બળવાન છે, આ પરિભાષા છે. વાક્યમાં ક્રિયાપદ સાથેના સંબંધને કારણે પ્રાપ્ત થતી વિભક્તિ તે કારક વિભક્તિ, અન્ય કોઈ પદ સાથેના સંબંધને કારણે પ્રાપ્ત થતી વિભક્તિ તે ઉપપદ વિભક્તિ. વાક્ય ક્રિયાપ્રધાન હોય છે, અર્થાત્ વાક્યમાં સૌથી મહત્ત્વનું પદ તે ક્રિયાપદ હોય છે, આથી ક્રિયાપદ સાથેનો પદનો સંબંધ એ પદના અન્ય પદની સાથેના સંબંધ કરતાં વધુ મહત્ત્વનો ગણાય, આથી ક્રિયાપદના સાથ સંબંધથી પ્રાપ્ત થતી વિભક્તિ(કારક વિભક્તિ)ને અન્ય પદોના સંબંધથી પ્રાપ્ત થતી વિભક્તિ (ઉપપદ વિભક્તિ) કરતાં વધુ બળવાન માનવામાં આવી છે. આનો અર્થ એ કે જો કોઈ વાર વાક્યમાં કોઈ એક શબ્દને ક્રિયાપદ સાથેના સંબંધને લીધે અમુક વિભક્તિ પ્રાપ્ત થતી હોય અને અન્ય કોઈ પદ સાથેના સંબંધને કારણે અન્ય વિભક્તિ પ્રાપ્ત થતી હોય તો ક્રિયાપદ સાથેના સંબંધથી એ

શબ્દની જે વિભક્તિ પ્રાપ્ત થતી હોય તે વિભક્તિ વાપરવી; જેમકે— नमस्करोति देवान् । (એ દેવોને નમસ્કાર કરે છે.) અહીં 'देव' શબ્દનો સંબંધ नमस् સાથે છે. नमस् અવ્યયના યોગમાં ચતુર્થી વિભક્તિનો પ્રયોગ થાય છે (સૂત્ર ૫૮૩), આથી અહીં देव શબ્દની ચતુર્થી વિભક્તિ (देवेभ्यः) થવી જોઈએ, પરંતુ અહીં 'देव' શબ્દ નમસ્કાર કરવાની ક્રિયાનું કર્મ પણ છે અને 'कर्मणि द्वितीया' એ સૂત્રને આધારે દેવની દ્વિતીયા (देवान्) થાય. આમ અહીં 'देव' શબ્દને દ્વિતીયા અને ચતુર્થી બને પ્રાપ્ત થાય છે, ત્યારે આ નિયમને આધારે ક્રિયાપદ સાથેના સંબંધથી દ્વિતીયા પ્રાપ્ત થતી હોવાથી એ કારક વિભક્તિ છે, આથી એ વધુ બળવાન છે. અહીં 'देवान्' જ થશે, 'देवेभ्यः' નહિ. આ પરિભાષા ભાષ્યકારે કહી છે, માટે આને 'वाचनिकी' અર્થાત્ 'भाष्यवाचनिकी' કહે છે.

(૨) स्वस्ति નું ઉદાહરણ—प्रजाभ्यः स्वस्ति । (પ્રજાનું કલ્યાણ થાઓ.) અહીં 'स्वस्ति'નો સંબંધ 'प्रजा' સાથે હોઈ એ શબ્દ ચતુર્થીમાં (प्रजाभ्यः) પ્રયોજાયો છે.

'स्वाहा'નું ઉદાહરણ—अग्नये स्वाहा । (અગ્નિને આહુતિ) અહીં 'स्वाहा'ની સાથે સંકળાયેલ 'अग्नि' શબ્દ ચતુર્થી વિભક્તિમાં (अग्नये) મુકાયો છે.

'स्वधा'નું ઉદાહરણ—पितृभ्यः स्वधा । (પિતૃઓની આહુતિ) અહીં 'स्वधा'ના યોગમાં 'पितृ' શબ્દની ચતુર્થી (पित्रे) થઈ છે.

(૩) 'અલમ્' શબ્દ અનેકાર્થી છે. અહીં એનો અર્થ 'પર્યાપ્તિ' (પૂરતા હોવું એ) લેવાનો છે, આથી એ અર્થના બીજા શબ્દો—प्रभु, समर्थ, शक्त આદિ—ને પણ આ નિયમ લાગુ પડશે અને એઓની સાથે સંબંધ ધરાવતા શબ્દ ચતુર્થી વિભક્તિમાં મુકાશે; જેમકે दैत्येभ्यः हरिः अलम् । (દૈત્યોને (મારવા) માટે હરિ પૂરતા છે (શક્તિમાન) છે.) અહીં 'અલમ્'ના યોગમાં 'दैत्य' શબ્દ ચતુર્થી વિભક્તિમાં (दैत्याय) મુકાયો છે. એવી જ રીતે दैत्येभ्यः हरिः प्रभुः, दैत्येभ्य हरिः समर्थः, दैत्येभ्यः हरिः शक्तः આદિ પ્રયોગ થશે.

प्रभु વગેરે શબ્દો સાથે સંબંધ ધરાવતાં પદ ચતુર્થીને બદલે ષષ્ઠી વિભક્તિમાં પણ પ્રયોજી શકાય. આ માટે પાણિનિએ કોઈ સૂત્ર દ્વારા અલગ વિધાન કર્યું નથી, પરંતુ પાણિનિનાં સૂત્ર આ વસ્તુનું જ્ઞાપન કરે

છે; જેમકે પાણિનિએ तस्मै प्रभवति संतापादिभ्यः । (૫–૧–૧૦૧) સૂત્રમાં 'प्रभवति' શબ્દ સાથે 'तस्मै' એ ચતુર્થી વિભક્તિનો પ્રયોગ કર્યો છે. વળી स एषां ग्रामणीः । (૫–૨–૭૮) સૂત્રમાં 'પ્રભુ' અર્થવાળા 'ग्रामणी' શબ્દના યોગમાં 'एषां' એ ષષ્ઠી વિભક્તિ પણ પ્રયોજી છે. આ પરથી 'પ્રભુ' અર્થ-વાળા શબ્દો સાથે સંબંધ ધરાવતાં પદ ચતુર્થી યા ષષ્ઠીમાં મૂકી શકાય એમ સૂચિત થાય છે. આ પરથી માઘકાવ્યમાં 'प्रभुर्बुभूर्षुर्भुवनत्रयस्य' (ત્રણે ભુવનના માલિક બનવાની ઇચ્છાવાળો)માં प्रभु શબ્દ સાથે 'भुवनत्रयस्य' એ ષષ્ઠીનો પ્રયોગ કર્યો છે તે યોગ્ય છે, પાણિનિ-સંમત છે.

(૫) वषट्नुं ઉદાહરણ–वषट् इन्द्राय । (ઇંદ્રને માટે આહુતિદાન.) અહીં वषट्ना યોગમાં 'इन्द्र' શબ્દ ચતુર્થી વિભક્તિમાં (इन्द्राय) પ્રયોજાયો છે.

(૬) नमः स्वस्ति...। (૨–૩–૧૬)માં અંતે 'च'નો પ્રયોગ કર્યો છે તે ફરી ચતુર્થીના વિધાન માટે છે. આ પુનર્વિધાન 'ચતુર્થી જ થશે' એમ ભાર દર્શાવવા માટે છે. આમ ભારપૂર્વક કહેવાનું કારણ એ કે चतुर्थी चाशिषि...। (૨–૩–૭૬) સૂત્રમાં આશીર્વાદના અર્થમાં વિકલ્પે ચતુર્થી અને ષષ્ઠીનું વિધાન છે. વળી 'चतुर्थी चाशिषि...।' એ પર સૂત્ર છે અને પૂર્વ સૂત્ર કરતાં પર સૂત્રને વધુ બળવાન માનવામાં આવ્યું છે. આ પર સૂત્રનો બાધ કરી नमः स्वस्ति આદિ અવ્યયો સાથે ચતુર્થી જ થશે, ષષ્ઠી નહિ, એમ પ્રતિપાદિત કરવા 'च' દ્વારા પુનર્વિધાન કર્યું છે. આથી स्वस्ति गोभ्यः भूयात् । (ગાયોનું કલ્યાણ થાઓ.) અહીં આશીર્વાદનો અર્થ હોવા છતાં स्वस्तिના યોગમાં ચતુર્થી જ (गोभ्यः) થશે, વિકલ્પે ષષ્ઠી નહિ થાય.

**૫૮૪. मन्यकर्मण्यनादरे विभाषाऽप्राणिषु । २ । ३ । १७ ॥**

વૃત્તિ : (૧) प्राणिवर्जे मन्यतेः कर्मणि चतुर्थी वा स्यात् तिरस्कारे । न त्वां तृणं मन्ये तृणाय वा ।

(૨) श्यना निर्देशात् तनादिकयोगे न । न त्वाम् तृणम् मन्वे ।

વ્યાખ્યા : (૧) અનાદર અર્થાત્ તિરસ્કારનો અર્થ દર્શાવવાનો હોય ત્યારે मन् (૪, આત્મ.) (માનવું, સમજવું) ધાતુનું કર્મ, જો એ પ્રાણિવાચક ન હોય તો, વિકલ્પે ચતુર્થી વિભક્તિમાં મુકાય છે; જેમકે न त्वां तृणं मन्ये । અથવા न त्वां तृणाय मन्ये । (હું તને તણખલા સમાન પણ માનતો નથી.)

અહીં અનાદર યા તિરસ્કાર સૂચવાયો છે. વળી मन् ધાતુનું કર્મ 'तृण' પ્રાણિવાચક નથી, આથી तृण શબ્દ વિકલ્પે દ્વિતીયા (तृणं) અથવા ચતુર્થી (तृणाय)માં મુકાયો છે.

(૨) मन् ધાતુ ચોથા ગણ(दिवादि-गण)નો પણ છે તેમજ આઠમા ગણ(तनादि-गण)નો પણ છે. ચોથા ગણનો વિકરણ પ્રત્યય 'य' (श्यन्) છે તેથી એનું રૂપ मन्ये मन्यावहे ઇત્યાદિ થશે આઠમા ગણનો વિકરણ પ્રત્યય 'उ' છે અને એ પ્રમાણે मन्वे, मनुवहे–मन्वहे આદિ રૂપ થશે. અહીં સૂત્રમાં 'मन्य–' શબ્દ પ્રયોજવાનો આશય એ છે કે અહીં ચોથા ગણનો मन् ધાતુ લેવાનો છે, આઠમા ગણનો નહિ, એટલે કે આઠમા ગણના मन् ધાતુનું કર્મ વિકલ્પે ચતુર્થીમાં મુકાતુ નથી; જેમકે–न त्वा तृणं मन्वे । (હું તને તણખલા સમાન પણ માનતો નથી.) અહી मन् ધાતુ આઠમા ગણનો હોવાથી એનું કર્મ દ્વિતીયામાં જ (तृण) પ્રયોજાશે; અહી વિકલ્પે ચતુર્થી (तृणाय) નહિ થાય.

અહી એ પણ નોંધવુ ઘટે કે વાક્યમાં અનાદર પ્રગટ થતો હોય તો જ કર્મ વિકલ્પે ચતુર્થી લેશે, નહિ તો નહિ; જેમકે, દૂબળા–પાતળા માણસને કેવળ તુલના કરવાના હેતુથી તણખલા સાથે સરખાવવામાં આવે તો વિકલ્પે ચતુર્થી થતી નથી. ઉદાહરણ તરીકે त्वा तृण मन्ये । અહીં કેવળ હકીકતનુ કથન અભિપ્રેત છે, અનાદર નહિ.

**વાર્તિક : अप्राणिष्वित्यपनीय नौकाकान्नशुकशृगालवर्जेष्विति वाच्यम् । तेन न त्वाम् नावम् मन्ये इति अत्र अप्राणित्वे अपि चतुर्थी न । न त्वाम् शुनम् मन्ये इति अत्र प्राणित्वे अपि भवति एव ॥**

**વ્યાખ્યા :** વાર્તિકકાર કાત્યાયન અહી 'मन्यकर्म...।' સૂત્રમાં સુધારો સૂચવે છે. એમના મત પ્રમાણે આ સૂત્રમાં 'अप्राणिषु' શબ્દ બરાબર નથી, કારણ કે કેટલાક શબ્દો પ્રાણિવાચક ન હોવા છતાં એઓ વિકલ્પે ચતુર્થીમાં મુકાતા નથી, જ્યારે કેટલાક શબ્દો પ્રાણિવાચક હોવા છતાં વિકલ્પે ચતુર્થીમાં મુકાય છે. આથી 'अप्राणिषु' શબ્દ કાઢી નાખી એને બદલે 'नौकाकान्नशुकशृगालवर्जेषु' [અર્થાત્ नौ (નાવ), काक (કાગડો), अन्न, शुक (પોપટ) અને शृगाल (શિયાળ)–આટલા શબ્દો સિવાય અન્ય શબ્દોમાં] એમ કહેવું જોઇએ. એટલે કે વાર્તિકકાર પ્રમાણે સૂત્ર આમ હોવું

જોઇએ–मन्यकर्मण्यनादरे विभाषा नौकाकान्नशुकशृगालवर्जेषु । અહીં नौ અને
અન્ન શબ્દો પ્રાણિવાચક ન હોવા છતાં એઓ વિકલ્પે ચતુર્થીમાં મુકાતા
નથી; જેમકે न त्वां नावं मन्ये । (હું તને નાવડી સમાન પણ માનતો નથી.)
અહીં नौ શબ્દની વિકલ્પે ચતુર્થી થતી નથી. એવી જ રીતે 'न त्वाम् अन्नं
मन्ये ।'માં પણ 'अन्न'ની ચતુર્થી થશે નહિ. એનાથી ઊલટું, श्वन् (કૂતરો)
પ્રાણિવાચક શબ્દ છે, પરંતુ 'नौ' વગેરે શબ્દોમાં એનો સમાવેશ ન થતો
હોવાથી એ વિકલ્પે ચતુર્થીમાં મુકાય છે; જેમકે न त्वां श्वानं मन्ये ।
અથવા न त्वां शुने मन्ये । (હું તને કૂતરા સમાન પણ માનતો નથી.)
અહીં 'श्वानम्' અને 'शुने' એમ બંને પ્રયોગ થઈ શકે.

આ ઉપરાંત काक शुक અને शृगाल ત્રણ પ્રાણિવાચક શબ્દો વિકલ્પે
ચતુર્થીમાં મુકાતા નથી; જેમકે न त्वां काकं मन्ये । (હું તને કાગડા સમાન
પણ માનતો નથી.) न त्वां शुकं मन्ये । (હું તને પોપટ સમાન પણ માનતો
નથી.) न त्वां शृगालं मन्ये । (હું તને શિયાળ સમાન પણ માનતો નથી.)
આ ઉદાહરણોમાં વિકલ્પે ચતુર્થી પ્રયોજાતી નથી.

**૫૮૫. गत्यर्थकर्मणि द्वितीयाचतुर्थ्यौ चेष्टायामनध्वनि । २ । ३ । १२ ॥**

**વૃત્તિ : (१) अध्वभिन्ने गत्यर्थानाम् कर्मणि एते स्तः चेष्टायाम् ।
ग्रामम् ग्रामाय वा गच्छति ।**

**(२) चेष्टायां किम् ? मनसा हरिम् व्रजति ।**

**(३) अनध्वनि इति किम् ? पन्थानम् गच्छति । गङ्गाधिष्ठिते
अध्वनि एव अयम् निषेधः । यदा तु उत्पथात् पन्थाः एव
आक्रमितुम् इष्यते तदा चतुर्थी भवति एव । उत्पथेन पथे गच्छति ॥**

**વ્યાખ્યા :** (१) ગત્યર્થક ધાતુઓ–ક્રિયાપદો (गम्, या, इ વગેરે)નું કર્મ,
જો એ કર્મ માર્ગવાચક ન હોય તો (अनध्वनि) અને એમાં શારીરિક
ક્રિયા કરવી પડતી હોય તો, વિકલ્પે દ્વિતીયા અથવા ચતુર્થીમાં મુકાય છે;
જેમકે ग्रामं गच्छति । અથવા ग्रामाय गच्छति । (એ ગામ તરફ જાય છે).
અહીં 'गच्छति' એ ગત્યર્થક ક્રિયાપદ છે, ग्राम એ એનું કર્મ છે. વળી
અહીં ગમનક્રિયામાં શારીરિક ક્રિયા કરવી જરૂરી છે, માટે ग्राम શબ્દ
અહીં દ્વિતીયા (ग्रामम्) અથવા ચતુર્થીમાં (ग्रामाय) વિકલ્પે પ્રયોજી શકાય.

(२) સૂત્રમાં 'चेष्टायाम्' શા માટે કહ્યું ? ચેષ્ટા એટલે વ્યાપાર.
'શારીરિક ક્રિયા થતી હોય ત્યારે' એમ કહેવાનું પ્રયોજન એ છે કે ક્રિયાપદ

ગત્યર્થક હોય, પરંતુ શારીરિક ચેષ્ટા ન થતી હોય, તો કર્મને વિકલ્પે ચતુર્થી પ્રાપ્ત થતી નથી; જેમકે मनसा हरिं व्रजति। (મન દ્વારા હરિ પાસે જાય છે.) (એટલે કે મનમાં હરિનું સ્મરણ કરે છે.) આ ઉદાહરણમાં 'व्रजति' એ ગત્યર્થક ક્રિયાપદ છે, પરંતુ અહીં માનસિક ક્રિયા છે, શારીરિક ચેષ્ટા-ક્રિયા નથી, માટે હરિ શબ્દની દ્વિતીયા (हरिम्) જ થશે, વિકલ્પે ચતુર્થી (हरये) નહિ થાય.

(૩) સૂત્રમાં (કર્મ માર્ગવાચક ન હોય તો (अनध्वनि)) એમ એટલા માટે કહ્યું કે ગત્યર્થક ધાતુનું કર્મ માર્ગવાચક હોય તો વિકલ્પે ચતુર્થી થતી નથી; જેમકે—पन्थानं गच्छति। (એ માર્ગ પર ચાલે છે.) અહીં 'पथिन्' શબ્દ માર્ગદર્શક છે આથી અહીં દ્વિતીયા (पन्थानम्) જ થશે, વિકલ્પે ચતુર્થી (पथे) થશે નહિ.

અહીં 'अनध्वनि' દ્વારા જે માર્ગ પર 'જનાર' ચાલી રહ્યો હોય તેવા માર્ગમાં જ વિકલ્પે ચતુર્થીનો નિષેધ છે, પરંતુ માર્ગ ભૂલેલ વ્યક્તિ ખોટા માર્ગેથી સાચા માર્ગે આવવા ચાહતી હોય ત્યારે એ માર્ગવાચક શબ્દ પણ વિકલ્પે ચતુર્થીમાં પ્રયોજી શકાય; જેમકે—उत्पथेन पथे गच्छति। (અવળે રસ્તેથી એ સાચે માર્ગે જાય છે.) અહીં पथिन् શબ્દની વિકલ્પે ચતુર્થી વિભક્તિ (पथे) થાય છે.

## ચતુર્થી વિભક્તિ સમાપ્ત

## पञ्चमी विभक्ति

**५८६. ध्रुवमपायेऽपादानम्। १। ४। २४॥**

**वृत्ति : अपायः विश्लेषः। तस्मिन् साध्ये ध्रुवम् अवधिभूतम् कारकम् अपादानम् स्यात्॥**

વ્યાખ્યા : આ સૂત્રમાં 'અપાદાન'ની વ્યાખ્યા આપી છે. 'અપાદાન' એટલે 'વિશ્લેષ' 'છૂટા પડવું' 'અલગ થવું.' 'ध्रुव' એટલે 'સ્થિર.' અહીં 'ध्रुव' શબ્દ 'અવધિ' (અર્થાત્ સીમા, હદ) નો અર્થ દર્શાવે છે.

જ્યારે બે પદાર્થ ભેગા હોય તેમાંથી કોઈ એક પદાર્થ અલગ થાય—છૂટો પડે ત્યારે જેમાંથી એ અલગ થાય તે પદાર્થ એની સરખામણીમાં ધ્રુવ ગણાય; જેમકે—वृक्षात् पर्णम् पतति। (વૃક્ષ ઉપરથી પાન પડે છે.) અહીં વૃક્ષ સ્થિર છે. એ અવધિ દર્શાવે છે, માટે વૃક્ષ એ અપાદાન કારક કહેવાય.

આ સૂત્રમાં પણ 'कारके' સૂત્રનો અધિકાર ચાલતો હોવાથી 'कारक' પદની અનુવૃત્તિ સમઝી લેવાની છે.

**૫૮૭. अपादाने पञ्चमी । २ । ३ । २८ ॥**

**વૃત્તિ : (१) ग्रामाद् आयाति । धावतः अश्वात् पतति ।**

**(२) कारकं किम् ? वृक्षस्य पर्णम् पतति ॥**

**વ્યાખ્યા :** (૧) અપાદાન કારક પંચમી વિભક્તિમાં મુકાય છે; જેમકે ग्रामात् आयाति । (એ ગામમાંથી આવે છે.) અહીં 'ग्राम' ધ્રુવ છે. એ અવધિ દર્શાવે છે. આવનાર માણસ પહેલાં ગામમાં હતો, ત્યાંથી એ અલગ થાય છે, આથી 'ग्राम' એ અવધિભૂત કારક કહેવાય, તેથી એની અપાદાન સંજ્ઞા થતાં એ પંચમી વિભક્તિમાં (ग्रामात्) પ્રયોજાયું છે.

એવી જ રીતે, धावतः अश्वात् पतति । (દોડતા ઘોડા પરથી પડી જાય છે. અહીં ઘોડો અને ઘોડેસવાર પહેલાં સંયુક્ત હતા, ઘોડેસવાર પડી જતાં વિશ્લેષ થાય છે. અહીં ઘોડો દોડતો હોવાથી ધ્રુવ (સ્થિર) નથી, પરંતુ એ ક્યાંથી પડ્યો એ અવધિ દર્શાવે છે, આથી એ અપાદાન બનતાં પંચમીમાં (अश्वात्) મુકાયો છે.

(૨) સૂત્રની વૃત્તિમાં 'कारकम्' શબ્દ ઉમેર્યો છે, કારણ કે કારક ન હોય, ક્રિયા સાથે સંબંધ ન હોય, તેવો શબ્દ અપાદાન નહિ કહેવાય; જેમકે– वृक्षस्य पर्णं पतति । (વૃક્ષનું પાન પડે છે.) અહીં 'वृक्ष' નો સંબંધ પતન ક્રિયા સાથે નથી, પરંતુ 'पर्ण' સાથે છે, આથી એ અપાદાન ન બનતાં સંબંધસૂચક ષષ્ઠી વિભક્તિમાં (वृक्षस्य) પ્રયોજાય છે, પંચમીમાં (वृक्षात्) નહિ.

**વાર્તિક : जुगुप्साविरामप्रमादार्थानामुपसंख्यानम् । पापात् जुगुप्सते, विरमति । धर्मात् प्रमाद्यति ॥**

**વ્યાખ્યા :** जुगुप्सा (ઘૃણા), विराम (કોઈ કાર્ય કરતાં અટકી જવું, વિરમી જવું એ), प्रमाद (ભૂલ કરવી બેદરકાર રહેવું એ)–આ અર્થવાળા ધાતુઓના યોગમાં પંચમી વિભક્તિ પ્રયોજાય છે. અહીં 'વિશ્લેષ' (અપાય) ન હોવા છતાં પંચમી વિભક્તિનો પ્રયોગ થાય છે. ક્રમશઃ ઉદાહરણો આ પ્રમાણે છે.

'जुगुप्सा'નું ઉદાહરણ—જે પદાર્થ યા વ્યક્તિથી ઘૃણા ઉપજતી હોય તે પંચમીમાં મુકાય છે; જેમકે–पापात् जुगुप्सते । (એ પાપથી ઘૃણા કરે છે.) અહીં પાપથી ઘૃણા થતી હોવાથી पाप શબ્દની પંચમી (पापात्) થઈ છે.

'विराम'નું ઉદાહરણ—જે કાર્યથી અટકી જવાનું હોય તે પંચમીમાં મુકાય છે; જેમકે–पापात् विरमति । (એ પાપથી અટકી જાય છે.) અહીં 'પાપ' થી અટકવાનું હોવાથી 'पाप' શબ્દ પંચમીમાં (पापात्) મુકાયો છે.

'प्रमाद'નું ઉદાહરણ—જે કાર્યમાં પ્રમાદ અર્થાત્ બેદરકારી દર્શાવાતી હોય તે પંચમીમાં પ્રયોજાય છે; જેમકે–धर्मात् प्रमाद्यति । (ધર્મમાં પ્રમાદ કરે છે.) અહીં ધર્મકાર્યમાં પ્રમાદ હોવાથી 'धर्म' શબ્દ પંચમી વિભક્તિમાં (धर्मात्) મુકાયો છે.

**५८८. भीत्रार्थानां भयहेतुः । १ । ४ । २५ ॥**

**वृत्ति : (१) भयार्थानाम् त्राणार्थानाम् च प्रयोगे भयहेतुः अपादानसंज्ञः स्यात् । चौरात् विभेति । चौरात् त्रायते ।**

**(२) भयहेतुः किम् । अरण्ये विभेति, त्रायते वा ॥**

**વ્યાખ્યા :** भी (ડરવું) અને त्रा (રક્ષણ કરવું, બચાવવું)–આ ધાતુઓ તેમજ તે તેના સમાનાર્થી ધાતુઓમાં જે ભયનું કારણ (भयहेतु) હોય તે અપાદાન બને છે; જેમકે–चौरात् विभेति । (એ ચોરથી ડરે છે) અહીં ભયનું કારણ ચોર હોવાથી 'चौर' શબ્દ અપાદાન બની પંચમી વિભક્તિમાં (चौरात्) પ્રયોજાયો છે.

એવી જ રીતે चौरात् त्रायते । (ચોરથી બચાવે છે.) અહીં પણ 'ચોર' ભયનું કારણ હોવાથી 'चौर' શબ્દ અપાદાન બને છે અને પંચમી વિભક્તિમાં (चौरात्) મુકાયો છે.

(२) સૂત્રમાં भयहेतु (ભયનું કારણ) એમ કહેવાનું પ્રયોજન એ છે કે કેવળ ભયનું કારણ જ અપાદાન બને છે, અન્ય નહિ; જેમકે अरण्ये विभेति। (જંગલમાં એને ડર લાગે છે.) અથવા अरण्ये त्रायते । (જંગલમાં એ બચી જાય છે) અહીં જંગલ ભયનું કારણ નથી, ભયનું કારણ તો જંગલમાં રહેતા સિંહ, વાઘ, ચોર હોઈ શકે, જંગલ પોતે નહિ, આથી 'अरण्य'ની અપાદાન સંજ્ઞા થતી નથી અને તેથી એની પંચમી પણ થઈ નથી. અલબત્ત, જો કોઈ વ્યક્તિને જંગલનો જ ડર લાગતો હોય અને એ રીતે જંગલ જ એને ભયનું કારણ હોય તો જંગલની અપાદાન સંજ્ઞા થઈ એ પંચમી વિભક્તિમાં મુકાશે; જેમકે–अरण्यात् विभेति। (એ જંગલથી ડરે છે.)

५८९. पराजेरसोढः । १ । ४ । २६ ॥
વૃત્તિ : (१) पराजेः प्रयोगे असह्यः अर्थः अपादानम् स्यात् ।
अध्ययनात् पराजयते । ग्लायति इति-अर्थः ।
(२) असोढः किम् ? शत्रून् पराजते । अभिभवति इति-अर्थः ॥

વ્યાખ્યા : परा + जि ધાતુ કંટાળવું અર્થમાં પ્રયોજાયો હોય ત્યારે असोढ– અસહ્ય પદાર્થ (એટલે જે પદાર્થ અપ્રિય હોય, જેનાથી કંટાળતો હોય તે પદાર્થ) અપાદાન બને છે અને પંચમી વિભક્તિમાં મુકાય છે; જેમકે– अध्ययनात् पराजयते । એ અધ્યયનથી કંટાળે છે. અહીં અધ્યયન અસહ્ય કંટાળાજનક પદાર્થ હોવાથી એની અપાદાન સંજ્ઞા થતાં પંચમી વિભક્તિમાં (अध्ययनात्) મુકાયો છે.

(૨) સૂત્રમાં 'असोढ' (અસહ્ય પદાર્થ) એટલા માટે કહ્યું છે કે જેનાથી માણસ કંટાળી જાય, થાકી જાય તે પદાર્થ જ પંચમી વિભક્તિમાં મુકાય છે; જેમકે–शत्रून् पराजयते । (શત્રુઓને હરાવે છે.) અહીં શત્રુઓનો સામનો કરી એમને પરાજિત કરવાની વાત છે, એમનાથી કંટાળવાની નહિ, માટે અહીં 'शत्रु'ની પંચમી વિભક્તિ થતી નથી, પરંતુ એ કર્મ હોવાથી દ્વિતીયામાં (शत्रून) મુકાય છે.

जि ધાતુ પરસ્મૈપદી (પહેલો ગણ) છે, પરંતુ वि અથવા परा ઉપસર્ગ એની આગળ હોય તો એ આત્મનેપદી બને છે (જુઓ–विपराभ्यां जेः । १–३–१९).

५९०. वारणार्थानामीप्सितः । १ । ४ । २७ ॥
વૃત્તિ : (१) प्रवृत्तिविघातः वारणम् । वारणार्थानाम् धातूनाम् प्रयोगे ईप्सितः अर्थः अपादानम् स्यात् । यवेभ्यः गाम् वारयति ।
(२) ईप्सितः किम् ? यवेभ्यः गां वारयति क्षेत्रे ॥

વ્યાખ્યા : ૧. 'वारण' એટલે વારવું, પ્રવૃત્તિને રોકવી એ. આ વારણ અર્થવાળા ધાતુઓનો પ્રયોગ થયો હોય ત્યારે રોકનાર વ્યક્તિને જે ઇચ્છિત પદાર્થ હોય તે અપાદાન બને છે; જેમકે यवेभ्यः गां वारयति । (ગાયને જવ ખાતાં રોકે છે.)

અહીં ગાયની સ્વાભાવિક ઇચ્છા જવ ખાવાની છે, પરંતુ એને રોકવામાં આવે છે, કારણ કે જવ એ માલિકને ઇષ્ટ પદાર્થ છે, આથી અહીં यव શબ્દ અપાદાન બનતાં એ પંચમી વિભક્તિમાં (यवेभ्यः) મુકાયો છે.

૨. સૂત્રમાં 'ઈપ્સિત પદાર્થની અપાદાન સંજ્ઞા થાય છે' એમ એટલા માટે કહ્યું છે કેવળ ઈપ્સિત પદાર્થ જ અપાદાન બને છે, અન્ય નહિ; જેમકે–यवेभ्यः गां वारयति क्षेत्रे । (ગાયને ખેતરમાં જવ ખાતાં રોકે છે.)

અહીં માલિક જવનું રક્ષણ કરવા માગે છે. ખેતરનું નહિ. ગાય જવ ન ખાઈ જાય એ એને ઇષ્ટ છે, ખેતરમાં એ પ્રવેશે એનો એને વાંધો નથી. આમ અહીં માલિકને જવ પ્રિય છે, માટે यव શબ્દ જ અપાદાન બની પંચમીમાં (यवेभ्य') મુકાય છે. ક્ષેત્રની પંચમી થતી નથી.

**૫૯૧. अन्तर्धौ येनादर्शनमिच्छति । १ । ४ । २८ ॥**

**વૃત્તિ : (१) व्यवधाने सति यद् कर्तृकस्य आत्मनः दर्शनस्य अभावम् इच्छति तद् अपादानम् स्यात् । मातुः निलीयते कृष्णः ।**

**(२) अन्तर्धौ किम् ? चौरान् न दिदृक्षते ।**

**(३) इच्छतिग्रहणम् किम् ? अदर्शनेच्छायाम् सत्याम् सति अपि दर्शने यथा स्यात् । देवदत्तात् यज्ञदत्तः निलीयते ॥**

**વ્યાખ્યા :** (૧) अन्तर्धि એટલે કે છુપાઈ જવું એ, વ્યવધાન.

જ્યારે કોઈ પોતાને બીજાથી છુપાવવવા ઇચ્છતું હોય (व्यवधाने सति) ત્યારે જેનાથી છુપાવાની એની ઇચ્છા હોય તે અપાદાન બને છે; જેમકે–मातुः निलीयते कृष्णः । (કૃષ્ણ માતાથી પોતાને છુપાવે છે.) અહીં માતા પોતાને ન જુએ એમ કૃષ્ણ ઇચ્છે છે. તેથી 'मातृ' શબ્દ અપાદાન બનતાં પંચમીમાં (मातुः) યોજાયો છે.

(૨) સૂત્રમાં 'अन्तर्धौ' પદ દ્વારા 'વ્યવધાન' અથવા 'આડચ'નો અર્થ સૂચિત થાય છે. એ એટલા માટે કે 'વ્યંવધાન' ન હોય તો પંચમી વિભક્તિનો પ્રયોગ થતો નથી; જેમકે–चौरान् न दिदृक्षते । (એ ચોરોને જોવા ઇચ્છતો નથી.) અહીં અદર્શનની ઇચ્છા તો છે જ, પરંતુ એની અને ચોરોની વચ્ચે કોઈ વ્યવધાનની વાત કે ઉલ્લેખ નથી. આમ વ્યવધાન ન હોવાથી અહીં 'चौर' શબ્દ પંચમીમાં મુકાતો નથી, પરંતુ દ્વિતીયા વિભક્તિમાં (चौरान्) મુકાયો છે.

(૩) સૂત્રમાં 'इच्छति' શબ્દ મહત્ત્વપૂર્ણ છે. છુપાવાની ઇચ્છા હોય, પછી ભલે છુપા રહી ન શકાય અને પ્રગટ થઈ જવાય, તોપણ પંચમીનો પ્રયોગ થશે; જેમકે–देवदत्तात् यज्ञदत्तः निलीयते । (યજ્ઞદત્ત દેવદત્તથી

છુપાય છે.) આ ઉદાહરણમાં યજ્ઞદત્ત દેવદત્તથી છુપાવા ઇચ્છે છે. અહીં દેવદત્ત યજ્ઞદત્તની સંમુખ આવી જાય અને યજ્ઞદત્ત માટે એનાથી છુપાવું અશક્ય બને તોપણ પંચમી વિભક્તિનો (देवदत्तात्) પ્રયોગ થશે.

**૫૯૨. आख्यातोपयोगे । १ । ४ । २९ ॥**

**વૃત્તિ : (१) नियमपूर्वकविद्यास्वीकारे वक्ता प्राक्संज्ञः स्यात् । उपाध्यायात् अधीते ।**

**(२) उपयोगे किम् ? नटस्य गाथाम् शृणोति ॥**

**વ્યાખ્યા :** (૧) 'आख्याता' એટલે 'વક્તા' 'ગુરુ' 'અધ્યાપક', 'उपयोग' એટલે નિયમપૂર્વક વિદ્યા પ્રાપ્ત કરવી એ. જ્યારે નિયમપૂર્વક વિદ્યા પ્રાપ્ત કરવામાં આવે ત્યારે જે અધ્યાપક યા ગુરુ પાસેથી વિદ્યા પ્રાપ્ત થતી હોય તેની અપાદાન સંજ્ઞા થાય છે; જેમકે–उपाध्यायात् अधीते । (ઉપાધ્યાય પાસેથી–વિદ્યાભ્યાસ કરે છે–અધ્યયન કરે છે.)

અહીં ઉપાધ્યાય એ અધ્યાપક છે, એની પાસે જઈને કોઈ નિયમપૂર્વક વિદ્યા ભણે છે, આથી ઉપાધ્યાય શબ્દ અપાદાન બને છે અને પંચમીમાં (उपाध्यायात) મુકાય છે.

(૨) સૂત્રમાં 'उपयोगे' એટલે કે 'નિયમપૂર્વક વિદ્યાપ્રાપ્તિ થતી હોય ત્યારે' એમ શા માટે કહ્યું ? કારણ કે જો નિયમપૂર્વક વિદ્યા શીખવામાં ન આવતી હોય તો વક્તા યા અધ્યાપકની અપાદાન સંજ્ઞા થતી નથી; જેમકે–नटस्य गाथां शृणोति-(નટની ગાથા સાંભળે છે.) અહીં નિયમપૂર્વક વિદ્યાપ્રાપ્તિનો અર્થ નથી. ગાથા સાંભળવામાં કોઈ નિયમની જરૂર ન હોય, આથી 'નટ' શબ્દ વક્તા હોવા છતાં અપાદાન બનતો નથી, પરંતુ ષષ્ઠીમાં (नटस्य) મુકાય છે.

**૫૯૩. जनिकर्तुः प्रकृतिः । १ । ४ । ३० ॥**

**વૃત્તિ : जायमानस्य हेतुः अपादानम् स्यात् । ब्रह्मणः प्रजाः प्रजायन्ते ॥**

**વ્યાખ્યા :** 'जनि' એટલે જન્મ=ઉત્પત્તિ. 'जनिकर्ता' એટલે જન્મનો કર્તા એટલે કે જન્મ લેનાર, ઉત્પન્ન થનાર (जायमान). પ્રકૃતિ એટલે મૂળ કારણ. ઉત્પન્ન થનાર પદાર્થનું જે મૂળ કારણ હોય તેની અપાદાન સંજ્ઞા થાય છે; જેમકે–ब्रह्मणः प्रजाः प्रजायन्ते । (બ્રહ્મામાંથી પ્રજા (સૃષ્ટિ) ઉત્પન્ન

થાય છે.) અહીં પ્રજા એ ઉત્પન્ન થનાર પદાર્થ (जनिकर्ता) છે. એનું મૂળ કારણ બ્રહ્મા છે, આથી 'ब्रह्मन्' શબ્દ અપાદાન બની પંચમીમાં (ब्रह्मणः) પ્રયોજાયો છે.

**૫૧૪. भुवः प्रभवः । १ । ४ । ३१ ॥**

**વૃત્તિ : भवनं भूः । भूकर्तुः प्रभवः तथा । हिमवतः गङ्गा प्रभवति । तत्र प्रकाशते इति-अर्थः ॥**

**વ્યાખ્યા :** 'भू' એટલે હોવું, પ્રગટ થવું, આવિર્ભાવ થવો.

આગળના સૂત્રમાંથી 'कर्तुः' શબ્દ અનુવૃત્તિ પામે છે, એટલે 'भुवः'નો અર્થ 'भू-कर्तुः' એટલે કે પ્રગટ થવાની ક્રિયાનો કર્તા અર્થાત્ પ્રગટ થનાર. 'प्रभवः' એટલે ઉત્પત્તિસ્થાન, ઉદ્‌ભવસ્થાન. પ્રગટ થનાર પદાર્થના ઉદ્‌ભવ-સ્થાનની અપાદાન સંજ્ઞા થાય છે; જેમકે—हिमवतः गङ्गा प्रभवति (હિમાલયમાંથી ગંગા પ્રગટ થાય છે.)

અહીં गङ्गा એ પ્રગટ થનાર પદાર્થ છે, આ ગંગાનું ઉદ્‌ભવસ્થાન હિમાલય છે, આથી हिमवत् શબ્દ અપાદાન બની પંચમી (हिमवतः) મુકાયો છે.

**વાર્ત્તિક : ल्यब्-लोपे कर्मण्यधिकरणे च ॥ प्रासादात् प्रेक्षते, आसनात् प्रेक्षते । प्रासादम् आरुह्य, आसने उपविश्य, प्रेक्षते इति-अर्थः । श्वशुरात् जिह्रेति, श्वशुरम् वीक्ष्य इति-अर्थः ॥**

**વ્યાખ્યા :** ल्यप् એ સંબંધક ભૂતકૃદંતનો પ્રત્યય છે, આથી અહીં 'ल्यप्' નો અર્થ 'સંબંધક ભૂતકૃદંત' થાય છે. જ્યારે સંબંધક ભૂતકૃદંતનો લોપ થયો હોય એટલે કે સંબંધક ભૂતકૃદંત વાક્યમાં પ્રયોજાયું ન હોય, પરંતુ એનો ભાવ પ્રગટ થતો હોય, ત્યારે એ સંબંધક ભૂતકૃદંતનું 'કર્મ' અને અધિકરણ પંચમીમાં મુકાય છે; જેમકે—प्रासादात् प्रेक्षते । (મહેલ પરથી જુએ છે) એટલે કે મહેલ પર ચડીને જુએ છે—प्रासादम् आरुह्य प्रेक्षते । અહીં 'आरुह्य' એ સંબંધક ભૂતકૃદંત ((ल्यबन्त) છે, જેનો પ્રત્યક્ષ પ્રયોગ થયો નથી, આથી 'प्रासाद' જે તેનું કર્મ છે તે 'प्रासादात्' એમ પંચમીમાં મુકાયું છે. એવી જ રીતે आसनात् प्रेक्षते (આસન પરથી જુએ છે. એટલે કે આસન પર બેસીને જુએ છે.) (आसने उपविश्य प्रेक्षते ।) અહીં उपविश्य એ સંબંધક ભૂતકૃદંતનો લોપ થતાં એટલે કે પ્રયોગ ન થતાં એનું અધિકરણ 'आसन' પંચમીમાં (आसनात्) પ્રયોજાયું છે. એવી જ રીતે श्वशुरात् जिह्रेति (સસરાથી શરમાય છે, એટલે કે

સસરાને જોઈને શરમાય છે.) (श्वशुरं वीक्ष्य जिह्रेति।) અહીં પણ 'वीक्ष्य' એ સંબંધક ભૂતકૃદંતનો લોપ થતાં એનું કર્મ પંચમીમાં (श्वशुरात्) વપરાયું છે.

**વાર્ત્તિક : गम्यमानापि क्रिया कारकविभक्तीनां निमित्तम् । कस्मात् त्वम् । नद्याः ॥**

**વ્યાખ્યા :** 'गम्यमान' એટલે જેનો પ્રત્યક્ષ પ્રયોગ ન થયો હોય, પરંતુ જે અનુમાન દ્વારા સમઝી શકાય. કેટલીક વાર વાક્યમાં ક્રિયાપદનો પ્રયોગ કરવામાં આવતો નથી, છતાં ક્રિયા સમઝાઈ જાય છે. અહીં ક્રિયા અધ્યાહાર હોય છે. આમ ક્રિયાનો અધ્યાહાર હોય તોપણ કારક વિભક્તિનો પ્રયોગ થતો હોય છે; જેમકે—कस्मात्त्वम् (તું ક્યાંથી (આવ્યો છે) ?) અહીં 'आगतः' એ ક્રિયાનો અધ્યાહાર છે. એનો પ્રયોગ ન થયો હોવા છતાં એ સહેલાઈથી સમઝાઈ જાય છે, આથી એ અધ્યાહાર: ક્રિયાના યોગમાં 'कस्मात्'ની અપાદાન સંજ્ઞા થતાં પંચમી વિભક્તિ પ્રયોજાય છે. એ જ રીતે એ પ્રશ્નના ઉત્તરમાં સામી વ્યક્તિ એવો જ સંક્ષેપમાં જવાબ આપે 'नद्याः।' (એટલે કે હું નદીથી આવ્યો છું.) અહીં પણ 'आगतः' ક્રિયા અધ્યાહાર છે અને એની સાથેના યોગમાં 'नदी' શબ્દ અપાદાન બની પંચમી વિભક્તિમાં (नद्याः) પ્રયોજાય છે.

**વાર્ત્તિક : (१) यतः च अकालनिर्माणम् तत्र पञ्चमी ।**
**(२) तद्युक्तात् अध्वनः प्रथमा-सप्तम्यौ ।**
**(३) कालात् सप्तमी च वक्तव्या ।**
**वनाद् ग्रामो योजनं योजने वा । कार्त्तिक्याः आग्रहायणी मासे ॥**

**વ્યાખ્યા : (૧)** જ્યાંથી અર્થાત્ જે અવધિથી માર્ગ અથવા સમયને માપવામાં આવે તે અવધિવાચક શબ્દ પંચમીમાં વપરાય છે.

(૨) અવધિવાચક શબ્દની સાથે સંબંધ ધરાવનાર માર્ગવાચક શબ્દ પ્રથમા અથવા સપ્તમીમાં મુકાય છે.

(૩) અવધિવાચક શબ્દની સાથે સંબંધ ધરાવનાર સમયવાચક શબ્દ સપ્તમી વિભક્તિમાં પ્રયોજાય છે.

ઉદાહરણ તરીકે—वनात् ग्रामः योजनम्। અથવા वनात् ग्रामः योजने। (વનથી ગામ એક યોજન છે.) અહીં વનથી ગામનું અંતર માપવામાં આવે છે, આથી 'वन' એ અવધિવાચક શબ્દ છે, તેથી એ પંચમીમાં.

(वनाद्) મુકાયો છે. માર્ગવાચક શબ્દ યોજન છે તે પ્રથમા (योजनं) અથવા સપ્તમી (योजने)માં પ્રયોજાય છે.

એ જ પ્રમાણે कार्त्तिक्याः आग्रहायणी मासे। (કાર્તિકી પૂનમથી માગસરની પૂનમ એક મહિને આવે છે.) અહીં કાર્તિકી પૂનમથી સમય માપવામાં આવે છે. આમ 'कार्त्तिकी'એ અવધિવાચક શબ્દ છે, તેથી પંચમી (कार्त्तिक्याः)માં પ્રયોજાયો છે. 'मास'એ શબ્દ સમયવાચક છે, આથી એ આ વાર્તિક પ્રમાણે સપ્તમીમાં (मासे) પ્રયોજાયો છે.

## उपपदविभक्ति

५९५. अन्यारादितरर्तेदिक्शब्दाञ्चूत्तरपदाजाहियुक्ते। २। ३। २९॥

वृत्ति : (१) एतैः योगे पञ्चमी स्यात्। अन्य इति-अर्थग्रहणम्। इतरग्रहणम् प्रपञ्चार्थम्। अन्यः भिन्नः इतरः वा कृष्णात्। आरात् वनात्। ऋते कृष्णात्। पूर्वः ग्रामात्। दिशि दृष्टः शब्दः दिक्शब्दः। तेन संप्रति देशकालवृत्तिना योगे अपि भवति। चैत्रात् पूर्वः फाल्गुनः। अवयववाचियोगे तु न। 'तस्य परमाम्रेडितम्' (८-१-२ सूत्र ८३) इति निर्देशात्। पूर्वम् कायस्य। अञ्चूत्तरपदस्य तु दिक्शब्दत्वे अपि 'षष्ठ्यतसर्थ...' २-३-३०, (६००) इति षष्ठीम् बाधितुम् पृथक् ग्रहणम्। प्राक् प्रत्यक् वा ग्रामात्। आच्-दक्षिणा ग्रामात्। आहि-दक्षिणाहि ग्रामात्।

(२) अपादाने पञ्चमी (२-३-२८) इति सूत्रे 'कार्त्तिक्याः प्रभृति' इति भाष्यप्रयोगात् प्रभृति-अर्थयोगे पञ्चमी। भवात् प्रभृति 'आरभ्य वा सेव्यः हरिः।

(३) अपपरिबहिः (२-१-१२) इति समासविधानात् ज्ञापकात् बहिर्योगे पञ्चमी। ग्रामात् बहिः॥

વ્યાખ્યા : (૧) अन्य (બીજો), आरात् (પાસે અથવા દૂર), इतर (બીજો), ऋते (સિવાય), दिक्शब्द (દિશાસૂચક શબ્દ), अञ्चूत्तरपद (જે શબ્દોના ઉત્તર પદમાં अञ्चु ધાતુથી બનેલો શબ્દ હોય, તેમ 'आच्' અને 'आहि' પ્રત્યયો જેને અંતે હોય તેવા શબ્દો)ના યોગમાં પંચમી પ્રયોજાય છે.

સૂત્રમાં 'अन्यत्' શબ્દ દ્વારા अन्यत् શબ્દનો અર્થ સમજવાનો છે, એટલે કે अन्यत् શબ્દના બીજા પર્યાયવાચક શબ્દો જેવા કે 'अपर' 'भिन्न'

'इतर'નો આમાં સમાવેશ થઈ જાય છે. તો પછી સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય કે સૂત્રમાં 'इतर' શબ્દ મૂકવાની શી જરૂર હતી? એના સમાધાનરૂપે જણાવે છે કે સૂત્રમાં 'इतर' શબ્દ કેવળ વિસ્તાર (प्रपञ्च) માટે છે. અર્થાત્ એ શબ્દ ન પ્રયોજ્યો હોત તોપણ ચાલી શકત; જેમકે—अन्यः भिन्नः इतरः वा कृष्णात् । (કૃષ્ણ સિવાય.) અહીં 'अन्य' અને એના પર્યાયવાચક શબ્દ 'भिन्न' અને 'इतर'ના યોગમાં 'कृष्णात्'એ પંચમી થઈ છે.

'आरात्' અવ્યય સાથે સંબંધ ધરાવનાર શબ્દ પંચમીમાં મુકાય છે; જેમકે—आरात् वनात् । (વનની પાસે.) અહીં आरात्‌ના યોગમાં वन શબ્દ પંચમીમાં (वनात्) પ્રયોજાયો છે.

'ऋते' અવ્યયના યોગમાં પણ પંચમી થાય છે : ऋते कृष्णात् । (કૃષ્ણ સિવાય.) અહીં 'कृष्ण'ની પંચમી વિભક્તિ (कृष्णात्) થઈ છે.

'दिक्शब्द'નો સામાન્ય અર્થ દિશાસૂચક શબ્દ એવો થાય છે. એના યોગમાં પંચમી વિભક્તિ થાય છે; જેમકે—पूर्वः ग्रामात् । (ગામની પૂર્વ દિશામાં.) અહીં 'पूर्व' શબ્દ દિશા સૂચવે છે, આથી એની સાથે જોડાયેલો પંચમી ग्रामात् શબ્દ મુકાયો છે. અહીં 'दिक्शब्द' અર્થ કેવળ 'દિશાસૂચક શબ્દ' એમ નથી. 'दिक्शब्द'ને ભાષ્યમાં આ રીતે સમઝાવવામાં આવ્યો છે—दिशि दृष्टः शब्दः दिक्शब्दः । અર્થાત્ અહીં દિશા સૂચવતા શબ્દો–પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ અભિપ્રેત છે. આ શબ્દો કેટલીક વાર કાલવાચક પણ બને છે, તોપણ એઓના યોગમાં પંચમી થશે; જેમકે—चैत्रात् पूर्वः फाल्गुनः । (ફાગણ મહિનો ચૈત્રથી પહેલાં આવે છે.) અહીં 'पूर्व' શબ્દ કાલવાચક છે, દિશાવાચક નહિ, એમ છતાં પણ એના યોગમાં પંચમી (चैत्रात्) થાય છે.

પરંતુ આ દિશાસૂચક શબ્દો કેટલીક વાર અવયવવાચક પણ બને છે, અર્થાત્ કોઈક વાર એ કોઈ પદાર્થના અવયવનો અર્થ સૂચવવા પણ વપરાય છે અને ત્યારે એના યોગમાં પંચમી થતી નથી. આ માટેનું પ્રમાણ સ્વયં પાણિનિના સૂત્રમાંથી મળે છે. 'तस्य परमाम्रेडितम् ।' (૮–૧–૨) સૂત્રમાં परम् શબ્દ અવયવનો અર્થ સૂચવે છે અને એની સાથે જોડાયેલો શબ્દ 'तस्य' ષષ્ઠીમાં મુકાયો છે, પંચમીમાં નહિ. આ પરથી 'पूर्व' વગેરે दिक्–શબ્દો અવયવવાચક હોય ત્યારે ષષ્ઠીનો પ્રયોગ થાય છે; જેમકે—पूर्वं कायस्य । (શરીરનો આગળનો ભાગ) એમ સૂચવાય છે;

ભાગ ). અહીં 'पूर्व' શબ્દ દિશાવાચક કે કાળવાચક નથી, એ શરીરનો અવયવ દર્શાવે છે, આથી અહીં પંચમીને બદલે ષષ્ઠી (कायस्य) થાય છે.

જે શબ્દોના ઉત્તરપદમાં 'अञ्चु' ધાતુ હોય તેઓને 'अञ्चूत्तरपद' કહેવાય (अञ्चुधातुः उत्तरपद यस्य सः अञ्चूत्तरपदः ।); જેમકે—प्राक् प्रत्यक् વગેરે શબ્દો, જે प्र, प्रति વગેરે સાથે अञ्चू ધાતુના યોગ દ્વારા બનેલા છે. આ શબ્દો પણ દિશાસૂચક શબ્દો હોવાથી 'दिक् શબ્દ'માં એઓનો સમાવેશ થઈ જાય છે. ત્યારે સ્વાભાવિક પ્રશ્ન એ ઉદ્ભવે છે કે તો પછી 'अञ्चूत्तरपद' શબ્દોનો સૂત્રમાં અલગ ઉલ્લેખ કરવાની શી જરૂર હતી? ભાષ્યકાર જણાવે છે કે આગળ 'षष्ठयतसर्थप्रत्ययेन' (૨–૩–૩૦) (સૂત્ર ૬૧૦) સૂત્ર દ્વારા अतस् (अतसुच् પ્રત્યય) અને એ અર્થવાળા દિશાસૂચક પ્રત્યયોના યોગમાં ષષ્ઠી વિભક્તિનું વિધાન છે. વળી આ સૂત્ર પર સૂત્ર છે, એટલે આ પર સૂત્રનો બાધ કરી 'अञ्चूत्तरपद' दिक् શબ્દોના યોગમાં તો પંચમી જ થશે, ષષ્ઠી નહિ, એમ દર્શાવવા આ શબ્દોનો અલગ ઉલ્લેખ કર્યો છે.

'आच्' (आ) પ્રત્યયવાળા દિશાસૂચક શબ્દોના યોગમાં પણ પંચમીનો પ્રયોગ થાય છે; જેમકે–दक्षिणा ग्रामात् । (ગામની દક્ષિણે.) અહીં दक्षिण શબ્દને 'आच्' પ્રત્યય લગાડવાથી 'दक्षिणा' શબ્દ બન્યો છે, એના યોગમાં 'ग्राम'ની પંચમી (ग्रामात्) થઈ છે.

'आहि' પ્રત્યયયુક્ત દિશાવાચક શબ્દોના યોગમાં પંચમી વિભક્તિ થાય છે; જેમકે–दक्षिणाहि ग्रामात् । (ગામની દક્ષિણે.) અહીં 'दक्षिण' શબ્દને आहि પ્રત્યય લાગતાં दक्षिणाहि શબ્દ બન્યો છે અને એની સાથે સંકળાયેલો ग्राम શબ્દ પંચમીમાં (ग्रामात्) મુકાયો છે.

'अञ्चूत्तरपद' શબ્દોની જેમ आच् અને आहि પ્રત્યયાંત શબ્દો પણ दिक्‌શબ્દો છે અને આ બંને પ્રત્યયો 'अतसर्थ' પ્રત્યયો હોવાથી 'षष्ठ्यतसर्थप्रत्ययेन ।' સૂત્રને આધારે એઓના યોગમાં ષષ્ઠી થવી જોઈએ, પરંતુ એ ષષ્ઠીનો બાધ કરી પંચમીનું વિધાન કરવા માટે 'दिक्शब्द'માં એઓનો સમાવેશ થતો હોવા છતાં એઓનો અલગ ઉલ્લેખ કર્યો છે.

(૨) આ સૂત્રમાં દર્શાવેલા શબ્દો ઉપરાંત प्रभृति (–થી માંડીને, –થી શરૂ કરીને) અને એ અર્થવાળા અન્ય શબ્દો (જેમકે–आरभ्य) પણ પંચમી લે છે. પરંતુ આ સૂત્રમાં ...

એનું વિધાન નથી. આ શબ્દોના યોગમાં પંચમી સિદ્ધ કરવા માટે પતં·
જલિના મહાભાષ્યનું પ્રમાણ લેવામાં આવ્યું છે. 'अपादाने पञ्चमी' એ
વિષયની ચર્ચા કરતાં મહાભાષ્યકારે 'कार्त्तिक्याः प्रभृति आग्रहायणी मासे ।'
એ ઉદાહરણ આપ્યું છે. અહીં 'कार्त्तिक्याः' પંચમીનું રૂપ છે. આ પરથી
સૂચિત થાય છે કે 'प्रभृति' અને એ અર્થવાળા અન્ય શબ્દોના યોગમાં
પંચમીનો પ્રયોગ થાય છે.

અહીં નોંધવું ઘટે કે પતંજલિએ यतश्चाध्वकालनिर्माणम्' વાર્તિકને
સ્પષ્ટ કરતાં ઉપર્યુક્ત ઉદાહરણ આપ્યું છે. વળી આ ઉદાહરણમાં प्रभृति
શબ્દ નથી. कार्त्तिक्याः आग्रहायणी मासे । પરંતુ અહીં 'कार्त्तिक्याः' નો
અર્થ 'कार्त्तिक्याः प्रभृति' એવો થાય છે, આથી 'प्रभृति' નો અર્થ હોય
ત્યારે પંચમીનો પ્રયોગ કરવો જોઇએ એમ સૂચવાય છે.

(૩) 'अपपरिवहिरञ्चवः पञ्चम्या ।' (૨–૧–૧૨) (સૂત્ર ૬૬૭)-સૂત્રમાં
પાણિનિએ કહ્યું છે કે अप परि वहिस् અને अञ्चुથી યુક્ત અવ્યયોનો પંચમી
જેને અંતે હોય તેવાં પદો સાથે વિકલ્પે સમાસ થાય છે; જેમકે वहिस्
नगरात् = वहिर्नगरम् । હવે अप અને परिના યોગમાં પંચમીનું વિધાન
'पञ्चम्यपाङ्परिभिः' (૨–૩–૧૦) (સૂત્ર ૫૯૯) સૂત્ર દ્વારા અને 'अञ्चु'ના યોગમાં
પંચમીનું વિધાન अन्याराद् (૨–૧–૧૨) (સૂત્ર ૬૬૭, સૂત્ર દ્વારા થયેલું છે.
'વહિસ્'ના યોગમાં પંચમીનું વિધાન કરતું કોઈ સ્વતંત્ર સૂત્ર નથી, પરંતુ
'अपपरिवहिः...' સૂત્ર દ્વારા 'वहिस्' ના યોગમાં પંચમીનું જ્ઞાપન–સૂચન થઈ
જાય છે, કારણ કે 'वहिस् ના યોગમાં જો પંચમી ન થતી હોય તો એ
પ્રકારના સમાસનું પાણિનિએ વિધાન જ ન કર્યું હોત.

આવા સૂત્રને 'જ્ઞાપક સૂત્ર' કહે છે. 'જ્ઞાપક સૂત્ર' જે નિયમ આપે છે
તે અનુમાન દ્વારા સિદ્ધ થતો હોવાથી એ સર્વ સ્થળે લાગુ પડતો નથી
(ज्ञापकसिद्धं न सर्वत्र ।). આથી કોઈએ 'करस्य करज्ञो वहिः ।' એમ
'वहिस्' ના યોગમાં ષષ્ઠીનો પ્રયોગ (करस्य) કર્યો છે તે પણ શુદ્ધ ગણાય.

૫૯૬. अपपरी वर्जने । १ । ४ ८८ ॥

વૃત્તિ : एतौ वर्जने कर्मप्रवचनीयौ स्तः ॥

વ્યાખ્યા : 'अप' અને 'परि' આ બે અવ્યય વર્જન (ત્યજીને, સિવાય) એ
અર્થમાં 'કર્મપ્રવચનીય' બને છે.

આ બે અવ્યય કર્મપ્રવચનીય બનતાં એઓની સાથે સંબંધ ધરાવનાર શબ્દ પંચમી વિભક્તિમાં મુકાય છે, એમ સૂત્ર ૫૯૮માં કહેવાયું છે.

**૫૯૭. आङ्मर्यादावचने । १ । ४ । ८९ ॥**

**વૃત્તિ : आङ् मर्यादायाम् उक्तसंज्ञः स्यात् । वचनग्रहणात् अभिविधौ अपि ॥**

**વ્યાખ્યા :** 'आङ्' (આ) અવ્યય 'મર્યાદા' એટલે કે હદનો અર્થ બતાવતો હોય ત્યારે 'કર્મપ્રવચનીય' બને છે. અહીં સ્વાભાવિક પ્રશ્ન થાય કે સૂત્રમાં वचन શબ્દનું શું પ્રયોજન છે? કારણ કે 'आङ् मर्यादायाम्' એવું સૂત્ર બનાવ્યું હોય તોપણ આ અર્થ સમઝાઈ જાત, પરંતુ અહીં वचन શબ્દ પણ મહત્ત્વનો છે. वचन શબ્દ દ્વારા 'अभिविधि'નો અર્થ સમઝવાનો છે. 'आ' અવ્યયના બે અર્થ છે: (૧) મર્યાદા અને (૨) અભિવિધિ—आङ् मर्यादाभिविध्योः । (२–१–१३)

મર્યાદા અને અભિવિધિમાં અંતર છે. હદ બતાવતી હોય ત્યારે હદનો સમાવેશ ન કરવામાં આવે ત્યારે એને મર્યાદા કહે છે; જેમકે—आ ग्रामात् वनम् । (એટલે કે ગામને છોડીને, અર્થાત્ ગામ પૂરું થાય પછી વન શરૂ થાય છે.) અહીં મર્યાદાનો અર્થ સૂચવાયો છે, એટલે કે 'ગામને છોડીને વન શરૂ થાય છે.'

અભિવિધિમાં હદનો પણ સમાવેશ થઈ જાય છે; જેમકે—आजीवनात् दरिद्रः । (એટલે જીવન પર્યંત એ ગરીબ રહ્યો, અહીં જીવનનો પણ સમાવેશ થઈ જાય છે.

**૫૯૮. पञ्चम्यपाङ्परिभिः । २ । ३ । १० ॥**

**વૃત્તિ : एतैः कर्मप्रवचनीयैः योगे पञ्चमी स्यात् । अप हरेः, परि हरेः संसारः । परिः अत्र वर्जने । लक्षणादौ तु हरिम् परि । आमुक्तेः संसारः । आसकलात् ब्रह्म ॥**

**વ્યાખ્યા :** अप आङ् અને परि આ કર્મપ્રવચનીયોના યોગમાં પંચમી થાય છે; જેમકે—अप हरेः संसारः । परि हरेः संसारः । (હરિને છોડીને સંસાર છે.)

અહીં 'अप' અને 'परि' અવ્યયો 'વર્જન'ના અર્થમાં પ્રયોજાયા છે. આથી એઓની સાથે સંબંધ ધરાવનાર 'हरि' શબ્દ પંચમીમાં (हरेः) મુકાયો છે.

'परि' અવ્યય 'लक्षणेत्थंभूताख्यान' વગેરે અર્થો પણ દર્શાવે છે અને એ અર્થોમાં એ કર્મપ્રવચનીય બને છે (लक्षणेत्थंभूताख्यान... (૧–૪–૯૦), પરંતુ એ અર્થમાં એ કર્મપ્રવચનીય બનતાં 'कर्मप्रवचनीययुक्ते द्वितीया' એ સૂત્રના આધારે દ્વિતીયા લે છે; જેમકે–हरिं परि (भक्तः) –(હરિ પ્રત્યે ભક્તિવાળો છે.) અહીં परि એ इत्थंभूताख्यान અર્થ દર્શાવતો હોવાથી એના યોગમાં દ્વિતીયા (हरिं) થઈ છે.

आङ् અવ્યય મર્યાદાનો અર્થ દર્શાવતો હોય ત્યારે એના યોગમાં પંચમી થાય છે; જેમકે, आमुक्तेः संसारः। (મુક્તિ પ્રાપ્ત થાય ત્યાંસુધી સંસાર છે.)

અહીં मुक्ति એ संसारની મર્યાદા બતાવે છે. સંસારમાં મુક્તિનો સમાવેશ થતો નથી, મુક્તિ પ્રાપ્ત થાય તે પહેલાં સંસાર છે.

'आङ्' અભિવિધિનો અર્થ દર્શાવે ત્યારે પણ પંચમી લે છે; જેમકે आसकलात् ब्रह्म। (બ્રહ્મ બધામાં વ્યાપ્ત છે.) અહીં आङ् અભિવિધિનો અર્થ દર્શાવે છે. ब्रह्मમાં 'सकल'નો પણ સમાવેશ થઈ જાય છે, આથી અહીં सकल શબ્દ પંચમી વિભક્તિમાં (सकलात्) પ્રયોજાયો છે.

**૫૯૯. प्रतिः प्रतिनिधिप्रतिदानयोः । १ । ४ । ९२ ॥**

**વૃત્તિ : एतयोः अर्थयोः प्रतिः उक्तसंज्ञः स्यात् ॥**

**વ્યાખ્યા :** 'प्रति' અવ્યય 'પ્રતિનિધિ' અને 'પ્રતિદાન'નો અર્થ બતાવતો હોય ત્યારે કર્મપ્રવચનીય બને છે. પ્રતિદાન એટલે એક વસ્તુ આપી એના બદલામાં બીજી વસ્તુ લેવી એ.

**૬૦૦. प्रतिनिधिप्रतिदाने च यस्मात् । २ । ३ । ११ ॥**

**વૃત્તિ : अत्र कर्मप्रवचनीयैः योगे पञ्चमी स्यात्। प्रद्युम्नः कृष्णात् प्रति। तिलेभ्यः प्रतियच्छति माषान् ॥**

**વ્યાખ્યા :** यस्मात् એટલે જેનો કોઈ પ્રતિનિધિ હોય અથવા જે વસ્તુને સાથે કોઈ બીજી વસ્તુની અદલાબદલી કરવામાં આવે તેને પંચમીમાં મૂકવામાં આવે છે; જેમકે प्रद्युम्नः कृष्णात् प्रति। (પ્રદ્યુમ્ન કૃષ્ણનો પ્રતિનિધિ છે.) અહીં प्रद्युम्न કૃષ્ણનું પ્રતિનિધિત્વ કરે છે, આથી 'कृष्ण' શબ્દ प्रतिના યોગમાં પંચમીમાં (कृष्णात्) મુકાયો છે. એ જ પ્રમાણે જે વસ્તુને બદલે બીજી વસ્તુ લેવામાં આવે તે પણ

પંચમીમાં મુકાય છે; જેમકે तिलेभ्यः प्रतियच्छति माषान् । (તલની સાથે અડદની અદલાબદલી કરે છે; એટલે કે તલ લઈ એના બદલામાં અડદ આપે છે.) અહીં તલના બદલામાં અડદ અપાતા હોવાથી तिलेभ्यः એ પંચમીનો પ્રયોગ થયો છે.

૬૦૧. अकर्तर्यृणे पञ्चमी । २ । ३ । २४ ॥

વૃત્તિ : (१) कर्तृवर्जितम् यद् ऋणं हेतुभूतम् ततः पञ्चमी स्यात् । शतात् बद्धः ।

(२) अकर्तरि किम्? शतेन बन्धितः ॥

વ્યાખ્યા : આ સૂત્રમાં એની પૂર્વેના हेतौ (૨–૩–૨૩) સૂત્રમાંથી 'हेतौ' શબ્દની અનુવૃત્તિ થાય છે, એટલે કે ઋણવાચક શબ્દ જ્યારે એ કર્તા ન હોય અને હેતુ (કારણ) દર્શાવતો હોય ત્યારે એ પંચમીમાં મુકાય છે; જેમકે—शतात् बद्धः । (સોના (રૂપિયા) દેવાને કારણે બંધાયો છે.) અહીં 'शत' શબ્દ દેવું (ઋણવાચક) બતાવે છે. વળી એ કર્તા નથી, પરંતુ બંધનનું કારણ છે, આથી એ પંચમી વિભક્તિમાં (शतात्) મુકાયો છે.

આ સૂત્ર હેતુ-તૃતીયાનો અપવાદ છે.

સૂત્રમાં 'अकर्तरि' એટલે 'ઋણકર્તા ન હોય ત્યારે' એમ કહેવાનું પ્રયોજન એ છે કે ઋણવાચક શબ્દ કર્તા ન હોય તો જ પંચમીમાં મુકાય. પ્રેરક વાક્યમાં રચનામાં ઋણ. ક્રિયા માટે પ્રેરણા કરતું હોવાથી, પ્રેરક હેતુ બનતું હોવાથી કર્તા ગણાય છે. એવે સમયે એની પંચમી થતી નથી, પરંતુ તૃતીયા થાય છે; જેમકે शतेन बन्धितः । સો રૂપિયાને કારણે બંધાવાયો છે.) અહીં ઋણવાચક शत શબ્દ લેણદારને દેવાદારને બંધનમાં નાખવા પ્રેરિત કરે છે. આમ અહીં 'शत' એ હેતુ છે તથા પ્રેરક કર્તા પણ છે, આથી એ પંચમી ન લેતાં તૃતીયામાં (शतेन) પ્રયોજાયો છે.

૬૦૨. विभाषा गुणेऽस्त्रियाम् । २ । ३ । २५ ॥

વૃત્તિ : (१) गुणे हेतौ अस्त्रीलिङ्गे पञ्चमी वा स्यात् । जाड्यात् जाड्येन वा बद्धः ।

(२) गुणे किम्? धनेन कुलम् ।

(३) अस्त्रियाम् किम् ? बुद्ध्या मुक्तः ।

(४) 'विभाषा' इति योगविभागात् अगुणे स्त्रियाम् च क्वचित् । धूमात् अग्निमान् । न अस्ति घटः अनुपलब्धेः ॥

**વ્યાખ્યા :** (૧) આગળના સૂત્રની જેમ આ સૂત્રમાં 'હેતૌ' શબ્દની
અનુવૃત્તિ થાય છે. હેતુવાચક શબ્દ ગુણવાચક હોય અને સ્ત્રીલિંગમાં ન
હોય તો એ વિકલ્પે પંચમીમાં મુકાય છે. હેતુવાચક શબ્દને તૃતીયા તો
પ્રાપ્ત હતી જ, આ સૂત્રના આધારે વિકલ્પે પંચમી પ્રાપ્ત થાય છે; જેમકે,
जाड्यात् बद्धः અથવા जाड्येन बद्धः । (મૂર્ખતાને લીધે એ બંધાયો.)
અહીં जाड्य શબ્દ ગુણવાચક છે, નપુંસકલિંગમાં છે. એ બંધન ક્રિયાનું
કારણ (હેતુ) છે, આથી આ સૂત્રાનુસાર એ વિકલ્પે તૃતીયા (जाड्येन)
અને પંચમીમાં (जाड्यात्) મુકાયો છે.

(૨) સૂત્રમાં 'गुणे' શબ્દનું પ્રયોજન એ છે કે જો હેતુ ગુણવાચક
ન હોય તો એ વિકલ્પે પંચમીમાં મુકાતો નથી અને નિયમાનુસાર તૃતીયામાં
મુકાય છે; જેમકે, धनेन कुलम् । (ધનને લીધે કુળ ગણાય છે.) અહીં
ધન એ (હેતુ) કારણ છે, પરંતુ ધન ગુણવાચક નથી, દ્રવ્યવાચક છે, આથી
એને વિકલ્પે પંચમી પ્રાપ્ત થતી નથી ને એ માત્ર તૃતીયામાં જ (धनेन)
પ્રયોજાયો છે.

(૩) સૂત્રમાં 'अस्त्रियां' શબ્દ એટલા માટે મૂક્યો છે કે હેતુ ગુણ-
વાચક હોય, પણ જો સ્ત્રીલિંગી હોય તો એને વિકલ્પે પંચમી પ્રાપ્ત થતી
નથી અને કેવળ તૃતીયામાં મુકાય છે; જેમકે, बुद्ध्या मुक्तः । (બુદ્ધિથી મુક્ત
થયો.) અહીં 'बुद्धि' શબ્દ ગુણવાચક હેતુ છે, પરંતુ સ્ત્રીલિંગ હોવાથી એ
વિકલ્પે પંચમી ન લેતાં તૃતીયામાં (बुद्ध्या) જ મુકાયો છે.

(૪) આ સૂત્ર પ્રમાણે ગુણવાચક અને સ્ત્રીલિંગી હેતુને જ વિકલ્પે
પંચમી પ્રાપ્ત થાય છે, પરંતુ વ્યવહારમાં ગુણવાચક ન હોય તેમજ
સ્ત્રીલિંગ હોય તેવો હેતુ પણ વિકલ્પે પંચમીમાં પ્રયોજાયો હોય છે. આવા
પ્રયોગોને સિદ્ધ કરવા માટે અહીં યોગ–વિભાગનો આશ્રય લેવા સૂચવ્યું
છે. 'યોગ–વિભાગ' એટલે 'યોગ' અર્થાત્ સંબંધ 'તોડી નાખવો' એ. અહીં
विभाषा આગળ યોગ–વિભાગ કરવાનો છે. આમ થતાં આ સૂત્ર બે
ભાગમાં વહેંચાશે : (૧) विभाषा । અને (૨) गुणेऽस्त्रियाम् ।

આમ વિભાષા સ્વતંત્ર સૂત્ર બનતાં એનો અર્થ हेतौ पञ्चमी विभाषा
(એટલે કે હેતુવાચક શબ્દ વિકલ્પે પંચમી અથવા તૃતીયામાં મુકાય છે.)
એમ થશે. આમ થતાં કોઈ પણ હેતુ વિકલ્પે પંચમીમાં પ્રયોજી શકાશે.
આથી અગુણવાચક અને સ્ત્રીલિંગી હેતુ પણ પંચમીમાં મૂકી શકાશે;

જેમકે धूमात् अग्निमान्। અહીં (ધુમાડાને લીધે (પર્વત) અગ્નિવાળો હોય.) એમ જણાય છે. અહીં ધૂમ એ હેતુ છે. એ ગુણવાચક નથી, આથી તૃતીયામાં જ મુકાવો જોઇયે, પરંતુ આ યોગ-વિભાગ થતાં એ પંચમી વિભક્તિમાં (धूमात्) મૂકી શકાયો છે.

એવી જ રીતે સ્ત્રીલિંગી હેતુ પણ પંચમીમાં મૂકી શકાશે; જેમકે न अस्ति घटः अनुपलब्धेः। (ઘડો નથી, કારણ કે એ દેખાતો નથી.) અહીં 'અનુપલબ્ધિ' એ ઘડો નહિ હોવાનો (હેતુ) છે. એ સ્ત્રીલિંગમાં છે, આથી સૂત્રને આધારે એને વિકલ્પે પંચમી પ્રાપ્ત થતી નથી, પરંતુ યોગ-વિભાગ કરતાં એ પંચમીમાં (अनुपलब्धे.) મુકાયો છે.

બીજું સૂત્ર गुणेऽस्त्रियाम्‌નો અર્થ વિભાષાની આગળથી અનુવૃત્તિ થતાં 'विभाषा गुणेऽस्त्रियाम्' એવો થશે. આમ સૂત્રનો મૂળ અર્થ પણ પ્રાપ્ત થશે.

**૬૦૩. पृथग्विनानानाभिस्तृतीयाऽन्यतरस्याम् । २ । ३ । ३२ ॥**

**વૃત્તિ : एभिः योगे तृतीया स्यात् पञ्चमी-द्वितीये च । अन्यतरस्यां-ग्रहणम् समुच्चयार्थम्, पञ्चमीद्वितीये च अनुवर्तेते । पृथक् रामेण रामात् रामम् वा । एवम् विना नाना ॥**

**વ્યાખ્યા :** पृथक्-જુદું, ભિન્ન, विना-સિવાય, नाना-અનેક પ્રકારે, વિવિધ પ્રકારે, આ શબ્દોના યોગમાં વિકલ્પે તૃતીયા વિભક્તિ થાય છે અને પંચમી તથા દ્વિતીયા પણ પ્રાપ્ત થાય છે.

સૂત્રમાં अन्यतरस्याम् શબ્દ સમુચ્ચય (તૃતીયા, પંચમી અને દ્વિતીયા વિભક્તિનો) દર્શાવે છે. આ સૂત્રની પહેલાંના अपादाने पञ्चमी (૨-૩-૨૮) એ સૂત્રમાંથી 'पञ्चमी' શબ્દની અનુવૃત્તિ થાય છે, વળી एनपा द्वितीया (૨-૩-૩૧) એ સૂત્રમાંથી 'द्वितीया'ની અનુવૃત્તિ કરવાની છે. આમ અહીં આ શબ્દોના યોગમાં તૃતીયા પંચમી અને દ્વિતીયા ત્રણેનું વિકલ્પે વિધાન થાય છે; જેમકે पृथक् रामेण पृथक् रामात् । અથવા पृथक् रामम् । (રામ સિવાય.) એ જ રીતે विना रामेण। विना रामात्। અથવા विना रामम्। એ પ્રમાણે नाना रामेण । नाना रामात्। અથવા नाना रामम् । અહીં पृथक्, विना અને नाना એ ત્રણે અવ્યયો (રામ સિવાય) સમાનાર્થક ('સિવાય' અર્થમાં) છે.

અહીં નોંધવું ઘટે કે एनपा द्वितीया સૂત્રમાંથી દ્વિતીયા સૂત્રની અનુવૃતિ

સ્વભાવિક રીતે થાય છે, કારણ કે એ આ સૂત્રની તદ્દન નજીક આવેલ છે, પરંતુ अपादाने पञ्चमी માં પંચમીની અનુવૃત્તિ મંડૂકપ્લુતિ દ્વારા થાય છે, કારણ કે એ સૂત્ર પાંચ સૂત્ર પહેલાંનું છે, જેમાં પંચમીની અનુવૃત્તિ થતી નથી.

**૬૦૪. करणे च स्तोकाल्पकृच्छ्रकतिपयस्यासत्त्ववचनस्य । ।२।३।३३॥**

**વૃત્તિ : एभ्यः अद्रव्यवचनेभ्यः करणे तृतीयापञ्चम्यौ स्तः । स्तोकेन स्तोकात् वा मुक्तः। द्रव्ये तु-स्तोकेन विषेण हतः ॥**

**વ્યાખ્યા :** स्तोक ( થોડું ), अल्प (થોડું), कृच्छ्र (મુશ્કેલીથી), कतिपय (કેટલુંક)–આ શબ્દો જ્યારે દ્રવ્યવાચક ન હોય અને કરણ તરીકે પ્રયોજાયા હોય ત્યારે વિકલ્પે તૃતીયા અથવા પંચમીમાં મુકાય છે.

જ્યારે આ શબ્દો વિશેષણ તરીકે વપરાયા હોય ત્યારે એ કોઈ દ્રવ્યનો ગુણ બતાવતા હોવાથી એ દ્રવ્યવાચક બને છે, આથી આ શબ્દો કોઈ નામનાં વિશેષણ ન હોય, પરંતુ ક્રિયાવિશેષણ તરીકે હોય ત્યારે એ 'અદ્રવ્યવાચક' કહેવાય અને વિકલ્પે તૃતીયા અથવા પંચમીમાં મુકાય છે; જેમકે स्तोकेन मुक्तः અથવા स्तोकात् मुक्तः–(થોડાકમાં સહેજ બચી ગયો.)

અહીં 'स्तोक' શબ્દ દ્રવ્યવાચક નથી, કારણ કે એ કોઈ નાનો ગુણ બતાવતો નથી. અહીં એ ક્રિયાવિશેષણ તરીકે પ્રયોજાયો છે, વળી એ કરણ તરીકે આવ્યો છે, માટે એ વિકલ્પે તૃતીયામાં (स्तोकेन) અથવા પંચમીમાં (स्तोकात्) મુકાય છે.

(૧) આ જ પ્રમાણે अल्पेन मुक्तः। અથવા अल्पात् मुक्तः (સહેજમાં બચી ગયો.)

(૨) कृच्छ्रात् मुक्तः । અથવા कृच्छ्रेण मुक्तः । (મુશ્કેલીથી છૂટ્યો.)

(૩) कतिपयेन मुक्तः। અથવા कतिपयात् मुक्तः। (કેટલાક પ્રયત્નથી છૂટ્યો–મુક્ત થયો.)

ઉપર્યુક્ત ઉદાહરણોમાં अल्प, कृच्छ्र અને कतिपय શબ્દો દ્રવ્યવાચક નથી, કારણ કે એઓ ક્રિયાવિશેષણ છે અને એઓનો પ્રયોગ કરણરૂપે થયો છે, આથી એઓ તૃતીયા અથવા પંચમીમાં પ્રયોજાયા છે.

સૂત્રમાં 'असत्त्ववचन' શબ્દ મૂક્યો છે, એટલે કે 'स्तोक' વગેરે શબ્દો દ્રવ્યવાચક ન હોય ત્યારે જ એઓ વિકલ્પે પંચમીમાં મુકાય છે, પરંતુ

જો એ દ્રવ્યવાચક હોય એટલે કે એ કોઈ દ્રવ્યના વિશેષણ તરીકે વપરાયા હોય તો એઓને વિકલ્પે પંચમી પ્રાપ્ત થશે નહિ, કેવળ તૃતીયા જ થશે; જેમકે स्तोकेन विषेण हतः । (થોડા ઝેરથી મરી ગયો.) અહીં 'स्तोक' શબ્દ 'विष' નું વિશેષણ છે, આથી એ દ્રવ્યવાચક છે, દ્રવ્યનું સૂચન કરે છે, પરિણામે એ તૃતીયામાં (स्तोकेन) મુકાય છે, પંચમીમાં નહિ.

**૬૦૫. दूरान्तिकार्थेभ्यो द्वितीया च । २ । ३ । ३५ ॥**

**વૃત્તિ : एभ्यः द्वितीया स्यात्, चात् पञ्चमी तृतीया च । प्रातिपदिकार्थमात्रे विधिः अयम् । ग्रामस्य दूरम् दूरात् दूरेण वा, अन्तिकम् अन्तिकात् अन्तिकेन वा । असत्त्वचनस्य किम्? न इह । दूरः पन्थाः ॥**

**વ્યાખ્યા :** दूर અને अन्तिक (નજીક) અર્થ દર્શાવનારા શબ્દો વિકલ્પે દ્વિતીયા તૃતીયા અને પંચમીમાં મુકાય છે. સૂત્રમાં च તૃતીયા અને પંચમીનું સૂચન કરે છે જેની પૂર્વના સૂત્રમાંથી અનુવૃત્તિ થાય છે; જેમકે, ग्रामस्य दूरम्, ग्रामस्य दूरेण અથવા ग्रामस्य दूरात् । (ગામથી દૂર) તેમજ ग्रामस्य अन्तिकम्, ग्रामस्य अन्तिकेन અથવા ग्रामस्य अन्तिकात् । (ગામને નજીક).

અહીં दूर અને अन्तिक શબ્દ વિકલ્પે દ્વિતીયા તૃતીયા કે પંચમીમાં મુકાય છે, તે જ રીતે निकट समीप વગેરે સમાનાર્થી શબ્દો વિશે સમજી શકાય. આ સૂત્રમાં करणे च(२-३-३३) સૂત્રમાંથી 'असत्त्ववचन' પદની અનુવૃત્તિ થાય છે, એટલે કે 'दूर' અને 'अन्तिक' અર્થના શબ્દો દ્રવ્યવાચક ન હોય, અર્થાત્ કોઈ નામના વિશેષણ ન હોય ત્યારે જ આ નિયમ લાગુ પડે છે, જો વિશેષણ તરીકે હોય તો જે દ્રવ્યનો ગુણ બતાવતા હોય તેની જે વિભક્તિ હોય તે જ વિભક્તિમાં એ પણ મુકાશે; જેમકે–दूरः पन्थाः । (દૂરનો માર્ગ)–માર્ગ દૂર છે. અહીં दूर શબ્દ पन्थाःનું વિશેષણ હોવાથી એ દ્રવ્યવાચક છે અને તેથી દ્વિતીયા, તૃતીયા કે પંચમીમાં ન પ્રયોજાતાં પ્રથમામાં (दूरः) મુકાય છે.

અહીં નોંધવું ઘટે કે આ સૂત્ર પછી 'सप्तमी अधिकरणे च' સૂત્ર આવે છે તે સૂત્રમાંનો च શબ્દ દર્શાવે છે કે दूर અને अन्तिक અર્થના શબ્દો સપ્તમીમાં પણ મુકાય છે; જેમકે–ग्रामस्य दूरे અથવા ग्रामस्य अन्तिके ।

**પંચમી વિભક્તિ સમાપ્ત**

# षष्ठी विभक्ति

ષષ્ઠી વિભક્તિ અન્ય વિભક્તિઓ કરતાં જુદી પડે છે. ષષ્ઠી સિવાયની બધી વિભક્તિ કારક વિભક્તિઓ છે, કારણ કે એઓ કોઈ ને કોઈ પ્રકારે ક્રિયા સાથે સંબંધ ધરાવે છે, જ્યારે ષષ્ઠી વિભક્તિનો સંબંધ ક્રિયા સાથે નહિ, પરંતુ નામ અથવા સર્વનામ સાથે છે, આથી એને 'સંબંધ દર્શાવવા પ્રયોજાય છે એ બતાવ્યું છે.

**૬૦૬. षष्ठी शेषे । २ । ३ । ५० ॥**

**वृत्ति : (१) कारक-प्रातिपदिकार्थ-व्यतिरिक्तः स्व-स्वामि-संबन्धः शेषः तत्र षष्ठी स्यात् । राज्ञः पुरुषः ।**

**(२) कर्मादीनाम् अपि संबन्धमात्रविवक्षया षष्ठी एव । सतां गतम् । सर्पिषः जानीते । मातुः स्मरति । एधः दकस्य उपस्कुरुते । भजे शम्भोः चरणयोः । फलानां तृप्तः ॥**

**વ્યાખ્યા :** (૧) 'શેષ' એટલે બાકીના-એટલે કે કારક (કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણ) તથા પ્રાતિપદિકાર્થ સિવાયના સંબંધ; જેમકે સ્વસ્વામિભાવ સંબંધ. જન્ય-જનક-ભાવ સંબંધ, અવયવ-અવયવિ-ભાવ સંબંધ ઇત્યાદિ. પાણિનિએ આ અગાઉ કારક-સંબંધ તથા પ્રાતિપદિકાર્થ-સંબંધની ચર્ચા કરી છે; હવે 'સ્વસ્વામિભાવ' વગેરે સંબંધો બાકી રહ્યા છે, માટે એ સંબંધો દર્શાવવા માટે 'શેષ' શબ્દ વાપર્યો છે. આ સંબંધો દર્શાવવા માટે ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ થાય છે; જેમકે-राज्ञः पुरुषः । (રાજાનો માણસ.) અહીં પુરુષ અને રાજા વચ્ચે 'સ્વ-સ્વામિ-ભાવ સંબંધ' છે. રાજા સ્વામી છે અને પુરુષ સેવક (स्व) છે, આથી અહીં राजन् શબ્દ ષષ્ઠીમાં (राज्ञः) મુકાયો છે.

(૨) જ્યારે કર્તા કર્મ વગેરે કારકોનો કેવળ સંબંધ જ પ્રગટ કરવાની ઇચ્છા હોય, એટલે કે કર્મ વગેરેનો ક્રિયા સાથે કેવળ યોગ જ બતાવવો હોય ત્યારે પણ ષષ્ઠીનો પ્રયોગ થઈ શકે છે. ઉદાહરણ તરીકે, કર્તાને ક્રિયા દ્વારા ઈપ્સિતતમ હોય તે કર્મ કહેવાય. આવો સંબંધ-વિશેષ અર્થાત્ કર્મતા કહેવાની ઇચ્છા ન હોય તો ત્યાં સ્વાભાવિક રીતે જ દ્વિતીયાનો

પ્રયોગ ન થાય, છતાં ક્રિયા સાથેનો એનો સબંધ તો રહે છે જ. આવે પ્રસંગે ષષ્ઠીનો પ્રયોગ થાય છે; જેમકે सतां गतम्। (સજ્જનોનું ગમન.) અહીં સજ્જન પુરુષો ગમન ક્રિયાના કર્તા છે અને તેથી कर्तृकरणयोः સૂત્રને આધારે તૃતીયા (सद्भिः) પ્રયોજાવી જોઇયે, પરંતુ અહીં કર્તા–સંબંધની વિવક્ષા ન હોવાથી અને ક્રિયા સાથેનો કેવળ સંબંધ દર્શાવાયો હોવાથી ષષ્ઠી વિભક્તિનો (सतां) પ્રયોગ થયો છે.

એવી જ રીતે सर्पिषः जानीते–(એ ઘી દ્વારા પ્રવૃત્તિ કરે છે.) અહીં 'પ્રવૃત્તિ' ક્રિયા માટે ઘી એ કરણ છે અને તેથી 'सर्पिषा' એમ તૃતીયાનો પ્રયોગ થવો જોઇયે, પરંતુ કરણની વિવક્ષા ન હોવાથી 'सर्पिषः' એમ ષષ્ઠીનો પ્રયોગ થયો છે. અહીં નોંધવું ઘટે કે આ ઉદાહરણમાં 'ज्ञा' ધાતુ 'જાણવું' અર્થમાં નહિ, પરંતુ 'પ્રવૃત્ત થવું' અર્થમાં છે.

કર્મની અવિવક્ષાનું ઉદાહરણ–मातुः स्मरति। (માતાનું સ્મરણ કરે છે.) અહીં માતા એ સ્મરણ–ક્રિયાનું કર્મ છે, પરંતુ કર્મ–સંબંધની વિવક્ષા ન હોવાથી 'मातुः' એમ ષષ્ઠીમાં પ્રયોગ થયો છે. જો કર્મ–સંબંધ દર્શાવવાની ઇચ્છા હોય તો 'कर्मणि द्वितीया' (૨–૩–૨) સૂત્રના આધારે 'मातृ' શબ્દની દ્વિતીયા થતાં 'मातरं स्मरति' એમ પ્રયોગ થાત.

એવી જ રીતે (एधः दकस्य उपस्कुरुते।) (લાકડાં પાણીને પરિષ્કૃત કરે છે અર્થાત્ પાણીને ગરમ કરે છે.) અહીં दक (પાણી) વાસ્તવમાં કર્મ છે, પરંતુ કર્મની વિવક્ષા ન હોવાને કારણે ષષ્ઠીમાં (दकस्य) પ્રયોજાયું છે.

એવી જ રીતે भजे शम्भोः चरणयोः। (શંકરનાં ચરણોને હું ભજું છું.) અહીં 'चरणयोः' એ ષષ્ઠીનો પ્રયોગ થયો છે. 'चरण' પણ ખરું જોતાં કર્મ છે, પરંતુ કર્મની વિવક્ષા ન હોવાથી દ્વિતીયાને (चरणौ) બદલે ષષ્ઠીમાં (चरणयोः) મુકાયું છે.

એવી જ રીતે फलानां तृप्तः। (એ ફળોથી તૃપ્ત થયો છે.) અહીં फल એ તૃપ્તિક્રિયાનું કરણ છે, આથી તૃતીયા પ્રયોજાવી જોઇયે, પરંતુ करण (સાધનની) વિવક્ષા ન હોવાથી (फलैः) તૃતીયાને બદલે ષષ્ઠી (फलाना) પ્રયોજાઈ છે.

**૬૦૭. षष्ठी हेतुप्रयोगे। २।३।२६॥**

**वृत्ति : हेतुशब्द-प्रयोगे हेतौ द्योत्ये षष्ठी स्यात्। अन्नस्य हेतोः वसति॥**

વ્યાખ્યા : 'હેતુ' શબ્દનો પ્રયોગ થયો હોય અને હેતુ (કારણ) યા
પ્રયોજન અર્થ સૂચિત થતો હોય તો હેતુવાચક શબ્દ તેમજ હેતુ શબ્દ
પષ્ઠી વિભક્તિમાં પ્રયોજાય છે; જેમકે अन्नस्य हेतोः वसति–(અન્નના હેતુથી
રહે છે.) અહીં अन्न હેતુવાચક શબ્દ છે, વળી હેતુ શબ્દનો પ્રયોગ થયો
છે, માટે બંને ષષ્ઠીમાં પ્રયોજાયાં છે. આ સૂત્રમાં 'हेतौ' (૨–૩–૨૩) ની
અનુવૃત્તિ થાય છે. એ સૂત્ર પ્રમાણે હેતુવાચક શબ્દ તૃતીયામાં મુકાય છે.
અહીં સૂત્ર હેતુ પ્રયોજાયો હોય ત્યારે તૃતીયાનો બાધ કરી ષષ્ઠીનું વિધાન
કરે છે, પરંતુ હેતુ શબ્દનો પ્રયોગ ન થયો હોય ત્યારે તો તૃતીયા જ થશે;
જેમકે–अन्नेन वसति । (અન્નના હેતુથી રહે છે.)

**૬૦૮. सर्वनाम्नस्तृतीया च । २ । ३ । २७ ॥**

**વૃત્તિ : सर्वनाम्नः हेतुशब्दस्य च प्रयोगे हेतौ द्योत्ये तृतीया स्यात् षष्ठी च । केन हेतुना वसति । कस्य हेतोः ॥**

**વ્યાખ્યા :** આ સૂત્રમાં પૂર્વના સૂત્રમાંથી 'षष्ठी हेतुप्रयोगे'ની અનુવૃત્તિ
થાય છે, એટલે કે જ્યારે સર્વનામ વાચક શબ્દ હેતુ દર્શાવતો હોય અને
'હેતુ' શબ્દનો પ્રયોગ થયો હોય ત્યારે ષષ્ઠી ઉપરાંત વિકલ્પે તૃતીયા પણ
થાય છે; જેમકે–केन हेतुना वसति । અથવા कस्य हेतोः वसति । ( એ
શા કારણે રહે છે?)

અહીં किम् સર્વનામ હેતુ બતાવે છે અને હેતુ શબ્દનો પ્રયોગ થયો
છે, આથી किम् અને હેતુ શબ્દ વિકલ્પે તૃતીયામાં (केन हेतुना) અથવા
ષષ્ઠીમાં (कस्य हेतोः) મુકાયા છે.

**વાર્તિક : निमित्तपर्यायप्रयोगे सर्वासां प्रायदर्शनम् । किम् निमित्तम् वसति । केन निमित्तेन, कस्मै निमित्ताय इत्यादि । एवम् किम् कारणम्, कः हेतुः, किम् प्रयोजनम् इत्यादि । प्रायग्रहणात् असर्व-नाम्नः प्रथमा-द्वितीये न स्तः । ज्ञानेन निमित्तेन हरिः सेव्यः, ज्ञानाय निमित्ताय इत्यादि ॥**

'निमित्त' અને निमित्तના પર્યાયવાચક શબ્દો, જેવા કે कारण, हेतु,
प्रयोजन, ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ થયો હોય અને હેતુ દર્શાવાયો હોય તો
સર્વનામ અને હેતુનો સમાનાર્થક (પર્યાયવાચક) શબ્દ ઘણું કરીને બધી

વિભક્તિઓમાં પ્રયોજાય છે; જેમકે–પ્રથમા–किं निमित्त, किं कारण, किं प्रयोजन, कः हेतुः ।

અહીં પ્રથમા પ્રયોજાયેલી છે એવી જ રીતે–દ્વિતીયા–किं निमित्त वसति । कं हेतुम् ઇત્યાદિ, તૃતીયા–केन निमित्तेन । केन कारणेन । केन हेतुना । ચતુર્થી–कस्मै निमित्ताय । कस्मै कारणाय । कस्मै हेतवे । પંચમી –कस्मात् निमित्तात् । कस्मात् कारणात् । कस्मात् हेतोः । ષષ્ઠી–कस्य निमित्तस्य । कस्य कारणस्य । कस्य हेतोः । સપ્તમી–कस्मिन् निमत्ते । कस्मिन् कारणे । कस्मिन् हेतौ ।

વાર્તિકમાં 'प्राय' શબ્દનો પ્રયોગ એટલા માટે કર્યો છે કે હેતુવાચક શબ્દ સર્વનામ ન હોય તો પ્રથમા અને દ્વિતીયાનો પ્રયોગ થતો નથી; જેમકે, ज्ञानेन निमित्तेन हरिः सेव्यः । (જ્ઞાનના નિમિત્તે હરિનુ સેવન કરવું જોઇયે.)

અહી ज्ञान અને निमित्त તૃતીયામાં મુકાયા છે તેથી ज्ञानाय निमित्ताय हरिः सेव्यः માં ચતુર્થી; ज्ञानात् निमित्तात् हरिः सेव्यः માં પંચમી, ज्ञानस्य निमित्तस्य हरि सेव्य માં ષષ્ઠી અને ज्ञाने निमित्ते हरिः सेव्य. માં સપ્તમીનો પ્રયોગ થાય છે.

આ વાર્તિક નિમિત્ત અર્થવાળા બધા શબ્દો માટે તેમજ નિમિત્ત-વાચક શબ્દોને માટે प्रायः બધી વિભક્તિઓનુ વિધાન કરે છે, આથી 'षष्ठी हेतुप्रयोगे' અને 'सर्वनाम्नस्तृतीया च' એ બને સૂત્ર નિરર્થક બની જાય છે

**૬૦૧. षष्ठ्यतसर्थप्रत्ययेन । २ । ३ । ३० ॥**

**વૃત્તિ : एतद्योगे षष्ठी स्यात्–दिक्शब्दः इति पञ्चम्याः अपवादः। ग्रामस्य दक्षिणतः पुरः पुरस्तात् उपरि उपरिष्टात् ॥**

**વ્યાખ્યા :** अतस् અર્થવાળા પ્રત્યયોના યોગમાં ષષ્ઠી વિભક્તિ પ્રયોજાય છે. अतस् (अतसुच्) પ્રત્યય દિશા દેશ કાલ દર્શાવે છે. આમ अतस् અર્થવાળા પ્રત્યયો આ પ્રમાણે છે: अतसुच् असि रिल् रिष्टातिल् अस्तातिल् વગેરે. ઉદાહરણ તરીકે–દિશાસૂચક दक्षिण શબ્દને अतसुच् પ્રત્યય (तस् પ્રત્યય) લગાડવાથી दक्षिणतः એવો શબ્દ બને છે. એવી રીતે उत्तरत., पूर्वतः, पश्चिमतः ઇત્યાદિ.

પુર્ શબ્દને असि પ્રત્યય લગાડવાથી पुरः એવો શબ્દ બને છે. पुर्ने अस्ताति (अस्तात्) પ્રત્યય લગાડવામાં पुरस्तात् શબ્દ બનશે. એ પ્રમાણે ऊर्ध्व શબ્દને रिल् (रि) પ્રત્યય લગાડવાથી उपरि શબ્દ બને છે. (અહીં 'ऊर्ध्व' શબ્દની જગ્યાએ 'उप' એવો આદેશ થાય છે. પતંજલિ લખે છે કે —ऊर्ध्वस्य उपभावः रिल्प्रत्ययः रिष्टातिल्प्रत्ययश्च। ऊर्ध्व શબ્દને रिष्टातिल् (रिष्टात्) પ્રત્યય લગાડવાથી उपरिष्टात् શબ્દ બનશે. (અહીં પણ ऊर्ध्व નો उप આદેશ થાય છે.) આ અવ્યયો સાથે સંબંધ ધરાવનાર શબ્દ ષષ્ઠીમાં મુકાય છે; જેમકે

ग्रामस्य दक्षिणतः। (ગામની દક્ષિણ દિશામાં)

ग्रामस्य पुरः। (ગામની આગળ)

ग्रामस्य पुरस्तात्। (ગામની આગળ)

**૬૧૧. एनपा द्वितीया। २। ३। ३१॥**

**વૃત્તિ: एनपन्तेन योगे द्वितीया स्यात्। एनपा इति योगविभागात् षष्ठी अपि। दक्षिणेन ग्रामं ग्रामस्य वा॥**

**વ્યાખ્યા:** एनप् પ્રત્યય જેના અંતમાં હોય તેવા શબ્દોના યોગમાં દ્વિતીયા વિભક્તિ પ્રયોજાય છે.

एनपा—અહીં 'યોગવિભાગ' કરવામાં આવે તો एनप्—प्रत्ययांतना યોગમાં ષષ્ઠી પણ પ્રયોજી શકાશે. યોગવિભાગ કરવાથી एनपा અને द्वितीया એમ બે સૂત્ર બનશે. પ્રથમ સૂત્રમાં પૂર્વના 'षष्ठ्यतसर्थप्रयत्येन।' સૂત્રમાંથી 'ષષ્ઠી'ની અનુવૃત્તિ થતાં 'षष्ठी एनपा।' એવું સૂત્ર બનશે; બીજા સૂત્રમાં 'एनपा'ની અનુવૃત્તિ થતાં 'एनपा द्वितीया।' એમ સૂત્ર બનશે. આમ ષષ્ઠી અને દ્વિતીયા બંનેનો પ્રયોગ શુદ્ધ ગણાશે; જેમકે—दक्षिणेन ग्रामम्। અથવા दक्षिणेन ग्रामस्य। (ગામની દક્ષિણ (દિશા) માં.) અહીં 'दक्षिण' ને અદૂર (સમીપ) અર્થમાં 'एनप्' પ્રત્યય લગાડતાં 'दक्षिणेन' શબ્દ બન્યો છે; એના યોગમાં 'ग्राम' શબ્દ દ્વિતીયા (ग्रामं) અથવા ષષ્ઠી (ग्रामस्य) માં મુકાયો છે, એ જ રીતે उत्तरेण ग्रामं। उत्तरेण ग्रामस्य। पूर्वेण ग्रामं, पूर्वेण ग्रामस्य। એવા પ્રયોગ પણ થઈ શકશે.

અહી નોંધવું ઘટે કે ભાષ્યકાર પતંજલિ આ યોગવિભાગ સાથે સહમત નથી; એમને મતે षष्ठ्यतसर्थ...સૂત્ર एनपा द्वितीया પછીનું સૂત્ર

છે માટે ષષ્ઠીની અનુવૃત્તિ થઈ શકે નહિ, આથી एनप्-પ્રત્યયાંત શબ્દના યોગમાં ષષ્ઠી પ્રયોજી ન શકાય. આમ એમને મતે 'दक्षिणेन ग्रामस्य' અશુદ્ધ પ્રયોગ છે.

**૬૧૨. दूरान्तिकार्थैः षष्ठ्यन्यतरस्याम् । २ । ३ । ३४ ॥**

**વૃત્તિ : एतैः योगे षष्ठी स्यात् पञ्चमी च । दूरम् निकटम् ग्रामस्य ग्रामाद् वा ॥**

**વ્યાખ્યા :** 'दूर' અને 'अन्तिक' (નજીક) અર્થવાળા શબ્દોના યોગમાં વિકલ્પે પંચમી યા ષષ્ઠી પ્રયોજાય છે, એટલે કે જેનાથી દૂર યા સમીપતા દર્શાવવાની હોય તે ષષ્ઠી યા પંચમીમાં મુકાય છે; જેમકે—दूरं ग्रामस्य ग्रामात् वा। (ગામથી દૂર). એ જ પ્રમાણે निकटं (अन्तिकं, समीपं वा) ग्रामस्य ग्रामात् वा । (ગામની પાસે.) આ બંને ઉદાહરણોમાં 'ग्राम' શબ્દ ષષ્ઠી (ग्रामस्य) અથવા પંચમી (ग्रामात्) વિભક્તિમાં મુકાયો છે.

**૬૧૩. ज्ञोऽविदर्थस्य करणे । २ । ३ । ५१ ॥**

**વૃત્તિ : जानातेः अज्ञानार्थस्य करणे शेषत्वेन विवक्षिते षष्ठी स्यात् । सर्पिषः ज्ञानम् ।**

**વ્યાખ્યા :** 'ज्ञा' ધાતુનો સામાન્ય અર્થ 'જાણવું' થાય છે. 'ज्ञः' એ ષષ્ઠી એકવચનનું રૂપ છે, આથી 'ज्ञः' એટલે 'ज्ञा' ધાતુનું.'

अविदर्थस्य—'विद्' ધાતુ 'જાણવું' અર્થમાં પ્રયોજાય છે માટે 'विदर्थ' એટલે જાણવાનો અર્થ 'अविदर्थ' એટલે 'જાણવું' અર્થાત્ 'ज्ञान' એ સિવાયનો અર્થ. (विद् ज्ञानम् अर्थः यस्य सः विदर्थः । सः न भवति इति अविदर्थः । ज्ञानार्थकभिन्नस्य इति यावत् ।)

આ સૂત્રમાં 'षष्ठी शेषे' (૨–૩–૫૦) ની અનુવૃત્તિ થાય છે.

સૂત્રનો અર્થ આ પ્રમાણે થશે :—જ્યારે ज्ञा ધાતુનો અર્થ 'જાણવું' નહિ, પરંતુ 'જ્ઞાનપૂર્વક કાર્યમાં પ્રવૃત્તિ' એવો થતો હોય ત્યારે એનું 'કરણ,' જો કરણ સંબંધની વિવક્ષા ન હોય તો, (શેષ અર્થમાં) ષષ્ઠીમાં પ્રયોજાય છે; જેમકે—सर्पिषः ज्ञानम् । (ઘી દ્વારા કાર્યમાં પ્રવૃત્તિ). અહીં ज्ञा ધાતુનો પ્રયોગ છે, અને એ 'જાણવું' અર્થમાં નહિ, પરંતુ 'પ્રવૃત્તિ' અર્થમાં વપરાયો છે, આથી એનું કરણ सर्पिस् કરણની વિવક્ષા ન હોતાં षष्ठी शेषे સૂત્રને આધારે ષષ્ઠીમાં (सर्पिषः) પ્રયોજાય છે.'

અહીં સ્વાભાવિકપણે પ્રશ્ન થાય કે જો ‘ षष्ठी शेषे ’ સૂત્રને આધારે
‘ ज्ञा ’ ધાતુના કરણની ષષ્ઠી વિભક્તિ થતી હોય તો આ સૂત્રની જ શી
આવશ્યકતા છે ? આ સૂત્ર સિવાય પણ ‘ षष्ठी शेषे ’ સૂત્ર પ્રમાણે અન્ય
કારકની વિવક્ષા ન હોય ત્યારે ષષ્ઠીનું વિધાન છે જ. આનો ઉત્તર એ
છે કે ‘ षष्ठी शेषे ’ સૂત્રથી જે ષષ્ઠી થાય છે તે વિભક્તિનો લોપ કરી
ષષ્ઠી તત્પુરુષ સમાસ પણ થઈ શકે છે (જેમ કે, राज्ञः पुरुषः = राजपुरुषः),
પરંતુ આ સૂત્ર દ્વારા કેવળ ષષ્ઠીનું જ વિધાન કરવામાં આવ્યું છે,
આથી અહીં સમાસ થઈ શકશે નહિ, એટલે કે सर्पिषः ज्ञानम्–सर्पिर्ज्ञानम्
એવો સમાસ કરી શકાય નહિ. (જુઓ–प्रतिपदविधाना षष्ठी न समस्यते ।)
અહીં નોંધવું ઘટે કે ‘ ज्ञा ’ ધાતુ ‘ જાણવું ’ અર્થમાં પ્રયોજાયો
હોય ત્યારે તો એનું કરણ તૃતીયા વિભક્તિમાં જ મુકાશે; જેમકે–गन्धेन
कमलं जानाति । (ગન્ધથી કમળને જાણે છે.)

**૬૧૪. अधीगर्थदयेशां कर्मणि । २ । ३ । ५२ ॥**

**વૃત્તિ : एषाम् कर्मणि शेषे षष्ठी स्यात् । मातुः स्मरणम् । सर्पिषः दयनम् ईशनम् वा ॥**

**વ્યાખ્યા :**–‘ अधि + इ ’ ધાતુનો અર્થ ‘ સ્મરણ કરવું ’ ‘ યાદ કરવું ’
થાય છે, આથી अधीगर्थ એટલે કે ‘ સ્મરણાર્થક ’ अधि + इ (સ્મરણ
કરવું) તથા એ અર્થના અન્ય ધાતુઓ, दय् (આપવું, દયા કરવી,
રક્ષણ કરવું, પૂજા કરવી વગેરે) અને ईश् (માલિક હોવું, પ્રભુત્વ
ધરાવવું) ધાતુઓનું કર્મ, જો કર્મ સંબંધની વિવક્ષા ન હોય તો, ષષ્ઠીમં
મુકાય છે; જેમકે–मातुः स्मरणम् । (માતાનું સ્મરણ). આ ઉદાહરણમાં
‘ मातृ ’ શબ્દ કર્મ છે, પરંતુ કર્મ–સંબંધની વિવક્ષા ન હોવાથી ‘ षष्ठी
शेषे ’ સૂત્રને આધારે ‘ मातृ ’ શબ્દ ષષ્ઠીમાં (मातुः) પ્રયોજાયો છે. જો
કર્મ–સંબંધ વિવક્ષિત હોય તો मातरं स्मरति । (માતાને યાદ કરે છે.)
એ પ્રમાણે કર્મ દ્વિતીયામાં મુકાય.

એ જ પ્રમાણે, दय् ધાતુનું ઉદાહરણ–सर्पिषः दयनम् । (ઘીનું દાન.)
અહીં ‘ सर्पिस् ’ શબ્દ કર્મ છે, પરંતુ કર્મ–સંબંધની વિવક્ષા ન હોવાને
કારણે એ શબ્દ ષષ્ઠી વિભક્તિમાં (सर्पिषः) મુકાયો છે. કર્મની વિવક્ષા
હોય તો–सर्पिः दयते । (ઘીનું દાન કરે છે) એ પ્રમાણે કર્મ દ્વિતીયામાં
(सर्पिः) મુકાશે.

ईश् ધાતુનું ઉદાહરણ—सर्पिषः ईशनम् । (ઘીની માલિકી, ઘી પર પ્રભુત્વ.) અહીં પણ 'सर्पिस्' કર્મ છે, પરંતુ કર્મની વિવક્ષા ન હોવાથી એ શબ્દ ષષ્ઠીમાં (सर्पिषः) પ્રયોજાયો છે.

'षष्ठी शेषे' એ સૂત્ર હોવા છતાં આ સૂત્ર દ્વારા ષષ્ઠીનું વિધાન કરવાનો હેતુ એ છે કે અહીં કેવળ ષષ્ઠી વિભક્તિ જ થશે, ષષ્ઠી તત્પુરુષ સમાસ થઈ શકશે નહિ, એટલે કે मातुः स्मरणम् = मातृस्मरणम् એવો સામાસિક શબ્દ બનાવી શકાય નહિ.

**૬૧૫. कृञः प्रतियत्ने । २ । ३ । ५३ ॥**

**વૃત્તિ : प्रतियत्नः गुणाधानम् । कृञः कर्मणि शेषे षष्ठी स्यात् गुणाधाने । एधः दकस्य उपस्करणम् ॥**

**વ્યાખ્યા :** આ સૂત્રમાં આગળના સૂત્ર—अधीगर्थ...कर्मणि । (२–३ ५२)-માંથી 'कर्मणि' શબ્દ અને 'षष्ठी शेषे' સૂત્રમાંથી 'शेषे' શબ્દની અનુવૃત્તિ થાય છે. 'प्रतियत्न' એટલે 'નવો ગુણ ધારણ કરવો એ.' 'कृ' ધાતુ જ્યારે 'પ્રતિયત્ન' અર્થાત્ નવીન ગુણ ધારણ કરવાના અર્થમાં પ્રયોજાય છે ત્યારે એનું કર્મ, જો કર્મની વિવક્ષા ન હોય તો, ષષ્ઠી વિભક્તિમાં મુકાય છે; જેમકે—एधः दकस्य उपस्करणम् । (લાકડાં પાણીનો સંસ્કાર કરે છે, અર્થાત્ પાણીમાં ઉષ્ણતારૂપી નવો ગુણ અર્પે છે).

આ ઉદાહરણમાં 'उप + कृ' ધાતુ પ્રતિયત્ન અર્થાત્ નવો ગુણ પ્રદાન કરવાના અર્થમાં પ્રયોજાયો છે. અહીં दक (પાણી) કર્મ છે, જે કર્મની વિવક્ષા ન હોવાથી ષષ્ઠીમાં (दकस्य) મુકાયું છે.

કેટલાક एधोदकस्यનું સામાસિક પદ તરીકે ગ્રહણ કરે છે. एधस् શબ્દ સકારાંત નપુંસકલિંગ છે તથા एध શબ્દ અકારાંત પુંલ્લિંગ છે. બંનેનો અર્થ 'ઇંધણ' 'લાકડાં' થાય છે. એ પ્રમાણે 'दक' અને 'उदक' બંને શબ્દો 'પાણી' અર્થ દર્શાવે છે. અહીં एधस् અને दक શબ્દોનો સમાહાર દ્વંદ્વ સમાસ છે—एधश्च दकं च एतयोः समाहारः एधोदकम् । तस्य । આ રીતે જોતાં 'एधस्' અને 'दक' બંને 'उपस्करणम्'નાં કર્મ બનશે અને વાક્યનો અર્થ—(યજ્ઞ માટે) ઇંધણ (સમિધ) અને જલનું શોધન (શુદ્ધીકરણ) એ પ્રમાણે થશે.

પૂર્વના સૂત્રની જેમ અહીં પણ ષષ્ઠીનું વિધાન કરવા પાછળનો

આશય સમાસ(ષષ્ઠી તત્પુરુષ)નો નિષેધ કરવાનો છે; અર્થાત્ 'दकस्य उपस्करणम् = दकोपस्करणम्' એવો સામાસિક પ્રયોગ થઈ શકે નહિ.

**६१६. रुजार्थानां भाववचनानामज्वरेः । २ । ३ । ५४ ॥**

**વૃત્તિ : भावकर्तृकाणाम् ज्वरिवर्जितानाम् रुजार्थानाम् कर्मणि शेषे षष्ठी स्यात् । चौरस्य रोगस्य रुजा ।**

**વ્યાખ્યા :** પૂર્વના સૂત્ર (૬૧૫) ની જેમ, આ સૂત્રમાં પણ 'कर्मणि' અને 'शेषे' એ બે પદોની અનુવૃત્તિ થાય છે. 'रुजा' એટલે 'પીડા' અથવા 'રોગ.' આ અર્થના ધાતુઓ તે 'रुजार्थ' ધાતુઓ.

'भाववचन' એટલે 'ભાવવાચક શબ્દ જેનો કર્તા છે તે.' અહીં 'वचन' શબ્દના અર્થમાં પ્રયોજાયેલો છે (वक्तीति वचनः कर्ता ।) 'भाव' એટલે 'धात्वर्थ,' અર્થાત્ ધાતુને ભાવવાચક પ્રત્યય લાગવાથી બનેલો શબ્દ.

સૂત્રનો અર્થ આ પ્રમાણે થશે : 'ज्वर् સિવાયના અન્ય रुजार्थक ધાતુઓનો કર્તા ભાવવાચક નામ હોય તો એનું કર્મ, જો કર્મ-સંબંધની વિવક્ષા ન હોય તો, ષષ્ઠીમાં મુકાય છે; જેમકે–चौरस्य रोगस्य रुजा । (ચોરની રોગની પીડા.) અહીં 'रोग' શબ્દ કર્તા છે અને એ ભાવવાચક નામ છે, चौर કર્મ છે. આ સૂત્રને આધારે કર્મની વિવક્ષા ન હોવાથી એ ષષ્ઠીમાં (चौरस्य) પ્રયોજાય છે.

પૂર્વ સૂત્રની જેમ આ સૂત્રનો આશય પણ ષષ્ઠીનું વિધાન કરવાનો જ છે અને સમાસનો નિષેધ કરવાનો છે, એટલે કે चौरस्य रुजा इति चौररुजा એવો ષષ્ઠી તત્પુરુષ સમાસ થઈ શકશે નહિ.

આ ઉદાહરણમાં 'रोग' જે કર્તા છે, ષષ્ઠી વિભક્તિમાં (रोगस्य) પ્રયોજાયો છે, તે कर्तृकर्मणोः कृति । (સૂત્ર ૬૨૪) ને આધારે છે.

**વાર્તિક : अज्वरिसंताप्योः इति वाच्यम् । रोगस्य चौरज्वरः चौरसंतापः वा ।** रोगकर्तृकम् चौरसंबन्धि ज्वरादिकम् इति-अर्थः ॥

**વ્યાખ્યા :** પૂર્વના સૂત્ર 'रुजार्थानां...(૨-૩-૫૪)માં 'अज्वरेः' અર્થાત્ 'ज्वर्' સિવાયના ધાતુઓમાં શેષે ષષ્ઠીનું વિધાન છે. વાર્તિકકાર કાત્યાયન અહીં એક સુધારો સૂચવે છે. એઓ જણાવે છે કે સૂત્રમાં 'अज्वरेः'ને બદલે 'अज्वरिसंताप्योः' એમ હોવું જોઈએ, એટલે કે આ સૂત્રમાં 'ज्वर्' ધાતુને જે નિષેધ લાગુ પાડવામાં આવ્યો છે તે 'सम् + तप्' ને પણ લાગુ પડે છે, અર્થાત્ ज्वर અને सम् + तप् ધાતુઓનો પ્રયોગ થયો હોય અને

ભાવવાચક નામ કર્તા તરીકે હોય ત્યારે કર્મની વિવક્ષા ન હોય તો કર્મને ષષ્ઠીમાં તો મુકાશે જ, પરંતુ ષષ્ઠી તત્પુરુષ સમાસ પણ થઈ શકશે; જેમ કે–रोगस्य चौरज्वरः। (રોગને લીધે ચોરને આવતો તાવ) અથવા रोगस्य चौरसंतापः। (રોગને લીધે ચોરને થતો સંતાપ.) આ બંને ઉદાહરણોમાં 'रोग' શબ્દ ભાવવાચક છે અને કર્તા તરીકે છે, 'चौर' શબ્દ કર્મ છે, આથી 'रुजार्थक' ज्वर् અને सम् + तप् ધાતુઓના પ્રયોગમાં કર્મ–સંબંધની વિવક્ષા ન હોવાથી કર્મની ષષ્ઠી વિભક્તિ (चौरस्य रुजा અથવા चौरस्य सतापः) તો થશે જ, પરંતુ સૂત્રમાંના 'अज्जरेः' તથા આ વાર્તિકને આધારે સમાસ (चौरज्वरः, चौरसंतापः) પણ થઈ શકે છે.

**૬૧૭. आशिषि नाथः। २। ३। ५५॥**

**વૃત્તિ : (૧) आशीरर्थस्य नाथतेः शेषे कर्मणि षष्ठी स्यात्। सर्पिषः नाथनम्।**

**(२) आशिषि इति किम्? माणवकनाथनम्। तत्संबन्धिनी याच्ञा इति–अर्थः॥**

**વ્યાખ્યા :** (૧) 'नाथ्' ધાતુ 'માગવું' 'પીડા આપવી' 'ઐશ્વર્ય ભોગવવું', આશીર્વાદ આપવો અથવા 'અભિલાષા રાખવી' વગેરે અર્થોમાં પ્રયોજાય છે. (नाथृ याच्ञोपतापैश्वर्याशीःषु।) नाथ् ધાતુ જ્યારે આશીર્વાદ આપવાના અર્થમાં પ્રયોજાયેલ હોય ત્યારે એનું કર્મ, કર્મની વિવક્ષા ન હોય તો, ષષ્ઠીમાં મુકાય છે. (આ સૂત્રમાં પણ પૂર્વના સૂત્રની જેમ, 'शेषे' અને 'कर्मणि' એ બે પદોની અનુવૃત્તિ થાય છે).

ઉદાહરણ તરીકે—सर्पिषः नाथनम्। (ઘીની અભિલાષા–ઘી મને પ્રાપ્ત થાય એવી ઇચ્છા.) અહીં सर्पिस् (ઘી) શબ્દ नाथ्नुं કર્મ છે, આથી અહીં કર્મની વિવક્ષા ન હોવાથી 'सर्पिस्' શબ્દ ષષ્ઠી વિભક્તિમાં (सर्पिषः) પ્રયોજાયો છે.

આ સૂત્રનું પ્રયોજન પણ અહીં ષષ્ઠી વિભક્તિ જ થશે, સમાસ થશે નહિ એમ દર્શાવવાનું છે, એટલે કે सर्पिषः नाथनम्=सर्पिर्नाथनम् એવો સામાસિક પદ પ્રયોગ કરી શકાય નહિ.

(૨) આ નિયમ, અર્થાત્ કર્મની વિવક્ષા ન હોય તો ષષ્ઠી જ થાય, સમાસ નહિ. नाथ् ધાતુ આશીર્વાદ અથવા અભિલાષાના અર્થમાં વપરાયેલો હોય ત્યારે જ લાગુ પડે છે. 'नाथ्' ધાતુ અન્ય અર્થમાં હોય

તો સમાસ થઈ શકે છે; જેમ કે माणवकनाथनम् । (માણવકની યાચના). અહીં 'माणवक' કર્મ છે, પરંતુ 'नाथ्' ધાતુ 'માગવું' 'યાચના કરવી' અર્થમાં પ્રયોજાયેલ હોવાથી કર્મની અવિવક્ષામાં સમાસનો પ્રયોગ થઈ શકે છે.

**૬૧૮. जासिनिप्रहणनाटक्राथपिषां हिंसायाम् । २ । ३ । ५६ ॥**

**વૃત્તિ: (१) हिंसार्थानाम् एषाम् शेषे कर्मणि षष्ठी स्यात् । चौरस्य उज्जासनम् । निप्रौ संहतौ विपर्यस्तौ व्यस्तौ वा । चौरस्य निप्रणहनं प्रणिहननं निहननं प्रहणनं वा । 'नट् अवस्कन्दने' चुरादिः । चौरस्य उन्नाटनम् । चौरस्य क्राथनम् । वृषलस्य पेषणम् ।**

**(२) हिंसायां किम् ?—धानापेषणम् ॥**

**વ્યાખ્યા :** (૧) 'जस्' ધાતુ દસમા ગણમાં તેમજ ચોથા ગણમાં વપરાય છે. દસમા ગણમાં એનો અર્થ 'મારવું', 'હિંસા કરવી' થાય છે. (जसु ताडने । जसु हिंसायाम् । ). ચોથા ગણના जस् ધાતુનો અર્થ 'મુક્ત કરવું' થાય છે. સૂત્રમાં जासि રૂપ દ્વારા અહીં દસમા ગણનો હિંસાર્થક जस् ધાતુ લેવાનો છે, ચોથા ગણનો जस् ધાતુ નહિ, એમ સ્પષ્ટપણે સૂચિત થાય છે.

'हन्' ધાતુ પણ 'હિંસા કરવી' અર્થમાં વપરાય છે. સૂત્રમાં हन् ની પૂર્વે नि અને प्र ઉપસર્ગ જોડવામાં આવ્યા છે.

'नट्' ધાતુનો અર્થ પણ, જ્યારે એ દસમા ગણનો હોય ત્યારે, 'હિંસા કરવી' એવો થાય છે (नट् 'अवस्कन्दने।'). नट्' પહેલા ગણમાં પણ પ્રયોજાય છે ત્યારે એનો અર્થ 'નાચવું' થાય છે (नट नृत्तौ।). અહીં 'नाट' રૂપ દ્વારા नट ધાતુ દસમા ગણનો લેવાનો છે એમ સૂચવાય છે.

'क्रथ्' ધાતુના બે અર્થ છે 'પીસવું' અને 'હિંસા કરવી'. અહીં સૂત્રમાં 'હિંસા કરવી' અર્થમાં पिष् ધાતુ ગ્રહણ કરવાનો છે.

આ સૂત્રમાં પણ, પૂર્વનાં સૂત્રોની જેમ, 'शेषे' અને 'कर्मणि' પદોની અનુવૃત્તિ થાય છે.

(૧) जस् (હિંસા કરવી), नि અથવા प्र અથવા બંને ઉપસર્ગ યુક્ત हन् (હિંસા કરવી), नट् क्रथ् અને पिष् ધાતુઓ જ્યારે 'હિંસા કરવી' એ

અર્થમાં પ્રયોજાયા હોય ત્યારે એઓનું કર્મ, કર્મની વિવક્ષા ન હોય તો, ષષ્ઠીમાં મુકાય છે; જેમકે चौरस्य उज्जासनम् (ચોરને મારવો એ). અહીં 'उद्+जस्' ધાતુ હિંસાના અર્થમાં પ્રયોજાયો છે અને 'चौर' કર્મ છે, આથી અહીં કર્મની વિવક્ષા ન હોવાથી, 'चौर' શબ્દ ષષ્ઠી (चौरस्य) પ્રયોજાયો છે.

અહીં શેષ અર્થમાં ષષ્ઠીનું વિધાન કરવા પાછળનો હેતુ સમાસનો નિષેધ છે, એટલે કે અહીં चौरस्य उज्जासनम्=चौरोज्जासनम् એવો સમાસ થઈ શકે નહિ.

'हन्' ધાતુની પૂર્વે 'नि' અને 'प्र' ઉપસર્ગો હોય ત્યારે પણ કર્મ-સંબંધની વિવક્ષા ન હોય તો, કર્મ ષષ્ઠી વિભક્તિમાં મુકાય છે. આ ઉપસર્ગો हन् ધાતુ સાથે સંયુક્ત રીતે આ ક્રમમાં (निप्रहणन) અથવા ઊલટા ક્રમમાં (प्रणिहनन) તેમજ અલગ અલગ (निहनन, प्रहणन) જોડાઈ શકે; જેમકે—चौरस्य निप्रहणनम् અથવા चौरस्य प्रणिहननम् અથવા चौरस्य निहननम् અથવા चौरस्य प्रहणनम् (ચોરને મારવો એ). આ ઉદાહરણોમાં 'चौर' શબ્દ हन् ધાતુનું કર્મ છે. કર્મસંબંધની વિવક્ષા ન હોવાથી 'चौर' શબ્દ ષષ્ઠી (चौरस्य) મુકાયો છે. અહીં પણ ષષ્ઠી જ થશે, સમાસ નહિ, એ અભિપ્રેત છે, એટલે चौरस्य निप्रहणनम्=चौरनिप्रहणनम् એવો સામાસિક શબ્દપ્રયોગ કરી શકાય નહિ.

'नट्' ધાતુ દસમા ગણમાં 'હિંસા કરવી' અર્થમાં વપરાય છે. એનું કર્મ પણ કર્મની વિવક્ષા ન હોય તો શેષ-સંબંધમાં ષષ્ઠીમાં મુકાય છે; જેમકે—चौरस्य उन्नाटनम् । (ચોરને મારવો એ). અહીં પણ चौरोन्नाटनम् એવો સમાસ શક્ય નથી.

क्रथ् ધાતુ પણ હિંસાર્થક છે. એનું કર્મ પણ શેષ-અર્થમાં ષષ્ઠી વિભક્તિમાં મુકાય છે; જેમકે—चौरस्य क्राथनम् । (ચોરને મારવો એ), જેનો પણ चौरक्राथनम् એમ સમાસ નહિ થાય.

એ જ પ્રમાણે 'पिष्' ધાતુ પણ હિંસાર્થક હોય ત્યારે એનું કર્મ, કર્મની વિવક્ષા ન હોય તો, શેષ અર્થમાં ષષ્ઠીમાં મુકાય છે; જેમકે-वृषलस्य पेषणम् । (શૂદ્રને પીસી નાખવો.) આ ઉદાહરણમાં वृषल કર્મ છે અને કર્મની અવિવક્ષાને લીધે ષષ્ઠી મુકાયેલ છે. અહીં પણ સમાસનો નિષેધ છે, અર્થાત્ वृषलपेषणम् એવો સમાસ કરી શકાય નહિ.

(૨) ઉપર્યુક્ત ધાતુઓ જ્યારે હિંસાના અર્થમાં પ્રયોજાયા હોય ત્યારે જ આ નિયમ લાગુ પડે છે, એટલે કે એઓનાં કર્મ ષષ્ઠી વિભક્તિમાં મુકાય છે અને સમાસ થઈ શકતો નથી, પરંતુ જો એઓ હિંસાનો અર્થ ન દર્શાવતાં હોય તો શેષે ષષ્ઠી સૂત્રને આધારે ષષ્ઠી થતાં સમાસ પણ થઈ શકે છે; જેમકે—धानापेषणम् (ધાણા ખાંડવાનું કાર્ય). અહીં 'पिष्' ધાતુ ખાંડવાના અથવા કૂટવાના અર્થમાં પ્રયોજાયેલો છે, એ હિંસાના અર્થમાં નથી, આથી અહીં એનું કર્મ 'धाना' કર્મસંબંધની વિવક્ષા ન હોવાથી ષષ્ઠીમાં મુકાય છે અને એ ષષ્ઠીનો લોપ થતાં સમાસ પણ બને છે.

**૬૧૯. व्यवहृपणोः समर्थयोः । २ । ३ । ५७ ॥**

**વૃત્તિ : (१) शेषे कर्मणि षष्ठी स्यात् । द्यूते क्रयविक्रयव्यवहारे च अनयोः तुल्यार्थता । शतस्य व्यवहरणं पणनं वा ।**

**(२) समर्थयोः किम् ?–शलाकाव्यवहारः । गणना इति–अर्थः । ब्राह्मणपणनम् । स्तुतिः इति–अर्थः ॥**

**વ્યાખ્યા :** 'समर्थयोः' એટલે 'સમાન અર્થવાળા'. (समः अर्थः ययोः तौ समर्थौ । तयोः ।).

(૧) वि+अव+हृ અને पण् એ બે ધાતુ 'સમાન અર્થમાં' પ્રયોજાયેલા હોય ત્યારે એઓનું કર્મ, સંબંધની વિવક્ષા ન હોય તો, ષષ્ઠીમાં મુકાય છે. 'वि+अव+हृ' તથા पण् ધાતુઓ 'જુગાર રમવો' (द्यूत) અને 'લે-વેચ કરવી' (क्रय–विक्रय) એ બે અર્થોમાં સમાનાર્થક છે, આથી એઓનો અર્થ 'જુગાર રમવો' કે 'લે–વેચ કરવી' થતો હોય ત્યારે એઓનું કર્મ શેષત્વની વિવક્ષાએ ષષ્ઠી વિભક્તિમાં મુકાય છે; જેમકે—शतस्य व्यवहरणम् અથવા शतस्य पणनम् (સો રૂપિયાનો જુગાર રમવો અથવા સો રૂપિયાની લે–વેચ કરવી એ.) અહીં 'शत' કર્મ છે, પરંતુ કર્મ–સંબંધની વિવક્ષા ન હોવાથી ષષ્ઠીમાં (शतस्य) મુકાય છે.

આ સૂત્રનો આશય પણ પૂર્વનાં સૂત્રોની જેમ સમાસનો નિષેધ કરવાનો છે.

(૨) જ્યારે व्यवहृ તથા पण् ધાતુઓ સમાનાર્થક (જુગાર અને લે–વેચ) હોય ત્યારે જ આ નિયમ લાગુ પડે છે, અન્ય અર્થો દર્શાવતા

હોય ત્યારે નહિ, એટલે કે અન્ય અર્થોમાં એઓનું કર્મ, શેષત્વની વિવક્ષા હોય ત્યારે, ષષ્ઠીમાં મુકાશે અને સમાસ પણ થઈ શકશે; જેમકે—शलाकाव्यवहारः–(સળીઓ ગણવી.) અહીં 'વ્યવહાર'નો અર્થ 'ગણવું' થાય છે, 'જુગાર રમવો' કે 'લે–વેચ કરવી' થતો નથી, (અહીં 'शलाका' કર્મ છે, પરંતુ કર્મની વિવક્ષા નથી), આથી અહીં ષષ્ઠી તત્પુરુષ સમાસ થયો છે.

એવી જ રીતે, ब्राह्मणपणनम् (બ્રાહ્મણની સ્તુતિ). અહીં પણ 'पण्'નો પ્રયોગ 'દ્યૂત' કે 'ક્રયવિક્રય' અર્થમાં નથી, પરંતુ 'સ્તુતિ' અર્થમાં છે, આથી, शलाकाव्यवहारની જેમ, અહીં પણ સમાસ થઈ શકે છે.

**૬૨૦. दिवस्तदर्थस्य । २ । ३ । ५८ ॥**

**વૃત્તિ : (१) द्यूतार्थस्य क्रयविक्रयरूपव्यवहारार्थस्य च दिवः कर्मणि षष्ठी स्यात् । शतस्य दीव्यति ।**

**(२) तदर्थस्य किम् ?–ब्राह्मणं दीव्यति । स्तौते इति–अर्थः ॥**

**વ્યાખ્યા :** 'तदर्थ' એટલે "પૂર્વના સૂત્ર 'व्यवहृपणोः समर्थयोः ।'' (૨–૩–૫૭)માં व्यवहृ અને पण् ધાતુઓ જે અર્થમાં હતા તે અર્થવાળા; અર્થાત્ 'દ્યૂત' અને ક્રય–વિક્રય અર્થવાળા.

'दिव्' ધાતુના અનેક અર્થ છે–જુગાર રમવો, જીતવાની ઇચ્છા કરવી, લે–વેચ કરવી, પ્રકાશવું, સ્તુતિ કરવી, ઇત્યાદિ (दिवु क्रीडा–विजिगीषा–व्यवहार–द्युति–स्तुति–मोद–मद–स्वप्न–कान्ति–गतिषु ।)

'दिव्' (૪, આત્મને.) ધાતુ જ્યારે 'જુગાર રમવો' અથવા 'લે–વેચ કરવી' અર્થમાં પ્રયોજાયેલો હોય ત્યારે એનું કર્મ ષષ્ઠીમાં મુકાય છે; જેમકે शतस्य दीव्यति । (સો (રૂપિયા)નો જુગાર રમે છે' અથવા 'સોની લેવડદેવડ કરે છે.) અહીં 'शत' કર્મ છે. 'दिव्' ધાતુ 'દ્યૂત' અથવા 'ક્રય–વિક્રય'ના અર્થમાં પ્રયોજાયેલો છે, આથી કર્મ 'शत' દ્વિતીયામાં મુકાવાને બદલે, આ સૂત્રને આધારે, ષષ્ઠીમાં (शतस्य) મુકાય છે.

અહીં નોંધવું ઘટે કે આ સૂત્રમાં 'शेषे'ની અનુવૃત્તિ થતી નથી. આ સૂત્રમાં કર્મષષ્ઠીનું વિધાન છે, શેષષષ્ઠીનું નહિ, આથી આ સૂત્રનું પ્રયોજન કૃદંતના યોગમાં સમાસના નિષેધનું નથી, આથી शतस्य देवनम्=शतदेवनम् (સો રૂપિયાનો જુગાર) એ પ્રમાણે સમાસ થઈ શકે છે.

'व्यवहृपणोः समर्थयोः' સૂત્રમાં 'शेषे' પદની અનુવૃત્તિ થાય છે, અહીં એ અનુવૃત્તિ ઈષ્ટ નથી. અહીં કર્મષષ્ઠી અભિપ્રેત છે, આથી दिव् ધાતુ માટે આ સ્વતંત્ર સૂત્રની રચના કરવી પડી છે. નહિ તો व्यवहृपणो...સૂત્રમાં 'व्यवहृ' અને 'पण्' ધાતુઓ સાથે 'दिव्'નો પણ સમાવેશ કરી શકાયો હોત.

**૬૨૧. विभाषोपसर्गे । २ । ३ । ५९ ॥**

**વૃત્તિ : पूर्वयोगापवादः । शतस्य शतम् वा दीव्यति ॥**

**વ્યાખ્યા :** 'विभाषा' એટલે 'વિકલ્પ'. 'दिव्' ધાતુનો અર્થ 'દ્યૂત' અથવા 'ક્રય-વિક્રય' હોય, પરંતુ એની પૂર્વે ઉપસર્ગો જોડાયેલો હોય તો એનું કર્મ વિકલ્પે ષષ્ઠીમાં મુકાય છે; જેમકે—शतस्य प्रतिदीव्यति । शतं शतं प्रतिदीव्यति । (સો રૂપિયાનો જુગાર રમે છે અથવા સોની લેવડદેવડ કરે છે.) અહીં 'प्रति+दिव्' ધાતુ 'व्यवहृ' અને 'पण्' ધાતુઓનો સમાનાર્થક છે, આથી આ સૂત્રને આધારે એનું કર્મ દ્વિતીયા અથવા ષષ્ઠીમાં વિકલ્પે મૂકી શકાય છે.

પૂર્વના સૂત્ર (दिवस्तदर्थस्य)માં दिव् ધાતુનું કર્મ કેવળ ષષ્ઠી વિભક્તિમાં જ મૂકવાનું વિધાન હતું, જ્યારે આ સૂત્રમાં વિકલ્પે ષષ્ઠીનું વિધાન છે. આમ આ સૂત્ર પૂર્વ સૂત્રનો અપવાદ છે.

**૬૨૨. प्रेष्यब्रुवोर्हविषो देवतासंप्रदाने । २ । ३ । ६१ ॥**

**વૃત્તિ : देवतासंप्रदानके अर्थे वर्तमानयोः प्रेष्यब्रुवोः कर्मणि हविषः वाचकात् शब्दात् षष्ठी स्यात् । अग्नये छागस्य हविषः वपायाः मेदसः प्रेष्य अनुब्रूहि वा ॥**

**વ્યાખ્યા :** દેવતા જ્યારે સંપ્રદાન હોય એટલે કે દેવતાને ઉદ્દેશીને કંઈક આપવાનું હોય ત્યારે 'प्र+इष्' (૪, ૫) (મોકલવું) અને ब्रू (૨, ઉ) (બોલવું) ધાતુઓનું કર્મ, જો એ કર્મ હવિ-વાચક શબ્દ હોય તો, ષષ્ઠીમાં મુકાય છે; જેમકે—अग्नये छागस्य हविषः वपायाः मेदसः प्रेष्य । અથવા अग्नये छागस्य हविषः वपायाः मेदसः अनुब्रूहि । (અગ્નિ દેવતાને માટે બકરાની ચરબી તું મોકલ.) આ ઉદાહરણમાં જે હવિ આપવાનું છે તે અગ્નિ દેવતાને આપવાનું છે. આમ અહીં દેવતા સંપ્રદાન છે, આથી

'प्रेष्य' અને 'अनुब्रूहि'નું હવિ-વાચક કર્મ 'वपा' અને 'मेदस्' ષષ્ઠી (वपायाः, मेदसः) મુકાય છે.

આ સૂત્રમાં પણ 'शेषे' શબ્દની અનુવૃત્તિ થતી નથી, અહીં કર્મષષ્ઠીનું વિધાન છે.

અહીં નોંધવું ઘટે કે प्र+इष् અને ब्रू ધાતુઓને જ આ નિયમ લાગુ પડે છે, અન્ય સમાનાર્થી ધાતુઓને નહિ; જેમકે अग्नये छागस्य हविर्वपा मेदः जुहुधि । અહીં वपा અને मेद કર્મ છતાં 'हु' ધાતુ હોવાને કારણે એ દ્વિતીયા વિભક્તિમાં મુકાય છે, ષષ્ઠીમાં નહિ. એ જ પ્રમાણે કર્મ હવ્યવાચક ન હોય તોપણ ષષ્ઠી થતી નથી; જેમકે अग्नये एधांसि प्रेष्य । (અગ્નિ માટે લાકડાં મોકલ.) અહીં કર્મ (एधांसि) હવિવાચક ન હોવાથી ષષ્ઠી થતી નથી. વળી દેવતા સંપ્રદાન ન હોય તોપણ ષષ્ઠી ન થાય; જેમકે विप्राय पुरोडाश प्रेष्य । (બ્રાહ્મણ માટે પુરોડાશ મોકલ.) અહીં કર્મ 'पुरोडाश' હવ્યવાચક છે, પરંતુ 'विप्र'ને આપવાનું હોવાથી કર્મ ષષ્ઠીમાં મુકાતું નથી.

**६२२. कृत्वोऽर्थप्रयोगे कालेऽधिकरणे । २ । ३ । ६४ ॥**

**વૃત્તિ : (१) कृत्वेः अर्थानां प्रयोगे कालवाचिनि अधिकरणे शेषे षष्ठी स्यात् । पञ्चकृत्वः अह्नः भोजनम् । द्विः अह्नः भोजनम् ।**

**(२) शेषे किम् ?-द्विः अहनि अध्ययनम् ॥**

વ્યાખ્યા-(१) 'कृत्वसुच्' પ્રત્યય અને એના સમાનાર્થી અન્ય પ્રત્યયોનો પ્રયોગ થયો હોય ત્યારે કાલવાચક અધિકરણ કારક શેષ-વિવક્ષામાં (અર્થાત્ અધિકરણની વિવક્ષા ન હોય ત્યારે) ષષ્ઠીમાં મુકાય છે; જેમકે पञ्चकृत्वः अह्नः भोजनम् । (દિવસમાં પાંચ વાર ભોજન.) અહીં 'पञ्चकृत्वः'માં कृत्वसुच् પ્રત્યય છે તે 'અમુક વાર'નો અર્થ દર્શાવે છે. 'अहन्' એ કાલ-વાચક અધિકરણ છે. આ સૂત્રથી એ ષષ્ઠીમાં (अह्नः) મુકાય છે. એ જ પ્રમાણે द्विः अह्नः भोजनम् । (દિવસમાં બે વાર ભોજન.) અહીં 'द्विः' શબ્દમાં 'सुच्' પ્રત્યય છે, જે 'कृत्वसुच्'નો અર્થ (અમુક વાર) દર્શાવે છે. આથી એનું કાલવાચક અધિકરણ, શેષ-વિવક્ષાએ, ષષ્ઠીમાં (अह्नः) મુકાયું છે.

આ સુત્રમાં 'શેષે' પદની અનુવૃત્તિ 'व्यवहृपणोः... (૨-૩-૫૭)' સૂત્રમાંથી 'મંડૂકપ્લુતિ' ન્યાયે થાય છે.

(૨) અહીં 'શેષે' પદની અનુવૃત્તિ એટલા માટે કરી છે કે જ્યારે અધિકરણની વિવક્ષા ન હોય ત્યારે જ શેષત્વની વિવક્ષાએ કાલવાચક શબ્દ ષષ્ઠીમાં મુકાય છે, જો અધિકરણની વિવક્ષા હોય તો 'सप्तम्यधिकरणे च ।' (૨-૩-૩૬) સૂત્રને આધારે કાલવાચી અધિકરણ સપ્તમી વિભક્તિમાં મુકાશે; જેમકે द्विः अहनि अध्ययनम् । (દિવસમાં બે વાર અધ્યયન.) અહીં અધિકરણની વિવક્ષા હોવાથી अहन् એ કાલવાચક શબ્દ સપ્તમીમાં (अहनि) મુકાયો છે.

**૬૨૪. कर्तृकर्मणोः कृति । २ । ३ । ६५ ॥**

**વૃત્તિ : कृद्योगे कर्तरि कर्मणि च षष्ठी स्यात् । कृष्णस्य कृतिः । जगतः कर्ता कृष्णः ॥**

**વ્યાખ્યા :** कृत्-પ્રત્યયનો અર્થાત્ 'कृत्' પ્રત્યયાંત શબ્દનો પ્રયોગ થયો હોય ત્યારે એનાં (कृत् પ્રત્યયાંત શબ્દ દ્વારા નિર્દિષ્ટ ક્રિયાનાં) કર્તા અને કર્મ ષષ્ઠીમાં મુકાય છે. પ્રથમ કર્તાની ષષ્ઠીનું ઉદાહરણ જોઇએ :

कृष्णस्य कृतिः । (કૃષ્ણની રચના.) અહીં 'कृ' ધાતુને 'क्तिन्' પ્રત્યય લગાડતાં 'कृति' શબ્દ બને છે. આમ 'કૃતિ' એ कृत्પ્રત્યયાંત શબ્દ છે, આ 'कृति'ના કર્તા 'कृष्ण' છે, આથી આ સૂત્ર પ્રમાણે 'कृष्ण'ની ષષ્ઠી (कृष्णस्य) થઈ છે.

હવે કર્મનું ઉદાહરણ જોઇયે :— जगतः कर्ता कृष्णः । (જગતના રચનાર કૃષ્ણ છે.) અહીં 'कृ' ધાતુને કર્તૃવાચક 'तृन्' પ્રત્યય લગાડતાં 'कर्ता' શબ્દ બન્યો છે, આથી એ कृत्પ્રત્યયાંત શબ્દ છે. વળી 'जगत्' 'કર્તા' શબ્દ દ્વારા સૂચિત ક્રિયાનું કર્મ છે, આથી એ ષષ્ઠીમાં (जगतः) મુકાય છે.

આ સુત્રમાં તથા હવે પછીનાં સૂત્રોમાં 'શેષે'ની અનુવૃત્તિ થતી નથી.

**વાર્તિક : गुणकर्मणि वेष्यते ।**

**અર્થ : नेता अश्वस्य स्रुघ्नस्य स्रुघ्नं वा ॥**

**વ્યાખ્યા :** અહીં વાર્તિકકાર કાત્યાયન 'कर्तृकर्मणोः कृति' સૂત્રની પૂર્તિ

કરે છે. આપણે અગાઉ જોઈ ગયાં કે કેટલાક ધાતુ દ્વિકર્મક હોય છે તેઓને એક મુખ્ય અથવા પ્રધાન કર્મ હોય છે અને બીજું ગૌણ અથવા 'અકથિત' કર્મ (જુઓ સૂત્ર अकथितं च । (૧–૪–૫૧). વાર્તિકકાર જણાવે છે કે આવાં ગૌણ કર્મ, कृत्–પ્રત્યયનો પ્રયોગ થયો હોય ત્યારે, વિકલ્પે ષષ્ઠી અથવા દ્વિતીયામાં મુકાય છે; જેમકે–नेता अश्वस्य स्रुघ्नस्य અથવા नेता अश्वस्य स्रुघ्नम् । (ઘોડાને સ્રુઘ્ન દેશ તરફ લઈ જનાર.) અહીં 'नी' ધાતુને કર્તૃવાચક तृन् પ્રત્યય લગાડતાં 'नेता' શબ્દ બન્યો છે. नी ધાતુ દ્વિકર્મક ધાતુ છે. અહીં 'अश्व' એ પ્રધાન કર્મ છે, આથી એ તો ષષ્ઠીમાં જ મુકાય છે. 'स्रुघ्न' એ ગૌણ અથવા 'અકથિત' કર્મ છે, આથી એને વિકલ્પે ષષ્ઠી વિભક્તિમાં (स्रुघ्नस्य) અથવા (કર્મ હોવાથી નિયમ પ્રમાણે) દ્વિતીયામાં (स्रुघ्न) મુકાય છે.

**વૃત્તિ : कृति किम् ?–तद्धिते मा भूत् । कृतपूर्वी कटम् ॥**

**વ્યાખ્યા :** સૂત્રમાં कृति' શબ્દ એટલા માટે મુકાયો છે, કે कृत्–પ્રત્યયાંત શબ્દોના જ કર્તા અને કર્મ ષષ્ઠીમાં મુકાય છે, તદ્ધિત–પ્રત્યયાંત શબ્દના યોગમાં ષષ્ઠી થતી નથી.

અહીં પ્રશ્ન એ થાય છે કે સૂત્રમાં 'कृति' શબ્દ ન મુકાયો હોય તોપણ 'कृत्-પ્રત્યય'નો અર્થ સમજી ન શકાત ? અર્થાત્ 'कर्तृकर्मणोः ।' એવું સૂત્ર બનાવ્યું હોત તો ન ચાલત ? કારણ કે કર્તા અને કર્મનો સબંધ ક્રિયા સાથે છે, ક્રિયા એ 'ધાતુ' દ્વારા સૂચવાય છે અને ધાતુને લાગતા પ્રત્યય બે પ્રકારના છે–(૧) तिङ् અને (૨) कृत्. હવે 'तिङ्' પ્રત્યય લાગ્યો હોય ત્યારે કર્તા યા કર્મને ષષ્ઠી વિભક્તિમાં ન મૂકી શકાય એવું વિધાન 'न लोकाव्यय०' (૨–૩–૬૧) સૂત્ર દ્વારા કરવામાં આવેલું છે, તો પછી બાકી કેવળ कृत्‌પ્રત્યય જ રહેતા હોવાથી कृत्‌પ્રત્યયના યોગમાં ષષ્ઠીનું વિધાન 'कृति' પદ વિના પણ સમજાય છે અને એ દષ્ટિએ 'कृति' પદ વ્યર્થ બને; પરંતુ અહીં 'कृति' શબ્દ મહત્ત્વનો છે, કારણ કે એ દ્વારા तद्धित–પ્રત્યયાંત શબ્દના યોગમાં કર્તા યા કર્મની ષષ્ઠીનો નિષેધ થાય છે. કેટલીક વાર तद्धित–પ્રત્યયમાં પણ ક્રિયાનો અર્થ સમાયેલો હોય છે; જેમકે रथं वहति असौ रथ्य. (રથને વહન કરનાર અશ્વ.) આમ कृत्–પ્રત્યયાંત શબ્દ હોય તો જ એનાં કર્તા અને કર્મ ષષ્ઠીમાં મુકાય છે, तद्धित પ્રત્યયાંત શબ્દ હોય તો નહિ. ઉદાહરણ તરીકે कृतपूर्वी कटम् । (સાદડી પહેલાં

બનાવનાર). અહીં कट 'कृ' ધાતુનું કર્મ છે. कृने કર્મણિ ભૂત કૃદંતનો क्त પ્રત્યય લગાડતાં 'कृत' શબ્દ બને છે, એની સાથે ક્રિયાવિશેષણ 'पूर्व'નો યોગ કરી 'सपूर्वाश्च' (૫–૨–૮૭) સૂત્ર દ્વારા 'इनि' પ્રત્યય લગાડતાં 'कृतपूर्वी' શબ્દ બને છે. અહીં 'इनि' એ तद्धित પ્રત્યય છે. આ कृतपूर्वी શબ્દ तद्धित–પ્રત્યયાંત શબ્દ બન્યો, कृत–પ્રત્યયાંત નહિ, આથી એનું કર્મ 'कट' ષષ્ઠીમાં મુકાતું નથી, પણ નિયમાનુસાર દ્વિતીયામાં જ (कटं) રહે છે.

**૬૨૫. उभयप्राप्तौ कर्मणि । २ । ३ । ६६ ॥**

**વૃત્તિ : उभयोः प्राप्तिः यस्मिन् कृति तत्र कर्मणि एव षष्ठी स्यात् । आश्चर्यः गवां दोहः अगोपेन ॥**

**વ્યાખ્યા :** પૂર્વના સૂત્ર 'कर्तृकर्मणोः कृति'માં कृत्–પ્રત્યયાંત શબ્દનાં કર્તા અને કર્મ બંનેને ષષ્ઠીમાં મૂકવાનું વિધાન છે, આ સૂત્ર એમાં સુધારો કરે છે: જ્યારે કર્તા અને કર્મ બંને સાથે આવતાં હોય (उभयप्राप्त) ત્યારે કેવળ કર્મ જ ષષ્ઠીમાં મુકાય છે, કર્તા નહિ. આવે પ્રસંગે કર્તા 'कर्तृकरणयोः तृतीया' (૨–૩–૧૮) સૂત્ર પ્રમાણે તૃતીયા વિભક્તિમાં મુકાશે. ઉદાહરણ તરીકે– आश्चर्यः गवां दोहः अगोपेन । (જે ગોવાળ ન હોય તેવો માણસ ગાયને દોહે એ આશ્ચર્યકારક છે.) આ ઉદાહરણમાં दुहं ધાતુને ભાવવાચક 'घञ्' પ્રત્યય લાગી दोह શબ્દ બને છે. આ રીતે दोह શબ્દ कृत्–પ્રત્યયાંત છે. વળી દોહવાની ક્રિયા (दोहः)નો કર્તા 'अगोप' છે અને કર્મ 'गो' છે. 'कर्तृकर्मणोः कृति' સૂત્ર દ્વારા કર્તા અને કર્મ બંનેને ષષ્ઠી પ્રાપ્ત હતી, પરંતુ આ સૂત્ર દર્શાવે છે કે અહીં કેવળ કર્મ જ ષષ્ઠીમાં (गवाम्) મુકાશે, કર્તા નહિ. આથી કર્તા તૃતીયામાં મુકાય છે (अगोपेन).

**વાર્તિક : स्त्रीप्रत्यययोः अकाकारयोः न अयं नियमः ।**
**भेदिका चिभित्सा वा रुद्रस्य जगतः ॥**

**વ્યાખ્યા :** આ વાર્તિક 'उभयप्राप्तौ कर्मणि' સૂત્રનો અપવાદ છે. 'उभयप्राप्तौ कर्मणि' સૂત્રમાં कृत्–પ્રત્યયાંત શબ્દનો પ્રયોગ થયો હોય ત્યારે એનાં કર્તા અને કર્મ બંને સાથે હોય તો કેવળ કર્મમાં જ ષષ્ઠીનું વિધાન થયું છે અને કર્તાને માટે ષષ્ઠીનો નિષેધ કર્યો છે. વાર્તિકકાર આમાં સુધારો કરે છે. એ જણાવે છે કે કર્તાની ષષ્ઠીનો આ નિષેધ 'अक' અને 'अ'

(अकार) જેઓને અંતે હોય તેવા સ્ત્રીલિંગી कृत्–પ્રત્યયોના (સ્ત્રીપ્રત્યયો) યોગમાં લાગુ પડતો નથી. 'स्त्रीप्रत्यय' એટલે સ્ત્રીલિંગવાચક પ્રત્ય (स्त्रिया प्रत्ययः स्त्रीप्रत्ययः ।). અષ્ટાધ્યાયીમાં 'स्त्रियां क्तिन्' (३–३–९० સૂત્રથી શરૂ કરીને એ સૂત્રના અધિકારમાં જે પ્રત્યયો આપવામાં આવ્યા તેઓને 'स्त्रीप्रत्यय' કહે છે. અહીં 'अक' અને 'अ' જેઓને અંતે હોય તેવા स्त्रीप्रत्ययान्त શબ્દોનાં કર્તા અને કર્મ બંને ષષ્ઠીમાં મુકાય છે એવું વિધાન છે. ઉદાહરણ તરીકે–भेदिका रुद्रस्य जगतः । (રુદ્ર દ્વારા જગતનો વિનાશ). અથવા बिभित्सा रुद्रस्य जगतः । (રુદ્ર દ્વારા જગતના વિનાશની ઇચ્છા). પ્રથમ ઉદાહરણમાં भिद् ધાતુને 'अक' कृत्–પ્રત્યય લગાડતાં भेदक શબ્દ બને છે. એને स्त्रीप्रत्यय टाप् લગાડતા 'भेदिका' શબ્દ બને છે. અહીં ભેદન ક્રિયાના કર્તા 'रुद्र' છે અને કર્મ जगत् છે, આ વાર્તિકથી એ બંને કર્તા અને કર્મ ષષ્ઠીમાં (रुद्रस्य, जगतः) મુકાયાં છે.

એ જ પ્રમાણે, બીજા ઉદાહરણમાં, भिद् ધાતુના सन्नन्त (ઇચ્છાદર્શક) રૂપને 'अ प्रत्ययात्' સૂત્રને આધારે अ પ્રત્યય લગાડી એને સ્ત્રીલિંગવાચક टाप् પ્રત્યય લગાડતાં 'बिभित्सा' શબ્દ બને છે. અહીં પણ रुद्र કર્તા છે અને जगत् કર્મ છે, આ વાર્તિક અનુસાર બંને ષષ્ઠીમાં મુકાય છે.

**વાર્તિક : शेषे विभाषा ।**

**(१) स्त्रीप्रत्यये इति पक्षे । विचित्रा जगतः कृतिः हरेः हरिणा वा ।**

**(२) केचित् अविशेषेण विभाषाम् इच्छन्ति । शब्दानाम् अनुशासनम् आचार्येण आचार्यस्य वा ॥**

વ્યાખ્યા : (૧) આ વાર્તિક પૂર્વના વાર્તિક 'स्त्रीप्रत्यययो...नियमः ।' સાથે સંકળાયેલું છે. 'उभयप्राप्तौ कर्मणि' સૂત્ર કૃત્–પ્રત્યયાંત શબ્દનાં કર્તા અને કર્મ બંને સાથે હોય ત્યારે કર્તાની ષષ્ઠી વિભક્તિનો નિષેધ કરે છે. વાર્તિકકાર 'अक' અને 'अ' જેઓને અંતે હોય તેવા स्त्रीप्रत्ययान्त શબ્દોના કર્તા માટે પુનઃ ષષ્ઠીનું વિધાન કરે છે. આ વાર્તિક દ્વારા બાકીના કૃત્–પ્રત્યયાંત શબ્દોના કર્તા માટે વિકલ્પે ષષ્ઠીનું વિધાન કરવામાં આવ્યું છે.

આ વાર્તિકનું અર્થઘટન આચાર્યોએ બે પ્રકારે કર્યું છે. કેટલાક આચાર્યો 'शेषे'નો અર્થ 'शेषे स्त्रीप्रत्यये' એવો કરે છે, અર્થાત્ એઓ

પૂર્વના વાર્તિકમાંથી 'स्त्रीप्रत्यय'ની અનુવૃત્તિ કરે છે, એટલે કે 'अक' અને अ જેઓને અંતે છે તેવા સ્ત્રીલિંગી कृत्-પ્રત્યયો સિવાયના અન્ય स्त्रीप्रत्ययान्त શબ્દોનો કર્તા વિકલ્પે તૃતીયા (કર્તા હોવાથી તૃતીયા તો પ્રાપ્ત છે જ) અથવા ષષ્ઠીમાં મુકાય છે; જેમકે—विचित्रा जगतः कृतिः हरेः અથવા विचित्रा जगतः कृतिः हरिणा । (હરિએ કરેલી જગતની રચના વિચિત્ર છે.) અહીં 'कृ' ધાતુને 'क्तिन्' कृत्-પ્રત્યય લાગીને 'कृति' શબ્દ બન્યો છે. 'क्तिन्' એ સ્ત્રીલિંગી પ્રત્યય (स्त्रीप्रत्यय) છે, આથી એનો કર્તા 'हरि' આ વાર્તિકને આધારે વિકલ્પે તૃતીયામાં (हरिणा) અથવા ષષ્ઠીમાં (हरेः) મુકાય છે.

(૨) બીજા આચાર્યો 'शेषे'નો અર્થ 'શેષ સ્ત્રીપ્રત્યયો' જ નહિ, પરંતુ 'अक અને अ સિવાયના બધા જ कृत्-પ્રત્યયો' એવો કરે છે. એમના મતે આ નિયમ 'अक' અને 'अ' અંતમાં હોય તેવા कृत्-પ્રત્યયાંત શબ્દો સિવાયના સઘળા કૃદંત શબ્દોને લાગુ પડે છે. અર્થાત્ અન્ય સર્વ कृत्-પ્રત્યયાંત શબ્દોનો કર્તા વિકલ્પે તૃતીયા અથવા ષષ્ઠીમાં મુકાશે; જેમકે— शब्दानाम् अनुशासनम् आचार्येण અથવા शब्दानाम् अनुशासनम् आचार्यस्य । (આચાર્ય દ્વારા શબ્દોનું અનુશાસન[1]).

આ ઉદાહરણમાં, 'अनुशासन' શબ્દ अनु+शास् (૨, ૫) ધાતુને 'ल्युट्' (अन) પ્રત્યય લાગીને બનેલો છે. ('ल्युट्'ના 'ल्' અને 'ट्'નો નિયમ પ્રમાણે લોપ થઈ 'यु'નો 'अन' આદેશ થાય છે.) આમ अनुशासन શબ્દ कृत्-પ્રત્યયાંત છે, પરંતુ એ સ્ત્રીલિંગી નથી (નપુંસકલિંગી છે), એનો કર્તા 'आचार्य' છે અને કર્મ 'शब्द' છે. આ વાર્તિક દ્વારા કર્તા 'आचार्य' તૃતીયામાં (आचार्येण) ઉપરાંત વિકલ્પે ષષ્ઠીમાં (आचार्यस्य) મુકાય છે.

**૬૨૯. क्तस्य च वर्तमाने । २ । ३ । ६७ ॥**

**વૃત્તિ : वर्तमानार्थस्य क्तस्य योगे षष्ठी स्यात् । 'न लोका-' (सूत्र ६२८) इति निषेधस्य अपवादः । राज्ञां मतः बुद्धः पूजितः वा ॥**

1. 'અનુશાસન' એટલે અશુદ્ધ શબ્દોનું નિવારણ કરી શુદ્ધ (સાધુ) શબ્દોનું જ્ઞાન આપવું એ. अनुशिष्यन्ते असाधुशब्देभ्यः प्रविभज्य साधुशब्दाः बोध्यन्ते अनेन इति अनुशासनम् ।

**વ્યાખ્યા :** 'क्त' (त) પ્રત્યય જ્યારે વર્તમાન કાળનો અર્થ દર્શાવતો હોય ત્યારે એનો અનભિહિત કર્તા પષ્ઠી વિભક્તિમાં મુકાય છે.

क्त પ્રત્યય સામાન્ય રીતે ભૂતકાળનો અર્થ દર્શાવે છે. એ કર્મણિ ભૂત કૃદંતનો પ્રત્યય છે, પરંતુ કેટલીક વાર એ વર્તમાનકાળના અર્થમાં પણ પ્રયોજાય છે. એવા પ્રસંગોએ એનો કર્તા તૃતીયાને બદલે પષ્ઠીમાં મુકાય છે.

આ સૂત્ર 'न लोकाव्ययनिष्ठा खलर्थतृनाम्' (૨–૩–૬૯) સૂત્રનો અપવાદ છે. क्त પ્રત્યય 'निष्ठा' પ્રત્યય કહેવાય છે, આથી એના યોગમાં પષ્ઠીનો નિષેધ ('न लोका—' સૂત્ર દ્વારા) કરવામાં આવ્યો છે, પરંતુ આ સૂત્ર એનો બાધ કરી વર્તમાનકાળના અર્થમાં પ્રયુક્ત क्तના યોગમાં ફરી પષ્ઠીનું વિધાન કરે છે. ઉદાહરણ તરીકે—

राज्ञां मतः । (એને રાજાઓ માને છે, અર્થાત્ એ રાજાઓનો માનીતો છે)

राज्ञां बुद्धः । (એને રાજાઓ જાણે છે)

राज्ञां पूजितः । (એને રાજાઓ પૂજે છે)

આ ઉદાહરણોમાં 'मतः' 'बुद्धः' અને 'पूजितः' પદો અનુક્રમે 'मन्' 'बुध्' અને 'पूज्' ધાતુઓને 'क्त' પ્રત્યય લગાડવાથી બન્યાં છે. 'मतिबुद्धिपूजार्थेभ्यश्च ।' (૩–૨–૧૮૮) સૂત્રને આધારે અહીં मन्, बुध् અને पूज् ધાતુઓને વર્તમાનકાળના અર્થમાં क्त પ્રત્યય લગાડવામાં આવ્યો છે. આથી 'राजन्' શબ્દ, જે કર્તા છે તે, તૃતીયાને બદલે પષ્ઠીમાં ( राज्ञाम् ) મુકાયો છે

કેટલીક વાર क्त પ્રત્યય દ્વારા ભાવવાચક નામ બનાવવામાં આવે છે ત્યારે પણ કર્તા પષ્ઠીમાં મુકાય છે; જેમકે नटस्य भुक्तम् (નટનું ભોજન), मयूरस्य नृत्तम् (મયૂરનું નૃત્ત), बालस्य हसितम् (બાળકનું હાસ્ય), વગેરે.

અહીં નોંધવું પડે કે સામાન્ય રીતે क्त પ્રત્યયનો પ્રયોગ થયો હોય ત્યારે કર્તા તૃતીયામાં મુકાય છે; જેમકે सः राज्ञा पूजितः । (રાજાએ એની પૂજા કરી.)

६२७. अधिकरणवाचिनश्च । २।३।६८॥

वृत्ति : क्तस्य योगे षष्ठी स्यात् । इदम् एषाम् आसितम् शयितम् गतम् भुक्तम् वा ॥

વ્યાખ્યા : અહીં પૂર્વના સૂત્ર 'क्तस्य च वर्तमाने'માંથી 'क्तस्य' પદની અનુવૃત્તિ કરવામાં આવી છે. 'क्त' પ્રત્યય જ્યારે- અધિકરણવાચી હોય એટલે કે ક્રિયાનો આધાર દર્શાવતો હોય ત્યારે એનો કર્તા ષષ્ઠીમાં મુકાય છે; જેમકે—

इदम् एषाम् आसितम् । (આ એમનું આસન છે.)
इदम् एषाम् शयितम् । (આ એમની શય્યા છે.)
इदम् एषाम् गतम् । (આ એમનો માર્ગ છે.)
इदम् एषाम् भुक्तम् । (આ એમનું ભોજનપાત્ર છે.)

આ ઉદાહરણોમાં 'आसित' 'शयित' 'गत' અને 'भुक्त' શબ્દો અનુક્રમે 'आस्' 'शी' 'गम्' અને 'भुज्' ધાતુઓને 'क्त' પ્રત્યય लગાડવાથી બન્યા છે. क्तोऽधिकरणे च ध्रौव्यगतिप्रत्यवसानार्थेभ्यः । (३-४-७६) સૂત્ર પ્રમાણે ધ્રૌવ્ય (સ્થિરતા), ગતિ અને પ્રત્યવસાન (ભક્ષણ) ના અર્થવાળા ધાતુઓમાં આધાર દર્શાવવા 'क्त' પ્રત્યય લગાડવામાં આવે છે. અહીં પણ આ સૂત્ર અનુસાર આધાર દર્શાવવા 'क्त' પ્રત્યય લગાડવામાં આવ્યો છે; જેમકે—आस्यते अस्मिन् इति आसितम् । (જેના પર બેસવામાં આવે તે 'આસિત' અર્થાત્ 'આસન,' शेते अस्मिन् इति शयितम् । (જેમાં શયન કરવામાં આવે તે 'शयित' અર્થાત્ 'શય્યા'.), गच्छति अस्मिन् इति गतम् । (જેમાં જવામાં આવે તે 'गत' અર્થાત્ 'માર્ગ'), भुङ्क्ते अस्मिन् इति भुक्तम् । (જેમાં ભોજન કરવામાં આવે તે 'भुक्त' અર્થાત્ 'ભોજનપાત્ર.')

ઉપર્યુક્ત ચારેય ઉદાહરણોમાં કર્તા ષષ્ઠીમાં (एषाम्) મુકાયો છે.

६२८. न लोकाव्ययनिष्ठाखलर्थतृनाम् । २।३।६९॥

वृत्ति : एषाम् प्रयोगे षष्ठी न स्यात् । लादेशः—कुर्वन् कुर्वाणः वा । उकः—दैत्यान् सृष्टिम् हरिः । उः—हरिम् दिदृक्षुः अलंकरिष्णुः वा । उकः—दैत्यान् घातुको हरिः ॥

**વ્યાખ્યા :** સૂત્રમાંનો ' लोक ' શબ્દ ल + उ + उक नो બનેલો છે. ल (લના આદેશ, વર્તમાન કૃદંત, પરોક્ષભૂત કૃદંત વગેરે), उ પ્રત્યય उक પ્રત્યય અવ્યય કૃદંતો (હેત્વર્થક અને સંબંધક ભૂત કૃદંત), निष्ठा (કર્મણિ અને કર્તરિ ભૂત કૃદંત), खलर्थ પ્રત્ય અને तृन्‌ના પ્રયોગમાં કર્તા અને કર્મ ષષ્ઠીમાં મુકાતાં નથી. 'कर्तृकर्मणोः कृति' (૨–૩–૬૫) (સૂત્ર ૬૨૪) સૂત્ર કૃત્‌–પ્રત્યયાંત શબ્દોનો પ્રયોગ હોય ત્યારે એઓનાં કર્તા અને કર્મને ષષ્ઠીમાં મૂકવાનું વિધાન કરે છે, પરંતુ આ સૂત્ર અમુક વિશિષ્ટ કૃદંત શબ્દોના યોગમાં કર્તા તથા કર્મની ષષ્ઠીનો નિષેધ કરે છે.

(૧) ल એટલે લના આદેશ. પાણિનિએ ' लट् ' ' लिट् ' 'लुट्' વગેરે દસ લકારોનું નિરૂપણ કર્યું છે. આ લકારોના અર્થમાં જે કૃત્‌–પ્રત્યયો પ્રયોજાય તેઓને લાદેશ ' અર્થાત્ ' ल 'ના આદેશ કહે છે; જેમકે—लट् (વર્તમાનકાળ)ના અર્થમાં शतृ અને शानच् પ્રત્યયોનો પ્રયોગ થાય છે (ઉ. ત. कृ + शतृ = कुर्वत्; कृ + शानच् = कुर्वाण), लिट् (પરોક્ષ ભૂતકાળ)ના અર્થમાં क्वसु અને क्वानच् પ્રત્યયો પ્રયોજાય છે (कृ+क्वसु = चक्रिवस्; कृ + क्वानच् = चक्राण), लृट् (ભવિષ્યકાળ)ના અર્થમાં स्यतृ અને स्यमान પ્રત્યયો લાગે છે (कृ + स्यतृ = करिष्यत्; कृ + स्यमान = करिष्यमाण). (જુઓ–शतृशानच्–क्वसुक्वानच्–स्यतृस्यमान–इत्यादयः लादेशाः ।)

'લાદેશ'નો પ્રયોગ થયો હોય ત્યારે એઓનાં કર્તા અને કર્મ ષષ્ઠીમાં મુકાતાં નથી; જેમકે—सृष्टिं कुर्वन् हरिः । અથવા सृष्टिं कुर्वाणः हरिः । (સૃષ્ટિની રચના કરનારા હરિ). અહીં ' कुर्वन् ' અને ' कुर्वाणः ' શબ્દો कृ ધાતુને शतृ (अत्) અને शानच् (आन) પ્રત્યયો (જે વર્તમાન-કાળનું સૂચન કરે છે) લગાડવાથી બનેલા છે, અહીં ' सृष्टि ' કર્મ છે અને ' हरि ' કર્તા છે. આ સૂત્રને કારણે એઓની ષષ્ઠી વિભક્તિ થતી નથી. અહીં કર્તા અભિહિત થયેલો હોવાથી પ્રથમામાં (हरिः) અને કર્મ દ્વિતીયામાં (सृष्टिम्) પ્રયોજાયાં છે.

(૨) ' उ ' કૃત્પ્રત્યયનું ઉદાહરણ—हरिं दिदृक्षुः । (હરિને જોવાની ઇચ્છા રાખે છે.) અહીં ' दृश् ' ધાતુને ઇચ્છાદર્શક ' सन् ' પ્રત્યય લગાડી એને કર્તાના અર્થમાં ' उ ' પ્રત્યય લગાડતાં ' दिदृक्षु ' શબ્દ બને છે.

'हरि' કર્મ છે. આ સૂત્ર દ્વારા, અહીં ષષ્ઠી ન થતાં દ્વિતીયા ( हरिम् ) થઈ છે.

એ જ રીતે, हरिम् अलंकरिष्णुः । ( હરિને શણગારે છે. ) અહીં 'अलं + कृ' ધાતુને 'इष्णुच्' (इष्णु) પ્રત્યય લાગ્યો છે. વાસ્તવમાં અહીં 'उ' પ્રત્યય નથી, પરંતુ સૂત્રમાં 'उ' દ્વારા ઉકારાંત પ્રત્યય સમજવાનું છે, આથી અહીં પણ કૃત્ પ્રત્યય હોવા છતાં કર્મ ( हरि ) ષષ્ઠીમાં ન મુકાતાં નિયમાનુસાર દ્વિતીયામાં ( हरिम् ) મુકાય છે.

(૩) 'उक' પ્રત્યયનું ઉદાહરણ—'उक' પ્રત્યયાંત શબ્દોનાં કર્તા અને કર્મ ષષ્ઠીમાં મુકાતાં નથી; જેમકે—दैत्यान् घातुकः हरिः । ( હરિ દૈત્યોને હણે છે. ) અહીં 'हन्' ધાતુને 'શીલ' અથવા 'સ્વભાવ' '( ધર્મ )નો અર્થ દર્શાવવા 'उकञ्' ( उक ) પ્રત્યય લાગ્યો છે. ( लषपतपदस्था भूवृषहनकमगमशॄभ्य उकञ् । ३-२-१५४ ) અહીં 'हरि' કર્તા છે અને 'दैत्य' કર્મ છે. એ બંને ષષ્ઠીમાં ન મુકાતાં અનુક્રમે પ્રથમામાં (અભિહિત કર્તા) ( हरिः ) અને દ્વિતીયામાં ( दैत्यान् ) મુકાયાં છે.

**વાર્તિક : कमेरनिषेधः ।**

**लक्ष्म्याः कामुकः हरिः ॥**

**વ્યાખ્યા :** વાર્તિકકાર જણાવે છે કે 'कम्' ધાતુને 'उक' પ્રત્યય લાગ્યો હોય ત્યારે એને 'न लोकाव्यय—' સૂત્ર દ્વારા થતો ષષ્ઠીનો નિષેધ લાગુ પડતો નથી, એટલે કે એનાં કર્તા અને કર્મ ષષ્ઠીમાં મુકાય છે; જેમકે— लक्ष्म्याः कामुकः हरिः । ( હરિ લક્ષ્મીને ચાહે છે. ) આ ઉદાહરણમાં लषपत...उकञ् । (३-२-१५४) સૂત્ર દ્વારા 'कम्' ધાતુને 'શીલ'ના અર્થમાં 'उकञ्' પ્રત્યય લાગતાં 'कामुक' શબ્દ બને છે. અહીં 'लक्ष्मी' કર્મ છે. 'न लोका—' સૂત્ર દ્વારા 'उक' પ્રત્યયના યોગમાં ષષ્ઠીનો નિષેધ થયો હોવા છતાં આ વાર્તિક દ્વારા કર્મ ષષ્ઠીમાં ( लक्ष्म्याः ) મુકાય છે. અહીં 'कर्तृकर्मणोः कृति' સૂત્ર લાગુ પડે છે.

**વૃત્તિ :** अव्ययम्-जगत् सृष्ट्वा, सुखम् कर्तुम् । निष्ठा-विष्णुना हताः दैत्याः । दैत्यान् हतवान् विष्णुः । खलर्थाः-ईषत्करः प्रपञ्चः हरिणा । तृन् इति प्रत्याहारः-'शतृशानचौ' इति तृशब्दात्

आरभ्य तृनः नकारात्। शानन्–सोमम् पवमानः। चानश्–आत्मानम् मण्डयमानः। शतृ–वेदम् अधीयन्। तृन्–कर्ता लोकान्।

વ્યાખ્યા : (૪) 'અવ્યય'નું ઉદાહરણ—

કેટલાક कृत्–પ્રત્યયો લગાડવાથી અવ્યય કૃદંતો બને છે. એઓનાં કર્તા અને કર્મ ષષ્ઠીમાં મુકાતાં નથી; જેમકે—

(૧) जगत् सृष्ट्वा (જગતનું સર્જન કરીને). અહીં ('क्त्वातोसुन्कसुनः' (१–१–४०) સૂત્ર દ્વારા) 'सृज्' ધાતુને 'क्त्वा' પ્રત્યય લગાડતાં सृष्ट्वा (સંબંધક ભૂત કૃદંત) બને છે. આ અવ્યય કૃદંત છે. 'जगत्' એનું કર્મ છે તે આ સૂત્રથી ષષ્ઠીમાં મુકાવાને બદલે દ્વિતીયામાં (जगत्) મુકાય છે.

(૨) सुख कर्तुम्। (સુખ કરવા માટે). અહીં ('तुमुन्ण्वुलौ क्रियायां क्रियार्थायाम्' (३–३–१०) સૂત્ર દ્વારા) 'कृ' ધાતુને 'तुमन्' (तुम्) પ્રત્યય લગાડવાથી 'कर्तुम्' હેત્વર્થક કૃદંત બને છે. આ પણ અવ્યય કૃદંત છે. सुख એનું કર્મ છે, જે ષષ્ઠીમાં ન મુકાતાં દ્વિતીયામાં (सुखम्) મુકાય છે.

(૫) 'निष्ठा'નું ઉદાહરણ—

ભૂત કૃદંતના પ્રત્યયો 'क्त' (त) અને 'क्तवतु' (तवत्) 'નિષ્ઠા' તરીકે ઓળખાય છે. (જુઓ સૂત્ર–क्तक्तवतू निष्ठा। (१–१–२६)[1] ઉદાહરણ તરીકે—

(૧) विष्णुना हता: दैत्याः। (વિષ્ણુ વડે દૈત્યો હણાયા, અર્થાત્ વિષ્ણુએ દૈત્યોને હણ્યા.) અહીં हन् ધાતુને ભૂતકાળ વાચક 'क्त' પ્રત્યય લગાડતાં 'हत' (કર્મણિ ભૂત કૃદંત) બને છે. અહીં 'विष्णु' કર્તા છે અને 'दैत्य' કર્મ છે. અહીં કર્તા તૃતીયામાં (विष्णुना) છે અને કર્મ, 'क्त' कृत् પ્રત્યય દ્વારા 'અભિહિત'[2] થતું હોવાથી, પ્રથમામાં (दैत्याः) મુકાય છે.

---

૧. 'निष्ठा'નો અર્થ 'સમાપ્તિ' થાય છે. આથી ક્રિયાની સમાપ્તિ દર્શાવતા ભૂત કૃદંતના પ્રત્યયો 'क्त' અને 'क्तवत्' 'निष्ठा' કહેવાય છે.

૨. જુઓ अभिधानं च प्रायेण तिङ्कृत्तद्धितसमासैः। (સૂત્ર ૫૩૮ પરની વૃત્તિ)

(૨) दैत्यान् हतवान् विष्णुः । (વિષ્ણુએ દૈત્યોને હણ્યા.) અહીં 'हन्' ધાતુને ભૂતકાળવાચક 'क्तवतु' પ્રત્યય લાગતાં हतवत् (કર્તરિ ભૂત કૃદંત) બને છે. અહીં પણ 'विष्णु' કર્તા છે અને 'दैत्य' કર્મ છે. અહીં પણ કર્તા કે કર્મની ષષ્ઠી થતી નથી. 'क्तवतु' પ્રત્યય કર્તૃવાચ્ય હોવાથી નિયમ પ્રમાણે કર્તા પ્રથમામાં (विष्णुः) અને કર્મ દ્વિતીયામાં (दैत्यान्) મુકાયાં છે.

(૬) 'खलर्थ'નું ઉદાહરણ—

કઠિનતા અથવા સરળતાનો અર્થ દર્શાવવા ધાતુઓની પૂર્વે 'ईषत्' 'दुस्' 'सु' વગેરે ઉપસર્ગની જેમ જોડવામાં આવે છે ત્યારે ધાતુઓને 'खल्' (अ) પ્રત્યય લાગે છે. (ईषद्दुःसुषुकृच्छ्राकृच्छ्रार्थेषु खल् । ૩–૩–૧૨૬). (खल् પ્રત્યયયુક્ત ધાતુ કર્મવાચ્ય અથવા ભાવવાચ્ય હોય છે.) ઉદાહરણ તરીકે—

ईषत्करः प्रपञ्चः हरिणा । (ઈશ્વરે આ સંસાર સહેલાઈથી રચ્યો છે.) અહીં ईषत् સાથે कृ ધાતુને खल् (अ) પ્રત્યય લાગતાં 'ईषत्कर' શબ્દ બન્યો છે. खल् પ્રત્યયયુક્ત ધાતુ કર્મવાચ્ય અથવા ભાવવાચ્ય હોય છે. અહીં કર્મવાચ્ય હોવાથી, કર્મ અભિહિત થયું હોવાથી પ્રથમામાં (प्रपञ्चः) અને કર્તા તૃતીયામાં (हरिणा) મુકાયાં છે, ષષ્ઠીમાં નહિ.

સૂત્રમાં પ્રયોજેલ 'खलर्थ' શબ્દ દ્વારા खल्‌ના અર્થમાં પ્રયુક્ત 'युच्' પ્રત્યયનો પણ અહીં સમાવેશ થઈ જાય છે; જેમકે—ईषत्पानः सोमो भवता ।

(૭) 'तृन्'નું ઉદાહરણ—

तृन् એ આમ તો એક कृत्–પ્રત્યય છે, પરંતુ અહીં तृन् 'પ્રત્યાહાર'[1] તરીકે લેવાનો છે, કારણ કે तृन्‌ને કેવળ कृत्–પ્રત્યય તરીકે સ્વીકારીએ તો 'सोमं पवमानः' જેવાં ઉદાહરણોમાં 'पवमानः' चानश् પ્રત્યયના યોગમાં ષષ્ઠીનો નિષેધ નહિ થઈ શકે, આથી અહીં तृन्‌ને પ્રત્યાહાર સમજવાથી એ 'शतृशानचौ' (૩–૨–૧૨૪) સૂત્રના 'तृ'થી માંડીને 'तृन्' (૩–૨–૩૫) સૂત્રના 'न्'ની વચ્ચે આવતા બધા પ્રત્યયોનો વાચક બનશે.

૧. प्रत्याह्रियन्ते संक्षिप्यन्ते वर्णाः अस्मिन् इति प्रत्याहारः । વર્ણોને સંક્ષેપમાં કહેવાની પાણિનિની પદ્ધતિ. વધુ માટે જુઓ 'સંજ્ઞાપ્રકરણ'.

આ પ્રકારના પ્રત્યાહારથી 'तृन्' દ્વારા शतृ शानच् शानन् चानश् અને तृन् પ્રત્યયોનો સમાવેશ થશે. આ પ્રત્યયોના યોગમાં પણ ષષ્ઠી થશે નહિ; જેમકે—

(૧) 'शानन्'નું ઉદાહરણ—

सोमं पवमानः । (સોમને પવિત્ર કરતો). અહીં 'पू' ધાતુને 'शानन्' कृत्–પ્રત્યય લગાડતાં 'पवमान' શબ્દ બને છે. 'सोम' એનું કર્મ છે, પરંતુ અહીં એ ષષ્ઠીમાં મુકાતું નથી, દ્વિતીયામાં (सोमम्) છે.

(૨) 'चानश्'નું ઉદાહરણ—

आत्मानं मण्डयमानः । (પોતાની જાતને શણગારતો). અહીં 'मण्ड्' ધાતુને 'चानश्' कृत्–પ્રત્યય લગાડતાં 'मण्डयमान' શબ્દ બને છે. અહીં એનું કર્મ 'आत्मन्' ષષ્ઠીમાં ન મુકાતાં દ્વિતીયામાં (आत्मानम्) છે.

(૩) 'शतृ'નું ઉદાહરણ—

वेदम् अधीयन् (વેદનું અધ્યયન કરતો). અહીં 'अधि + इ' ધાતુને 'शतृ' (अत्) પ્રત્યય લગાડતાં 'अधीयत्' બને છે. ('अधीयत्'નું પું. પ્રથમા એકવચન अधीयन्). અહીં 'वेद' કર્મ છે, જે ષષ્ઠીમાં મુકાતું નથી.

આ ઉદાહરણો ઉપરાંત, 'शानच्'(मान)ના ઉદાહરણ તરીકે पीडां सहमानः । (પીડા સહન કરતો) અને 'तृन्' પ્રત્યયના ઉદાહરણ તરીકે कर्ता लोकान् (લોકોની રચના કરનાર) સમજી શકાય. અહીં કર્તા કે કર્મ ષષ્ઠીમાં મુકાતાં નથી.

**વાર્તિક : द्विषः शतुर्वा ।**
**मुरस्य मुरं वा द्विषन् ॥**

**વ્યાખ્યા :** 'द्विष्' (૨, ૫૨) ધાતુને शतृ (अत्) પ્રત્યય લાગ્યો હોય ત્યારે એને ષષ્ઠીનો નિષેધ (न लोकाव्यय—) વિકલ્પે લાગે છે, અર્થાત્ એના કર્તા-કર્મ વિકલ્પે ષષ્ઠી વિભક્તિ લે છે; જેમકે—मुरस्य द्विषन् । અથવા मुरं द्विषन् । (મુર નામના રાક્ષસનો દ્વેષ કરનાર, અર્થાત્ શત્રુ)

અહીં 'द्विष्' ધાતુને 'शतृ' પ્રત્યય લાગીને 'द्विषत्' શબ્દ બન્યો છે. 'तृन्' પ્રત્યાહારમાં 'शतृ'નો સમાવેશ થતો હોવાથી 'न लोकाव्यय—' સૂત્ર દ્વારા એના યોગમાં ષષ્ઠી વિભક્તિનો નિષેધ થયો છે, પરંતુ આ

વાર્તિક દ્વારા નિષેધ વૈકલ્પિક બનતાં એનું કર્મ 'मुर' વિકલ્પે ષષ્ઠીમાં (मुरस्य) અથવા દ્વિતીયામાં (मुरम्) મુકાય છે.

**વૃત્તિ : सर्वः अयम् कारकषष्ठ्याः प्रतिषेधः। शेषे षष्ठी तु स्यात् एव। ब्राह्मणस्य कुर्वन्, नरकस्य जिष्णुः॥**

**વ્યાખ્યા :** અહીં 'न लोकाव्यय—' સૂત્ર દ્વારા કર્તા અને કર્મને માટે ષષ્ઠીનો જે નિષેધ કરવામાં આવ્યો છે તે નિષેધ 'કારક ષષ્ઠી'નો છે, પરંતુ 'शेषे षष्ठी' સૂત્ર દ્વારા, કર્તા અથવા કર્મ સંબંધની વિવક્ષા ન હોય ત્યારે, શેષ અર્થમાં તો ષષ્ઠી થઈ શકે છે; જેમકે—ब्राह्मणस्य कुर्वन्। (મુખમાંથી) બ્રાહ્મણની રચના કરતા (શ્રીહરિ). અહીં 'कृ' ધાતુને 'शतृ' પ્રત્યય લાગતાં 'कुर्वत्' શબ્દ બન્યો છે. 'ब्राह्मण' કર્મ છે. એની ષષ્ઠી વિભક્તિ, કર્મ-સંબંધની વિવક્ષા ન હોવાથી, શેષ અર્થમાં થઈ છે (પરંતુ જો કર્મની વિવક્ષા હોય તો ब्राह्मणं कुर्वन्। થશે.)

એ જ પ્રમાણે नरकस्य जिष्णुः। (નરકાસુરને જીતનાર) અહીં 'जि' (૧, ૫) ધાતુને 'ग्स्नु' પ્રત્યય લાગી जिष्णु શબ્દ બન્યો છે. (ग्लाजिस्थश्च ग्स्नुः। ૩-૨-૩૧) ग्स्नु પ્રત્યય ઉકારાંત હોવાથી 'न लोकाव्यय—' સૂત્રથી કર્મ ષષ્ઠીનો નિષેધ થાય છે. 'नरक' કર્મ છે, પરંતુ કર્મની વિવક્ષા ન હોવાથી શેષ-વિવક્ષાએ ષષ્ઠી (नरकस्य) થઈ છે. (કર્મની વિવક્ષા હોય તો नरकं जिष्णुः થાય.)

**સૂત્ર ૬૨૯ : अकेनोर्भविष्यदाधमर्ण्ययोः। ૨।૩।૭૦॥**

**વૃત્તિ : भविष्यति अकस्य भविष्यदाधमर्ण्यस्य इनः च योगे षष्ठी न स्यात्। सतः पालकः अवतरति। व्रजम् गामी। शतम् दायी॥**

**વ્યાખ્યા :** આ સૂત્રમાં 'न लोकाव्यय—' (૨-૩-૬૯) (સૂત્ર ૬૨૮)માંથી 'न'ની અનુવૃત્તિ થાય છે.

ભવિષ્યનો અર્થ બતાવનાર 'अक' પ્રત્યયવાળા અને ભવિષ્ય તથા દેવાદાર હોવા(आधमर्ण्य)નો અર્થ દર્શાવતા 'इन्' પ્રત્યયવાળા શબ્દોના યોગમાં પણ ષષ્ઠી વિભક્તિ થતી નથી.

અહીં 'अक'નો સંબંધ કેવળ 'ભવિષ્ય'ના અર્થ સાથે જ છે, 'આધમર્ણ્ય' સાથે નથી, કારણ કે આધમર્ણ્યના અર્થમાં अक પ્રત્યયનું વિધાન કરતું કોઈ સૂત્ર નથી. इन् પ્રત્યય બંને અર્થ દર્શાવવા પ્રયોજાય છે. (આધમર્ણ્ય અર્થમાં इन्નું વિધાન आवश्यकाधमर्ण्ययोर्णिनिः

(૨–૩–૧૭૦) (સૂત્ર ૩૩૧૧) દ્વારા થાય છે.) આથી વૃત્તિમાં अक પ્રત્યયનું એક અને इन् પ્રત્યયનાં બે ઉદાહરણ આપવામાં આવ્યાં છે.

(૧) 'अक' પ્રત્યયનું ઉદાહરણ—

सतः पाल्कः अवतरित। (સજ્જનોના પાલક હરિ અવતાર લે છે.) અહીં 'पाल्' ધાતુને ભવિષ્યના અર્થમાં 'अक' પ્રત્યય લાગી 'पालक' શબ્દ બન્યો છે (पालकः = पालयिष्यन्), આથી એનુ કર્મ દ્વિતીયામાં (सतः) છે, ષષ્ઠીમાં નહિ.

(૨) इन् પ્રત્યયનું ઉદાહરણ—

(૧) व्रज गामी। (વ્રજમાં જનાર). અહીં 'गम्' ધાતુને ભવિષ્યના અર્થમાં 'णिनि' (इन्) પ્રત્યય લાગી 'गामिन्' શબ્દ બને છે, આથી 'व्रज' કર્મ દ્વિતીયામાં (व्रज) છે, ષષ્ઠીમાં નહિ.

(૨) शत दायी। (સો રૂપિયાનો દેવાદાર). અહીં 'दा' ધાતુને આધમણ્ર્ય અર્થમાં 'णिनि' (इन्) પ્રત્યય લાગી दायिन् શબ્દ બને છે, આથી એનું કર્મ 'शत' દ્વિતીયામાં (शत) છે, ષષ્ઠીમાં નથી.

**૬૩૦ : कृत्यानां कर्तरि वा। २।३।७१॥**

**વૃત્તિ : (૧) षष्ठी वा स्यात्। मया मम वा सेव्यः हरिः।**

**(२) कर्तरि इति किम्?—गेयः माणवकः साम्नाम्। 'भव्यगेय—' (સૂત્ર ૨૮૯૪) इति कर्तरि यद्विधानादनभिहितं कर्म।**

**(३) अत्र योगः विभज्यते। कृत्यानाम्। 'उभयप्राप्तौ' इति 'न' इति च अनुवर्तते। तेन नेतव्याः व्रजम् गावः कृष्णेन। ततः कर्तरि वा। उक्तः अर्थः॥**

**વ્યાખ્યા :** (૧) कृत्याः। (૩–૧–૯૫) અધિકાર સૂત્રથી માંડીને ण्वुल्-तृचौ। (૩–૧–૧૩૩) સૂત્રની વચ્ચે આવતા પ્રત્યયો कृत्य પ્રત્યયો કહેવાય છે. આમાં સાત પ્રત્યયોનો સમાવેશ થાય છે : तव्यत् तव्य अनीयर् यत् ण्यत् क्यप् અને केलिमर्. (यत ण्यत क्यपं चैव केलिमरमनीयरम्। तव्य च तव्यत चैव कृत्यान् सप्त विदुर्बुधा॥)

'कृत्य' પ્રત્યય જે ધાતુઓને લાગ્યા હોય તેઓના કર્તા વિકલ્પે ષષ્ઠી વિભક્તિમાં મુકાય છે. અહીં કર્તા અનભિહિત હોવાથી તૃતીયા પણ પ્રાપ્ત થાય છે; જેમકે—

मम सेव्यः हरिः । અથવા मया सेव्यः हरिः । (હરિ મારા વડે સેવવા યોગ્ય છે અર્થાત્ મારે હરિની સેવા કરવી જોઈએ.) અહીં सेव् ધાતુને ऋहलोर्ण्यत् (૩-૧-૧૨૪) સૂત્રને આધારે ण्यत् (य) પ્રત્યય લાગતાં सेव्य શબ્દ બને છે. અહીં 'कर्तृकर्मणोः कृति' (૨-૩-૬૫) સૂત્ર દ્વારા કર્તાને ષષ્ઠી (मम) તો પ્રાપ્ત હતી જ, આ સૂત્રથી એને તૃતીયા (मया) પણ પ્રાપ્ત થાય છે. (અહીં કર્તા અનભિહિત છે. ण्यत् પ્રત્યય અહીં કર્મવાચ્ય હોવાથી કર્મનું અભિધાન કરે છે અને તેથી કર્મ 'હરિ' પ્રથમામાં (हरिः) મુકાયું છે.)

(૨) સૂત્રમાં 'कर्तरि' અર્થાત્ 'કર્તામાં' એટલા માટે કહ્યું છે કે કૃત્ય પ્રત્યયોના યોગમાં આ વિકલ્પ કેવળ કર્તાને જ લાગુ પડે છે, કર્મને નહિ. 'कृत्य' પ્રત્યયો कृत्-પ્રત્યયો હોવાને કારણે 'कर्तृकर्मणोः कृति' (૨-૩-૬૫) (સૂત્ર ૬૨૪) સૂત્રને આધારે કર્તા અને કર્મને નિત્ય-ષષ્ઠી પ્રાપ્ત હતી જ, પરંતુ આ સૂત્ર દ્વારા કર્તા વિકલ્પે ષષ્ઠી અથવા તૃતીયામાં મુકાય છે, જ્યારે કર્મ તો ષષ્ઠીમાં જ મુકાશે. કર્મ માટે વિકલ્પ નથી; જેમકે—गेयः माणवकः साम्नाम् । (માણવક સામવેદનું ગાન કરે કરે છે.) અહીં 'गै' ધાતુને 'भव्यगेय—' (૩-૪-૬૮) (સૂત્ર ૨૮૯૪) સૂત્રને આધારે કર્તૃવાચ્ય (કર્તરિ પ્રયોગમાં) 'यत्' પ્રત્યય લાગી 'गेय' શબ્દ બને છે. અહીં 'साम्नान्' કર્મ છે તે અન્ય પ્રકારે કહેવાયું નથી અને તેથી (અનભિહિત) 'कर्तृकर्मणोः कृति' સૂત્ર દ્વારા નિત્ય ષષ્ઠીમાં (साम्नां) મુકાય છે. અહીં વિકલ્પે દ્વિતીયા થતી નથી.

(૩) મહાભાષ્યકાર પતંજલિના મત પ્રમાણે અહીં યોગવિભાગ કરવાનો છે. અર્થાત્ સૂત્રના બે ભાગ પાડવાના છે, જેથી નીચે પ્રમાણે બે સૂત્રો બનશે—(૧) कृत्यानाम् । અને (૨) कर्तरि वा । પહેલા ભાગમાં 'उभयप्राप्तौ—' (૨-૩-૬૬) (સૂત્ર ૬૨૫) માંથી 'उभयप्राप्तौ' શબ્દની તથા 'न लोकाव्यय—' (૨-૩-૬૯) (સૂત્ર ૬૨૮) માંથી 'न'ની અનુવૃત્તિ કરવાની છે, આથી પ્રથમ ભાગ આ પ્રમાણે બનશે—उभयप्राप्तौ कृत्यानां न । અર્થાત્ જ્યારે 'कृत्य' પ્રત્યયાંત શબ્દનાં કર્તા અને કર્મ બંનેનો વાક્યમાં પ્રયોગ થયો હોય ત્યારે કર્તા કે કર્મ-કોઈની ષષ્ઠી થતી નથી; જેમકે—नेतव्याः व्रजं गावः कृष्णेन । (કૃષ્ણે ગાયોને વ્રજમાં લઈ જવી જોઈએ.) અહીં 'नी' ધાતુને 'तव्य' એ कृत्य પ્રત્યય લાગતાં 'नेतव्य'

શબ્દ બને છે. 'ની' ધાતુ દ્વિકર્મક છે. અહીં 'गावः' એ મુખ્ય કર્મ છે અને कृत् પ્રત્યય દ્વારા એનું અભિધાન થયું હોવાથી પ્રથમા વિભક્તિમાં મુકાયું છે. 'व्रज' ગૌણ (अकथित) કર્મ છે અને દ્વિતીયામાં (व्रज) છે. કર્તા कृष्ण છે તે કર્મણિ પ્રયોગને લીધે અનુક્ત છે અને તેથી તૃતીયામાં (कृष्णेन) છે.

અહીં કોઈની પષ્ઠી વિભક્તિ થતી નથી.

બીજા ભાગમાં કેવળ 'कृत्यानां'ની જ અનુવૃત્તિ થશે, આથી कृत्यानां कर्तरि वा । એમ સૂત્ર બનશે, એટલે કે 'कृत्य' પ્રત્યયના યોગમાં અનુક્ત કર્તા વિકલ્પે પષ્ઠી અથવા તૃતીયામાં મુકાય છે.

આ રીતે મૂળ સૂત્રનો અર્થ પણ પ્રાપ્ત થઈ જશે.

આ પછીનાં બે સૂત્રોમાં ઉપપદ–વિભક્તિ જોવા મળે છે :

**૬૨૧. तुल्यार्थैरतुलोपमाभ्यां तृतीयाऽन्यतरस्याम् । ૨।૩।૭૨॥**

**વૃત્તિ : (૧) तुल्यार्थैः योगे तृतीया वा स्यात् पक्षे षष्ठी । तुल्यः सदृशः समः वा कृष्णस्य कृष्णेन वा ।**

**(૨) अतुलोपमाभ्याम् किम् ?–तुला उपमा वा कृष्णस्य न अस्ति ॥**

**વ્યાખ્યા :** (૧) तुला અને 'उपमा' આ બે શબ્દો સિવાય 'तुल्य' (સમાનતા) અર્થ દર્શાવનારા શબ્દોના યોગમાં વિકલ્પે તૃતીયા અથવા પષ્ઠીનો પ્રયોગ થાય છે.

અહી શેષ–સંબંધ હોવાથી 'षष्ठी शेषे' સૂત્રને આધારે પષ્ઠી તો પ્રાપ્ત હતી જ, આ સૂત્ર દ્વારા વિકલ્પે તૃતીયા વધુમાં પ્રાપ્ત થાય છે; જેમકે—

कृष्णस्य तुल्यः । અથવા कृष्णेन तुल्यः । (કૃષ્ણ સમાન)
कृष्णस्य सदृशः । અથવા कृष्णेन सदृशः । (કૃષ્ણ સમાન)
कृष्णस्य समः । અથવા कृष्णेन समः । (કૃષ્ણ સમાન)

આ ઉદાહરણોમાં तुल्य सदृश અને सम શબ્દો સમાનતાનો અર્થ દર્શાવે છે, આથી એઓના યોગમાં कृष्ण શબ્દ 'षष्ठी शेषे' સૂત્રથી શેષ–સંબંધની વિવક્ષાએ પષ્ઠી વિભક્તિમાં (कृष्णस्य) તથા આ સૂત્ર દ્વારા તૃતીયામાં (कृष्णेन) મુકાય છે.

(૨) સૂત્રમાં 'अतुलोपमाभ्याम्' (અર્થાત્ 'तुला' અને 'उपमा' શબ્દો સિવાય) એટલા માટે કહ્યું છે કે तुला અને उपमा શબ્દોના યોગમાં વિકલ્પે તૃતીયા વિભક્તિ થતી નથી; જેમકે—

कृष्णस्य तुला नास्ति । અથવા कृष्णस्य उपमा नास्ति । (કૃષ્ણની તુલના (સરખામણી) ક્યાંય નથી.)

અહીં તુલા અને ઉપમા શબ્દોનો પ્રયોગ થયો છે તેઓની સાથે જોડાયેલો 'कृष्ण' શબ્દ કેવળ ષષ્ઠીમાં (कृष्णस्य) જ મૂકાય છે, તૃતીયામાં નહિ.

અહીં નોંધવું ઘટે કે इव વગેરે શબ્દો તુલ્યતા—સમાનતાની પ્રતીતિ કરાવે છે, પરંતુ એ 'તુલ્યાર્થક' નથી, આથી એઓના યોગમાં તૃતીયા વિભક્તિ થતી નથી; જેમકે—गौः इव गवयः ।

**૬૩૨. चतुर्थी चाशिष्यायुष्यमद्रभद्रकुशलसुखार्थहितैः ।२।३।७३॥**

**वृत्ति : (१) एतदर्थयोगे चतुर्थी वा स्यात् पक्षे षष्ठी । आशिषि —आयुष्यम् चिरंजीवितम् कृष्णाय कृष्णस्य वा भूयात् । एवम् मद्रम् भद्रम् कुशलम् निरामयम् सुखम् अर्थः प्रयोजनम् हितम् पथ्यम् वा भूयात् ।**

**(२) आशिषि किम् ?—देवदत्तस्य आयुष्यम् अस्ति । व्याख्यानात् सर्वत्र अर्थग्रहणम् । मद्रभद्रयोः पर्यायत्वात् अन्यतरः न पठनीयः ॥**

**વ્યાખ્યા :** (૧) જ્યારે આશીર્વાદનો અર્થ દર્શાવવાનો હોય ત્યારે आयुष्य मद्र भद्र कुशल सुख अर्थ અને हित શબ્દોના યોગમાં વિકલ્પે ચતુર્થી અને ષષ્ઠીનો પ્રયોગ થાય છે. આ શબ્દોના યોગમાં શેષ–સંબંધ હોવાથી ષષ્ઠી તો 'षष्ठी शेषे' સૂત્ર દ્વારા પ્રાપ્ત હતી જ, આ સૂત્ર દ્વારા વિકલ્પે ચતુર્થી પ્રાપ્ત થાય છે. અહીં નોંધવું ઘટે કે આ નિયમ કેવળ 'आयुष्य' વગેરે શબ્દોને જ નહિ, પરંતુ એઓના પર્યાયવાચક શબ્દોને પણ લાગુ પડે છે; જેમકે—

आयुष्यं कृष्णाय भूयात् । અથવા आयुष्यं कृष्णस्य भूयात् । (કૃષ્ણ આયુષ્માન થાઓ.)

'आयुष्य'નો પર્યાય 'चिरंजीवित' છે માટે આ નિયમ લાગુ પડતાં એના યોગમાં પણ ચતુર્થી અને ષષ્ઠી વિકલ્પે પ્રયોજાશે; જેમકે—

चिरंजीवितं कृष्णाय भूयात् । અથવા चिरंजीवितं कृष्णस्य भूयात् । (કૃષ્ણ ચિરંજીવી બનો) એ જ પ્રમાણે—

मद्रं कृष्णाय (અથવા कृष्णस्य) भूयात् ।
भद्रं कृष्णाय (અથવા कृष्णस्य) भूयात् ।
कुशलं कृष्णाय (અથવા कृष्णस्य) भूयात् ।
निरामयं कृष्णाय (અથવા कृष्णस्य) भूयात् ।
सुखं कृष्णाय (અથવા कृष्णस्य) भूयात् ।
शं कृष्णाय (અથવા कृष्णस्य) भूयात् ।
अर्थः कृष्णाय (અથવા कृष्णस्य) भूयात् ।
प्रयोजनं कृष्णाय (અથવા कृष्णस्य) भूयात् ।
हितं कृष्णाय (અથવા कृष्णस्य) भूयात् ।
पथ्यं कृष्णाय (અથવા कृष्णस्य) भूयात् ।

આ બધા શબ્દોના યોગમાં 'कृष्ण' શબ્દ વિકલ્પે ચતુર્થી (कृष्णाय) અથવા ષષ્ઠીમાં (कृष्णस्य) મુકાય છે.

(૨) સૂત્રમાં 'आशिषि' એટલે 'આશીર્વાદનો અર્થ સૂચવતો હોય ત્યારે' એમ કહેવાનું કારણ એ છે કે આશીર્વાદનો અર્થ ન હોય તો વિકલ્પે ચતુર્થી પ્રાપ્ત થતી નથી, કેવળ ષષ્ઠીનો જ પ્રયોગ થશે; જેમકે— देवदत्तस्य आयुष्यम् अस्ति । (દેવદત્ત દીર્ઘાયુષી છે). અહીં આશીર્વાદનો અર્થ નથી, કેવળ હકીકતનું કથન છે, આથી અહીં સામાન્ય નિયમાનુસાર ષષ્ઠી વિભક્તિ (देवदत्तस्य) જ વપરાશે, વિકલ્પે ચતુર્થી (देवदत्ताय) નહિ થાય.

ભાષ્યકાર પતંજલિ મહાભાષ્યમાં જણાવે છે કે અહીં 'आयुष्य' વગેરે શબ્દો દ્વારા એઓનો અર્થ સમઝવાનો છે, એટલે કે 'आयुष्य' વગેરે શબ્દોના પર્યાયોનો પણ સૂત્રમાં સમાવેશ થઈ જાય છે, એ ઉપર આપણે જે ઉદાહરણો જોયાં તે દ્વારા સ્પષ્ટ થાય છે; જેમકે 'आयुष्य'ને લાગુ પડતો નિયમ એના પર્યાય 'चिरंजीवित'ને પણ લાગુ પડે છે અને એ વિકલ્પે (कृष्णाय) ચતુર્થી ગ્રહણ કરે છે.

જો સૂત્રમાં 'आयुष्य' વગેરે શબ્દોનો અર્થ ગ્રહણ કરવાનો હોય તો मद्र અને भद्र સમાનાર્થી હોવાથી એમાંથી ગમે તે એકને સૂત્રમાંથી દૂર કરવામાં આવે તોપણ ચાલી શકે.

સંક્ષેપમાં ષષ્ઠી વિભક્તિને આ પ્રકારે દર્શાવી શકાય :




ષષ્ઠી વિભક્તિ સમાપ્ત

## सप्तमी विभक्ति

**૬૩૨. आधारोऽधिकरणम् । ૧।૪।૪૫॥**

**વૃત્તિ : कर्तृकर्मद्वारा तन्निष्ठक्रियायाः आधारः कारकम् अधिकरण-संज्ञः स्यात् ॥**

**વ્યાખ્યા :** કર્તા અને કર્મ દ્વારા જે કારક એઓમાં રહેલી ક્રિયાનો આધાર હોય તેને 'અધિકરણ' કહે છે.

'આધાર' શબ્દ 'आ + धृ' (ધારણ કરવું, રાખવું) પરથી બનેલો છે. જેના પર કંઈક રાખવામાં આવે તેને આધાર કહેવાય. આ આધાર ક્રિયાનો આધાર હોય છે, કારણ કે 'કારક'નો સંબંધ ક્રિયા સાથે છે.

હવે ક્રિયાનો સીધો સંબંધ કાં તો કર્તા સાથે હોય છે અથવા તો કર્મ સાથે હોય છે, આથી અહીં જે આધારની વાત છે તે ક્રિયાનો પ્રત્યક્ષ આધાર હોતો નથી, પરંતુ કર્તાના સંબંધે (कर्तृनिष्ठ) ક્રિયાનો આધાર અથવા કર્મ સંબંધે (कर्मनिष्ठ) ક્રિયાનો આધાર હોય છે.

આ આધારને વ્યાકરણશાસ્ત્રમાં 'अधिकरण' કહે છે; જેમકે—कटे

आस्ते । (એ સાદડી પર બેસે છે.) અહીં कट એ વાસ્તવમાં કર્તાનો આધાર છે, આથી એ કર્તા દ્વારા ક્રિયાનો આધાર કહેવાય. એ જ પ્રમાણે स्थाल्या पचति । (એ થાળીમાં રાંધે છે.) અહીં ભાત રાંધવાની વાત છે. થાળી એ ભાત (કર્મ)નો આધાર છે, આથી આ કર્મ દ્વારા ક્રિયાનો આધાર ગણાય.

**૬૩૫. सप्तम्यधिकरणे च । २।३।३६॥**

**વૃત્તિ : अधिकरणे सप्तमी स्यात् । चकारात् दूरान्तिकार्थेभ्यः औपश्लेषिकः वैषयिकः अभिव्यापकः च इति- आधारः त्रिधा । कटे आस्ते । स्थाल्यां पचति । मोक्षे इच्छा अस्ति । सर्वस्मिन् आत्मा अस्ति । वनस्य दूरे अन्तिके वा । 'दूरान्तिकार्थेभ्यः—' (सूत्र ६०६) इति विभक्तित्रयेण सह चतस्रः अत्र विभक्तयः फलिताः ॥**

વ્યાખ્યા : 'અધિકરણ' કારક સપ્તમી વિભક્તિમાં મુકાય છે.

સૂત્રમાં 'च'ના પ્રયોગ દ્વારા 'दूरान्तिकार्थेभ्यः—' (૨-૩-૩૪) (સૂત્ર ૬૦૬) સૂત્રમાંથી 'दूरान्तिकार्थेभ्यः' શબ્દની અનુવૃત્તિ થાય છે. અર્થાત 'दूर' અને 'अन्तिक' (નજીક) અર્થવાળા શબ્દો પણ સપ્તમી વિભક્તિમાં મુકાય છે.

પૂર્વના સૂત્રમાં 'આધાર'ની વાત છે. આધારને જ 'અધિકરણ' કહે છે. આ આધારના ત્રણ પ્રકાર છે : (૧) ઔપશ્લેષિક, (૨) વૈષયિક, અને (૩) અભિવ્યાપક.

**(૧) ઔપશ્લેષિક આધાર :** 'ઉપશ્લેષ' એટલે નજીકનો સંબંધ, સયોગ સંબંધ. (उप–પાસે, श्लेष–સંબંધ). અહીં બે પદાર્થો–આધાર અને આધેય–વચ્ચે સયોગ–સંબંધ હોય છે. આધાર અને આધેય પરસ્પર સમીપ હોય અને બે વચ્ચે કોઈ વ્યવધાન (અંતરાય) ન હોય ત્યારે એ આધાર 'ઔપશ્લેષિક આધાર' કહેવાય; જેમકે—कटे आस्ते । (એ સાદડી પર બેસે છે.) અહીં સાદડી (कट) અને બેસનાર (બેસવાની ક્રિયાના 'કર્તા') વચ્ચે કોઈ વ્યવધાન (અંતરાય) નથી, એ બે વચ્ચે સયોગ–સંબંધ છે. આમ બેસનાર આધેય છે અને સાદડી આધાર છે. આ રીતે कट એ કર્તા દ્વારા ક્રિયાનો આધાર ગણાય, આથી એની 'અધિકરણ' સંજ્ઞા થતાં એ સપ્તમીમાં (कटे) મુકાય છે.

એ પ્રમાણે કર્મનિષ્ઠ ક્રિયાના આધારનું ઉદાહરણ આપ્યું છે :
स्थाल्यां पचति । (એ થાળીમાં (ભાત) રાંધે છે.) અહીં (ભાત) રાંધવાની
વાત છે. ભાત કર્મ અધ્યાહાર છે. અહીં થાળી ભાત (કર્મ) નો આધાર
છે. આમ સ્થાલી એ કર્મ દ્વારા ક્રિયાનો આધાર કહેવાય અને એ
'અધિકરણ' બનતાં સપ્તમીમાં (स्थाल्यां) મુકાય છે.

(૨) વૈષયિક આધાર : જેનો સંબંધ વિષય સાથે હોય તેવા
આધારને 'વૈષયિક આધાર' કહે છે. આ સંબંધ સંયોગ–સંબંધ કરતાં
ભિન્ન પ્રકારનો છે; જેમકે—मोक्षे इच्छा अस्ति । ((ભક્તની) મોક્ષવિષયક
ઇચ્છા છે) અહીં મોક્ષ એ ઇચ્છાનો વિષય છે, આથી એ ઇચ્છા (કર્તા)નો
વૈષયિક આધાર છે અને એ રીતે કર્તા દ્વારા ક્રિયાનો આધાર બને છે
અને તેથી અધિકરણ બની સપ્તમી વિભક્તિમાં (मोक्षे) મુકાય છે.

(૩) અભિવ્યાપક આધાર : અભિવ્યાપક એટલે સર્વ પ્રકારે
વ્યાપ્ત કરનાર. જે આધારને આધેય સર્વ પ્રકારે વ્યાપ્ત કરે, જે આધારના
અણુએ અણુમાં આધેય વ્યાપ્ત હોય, તે 'અભિવ્યાપક આધાર'; જેમકે—
તલમાં તેલ સર્વત્ર વ્યાપ્ત હોય છે તે રીતે. (તલ એ તેલનો અભિવ્યાપક
આધાર છે.) ઉદાહરણ તરીકે—सर्वस्मिन् आत्मा अस्ति । (સર્વમાં આત્મા
છે.) અહીં 'आत्मा' આધેય છે, 'सर्व' આધાર છે. આત્મા સર્વના
અણુએ અણુમાં વ્યાપ્ત હોવાથી સર્વ એ અભિવ્યાપક આધાર છે, તેથી
એ અધિકરણ બની સપ્તમીમાં (सर्वस्मिन्) પ્રયોજાય છે.

આપણે જોઈ ગયાં કે સૂત્રમાં 'च' શબ્દ દ્વારા 'दूरान्तिकार्थेभ्यः'—
ની અનુવૃત્તિ થાય છે, એટલે કે 'दूर' અર્થવાળા તથા 'अन्तिक' (સમીપ)
અર્થવાળા શબ્દો, કેવળ પ્રાતિપદિકાર્થ દર્શાવવા સપ્તમીમાં મુકાય છે;
જેમકે—

वनस्य दूरे । (વનથી દૂર) : वनस्य अन्तिके । (વનની પાસે)

આ ઉદાહરણોમાં दूर અને अन्तिक શબ્દો સપ્તમી વિભક્તિમાં
(दूरे, अन्तिके) પ્રયોજાયા છે. અહીં એઓ કેવળ પ્રાતિપદિકાર્થ જ દર્શાવે
છે. આ પૂર્વે 'दूरान्तिकार्थेभ्यः—' (૨–૩–૩૫) સૂત્ર દ્વારા 'दूर' અને
'अन्तिक' અર્થવાળા શબ્દોને દ્વિતીયા તૃતીયા અને પંચમી તો પ્રાપ્ત
હતી જ, આ સૂત્ર દ્વારા વધારાની સપ્તમી વિભક્તિ પણ પ્રાપ્ત થાય છે.
આમ 'दूर' અને 'अन्तिक' અર્થવાળા શબ્દોને કુલ ચાર વિભક્તિ

પ્રાપ્ત થાય છે; જેમકે—

દ્વિતીયા—ग्रामस्य दूरम् ।
તૃતીયા—ग्रामस्य दूरेण ।
પંચમી—ग्रामस्य दूरात् ।
સપ્તમી—ग्रामस्य दूरे ।

એવી જ રીતે, ग्रामस्य अन्तिकम् (દ્વિતીયા), ग्रामस्य अन्तिकेन (તૃતીયા), ग्रामस्य अन्तिकात् (પંચમી), અને ग्रामस्य अन्तिके (સપ્તમી), એમ પ્રયોગ થઈ શકે છે.

**વાર્તિક : क्तस्य इन्विषयस्य कर्मणि उपसंख्यानम् । अधीती व्याकरणे । अधीतम् अनेन इति विग्रहे 'इष्टादिभ्यश्च' (५-२-८८) इति कर्तरि निः ॥**

**વ્યાખ્યા :** 'क्त' પ્રત્યયાંત શબ્દોને જ્યારે 'इन्' પ્રત્યય લગાડવામાં આવે છે ત્યારે એઓનુ કર્મ સપ્તમીમાં મુકાય છે; જેમકે—अधीती व्याकरणे । (વ્યાકરણ શાસ્ત્રમાં પારગત) અહીં अधि + इ ધાતુને क्त પ્રત્યય લાગતાં 'अधीत' શબ્દ બને છે. આ 'अधीत' શબ્દનો સમાવેશ 'इष्टादि' ગણમાં થાય છે. ('इष्टादि' ગણમાં इष्ट पूर्त વગેરે क्त-પ્રત્યયાંત ૩૨ શબ્દોનો સમાવેશ થાય છે.) 'इष्टादिभ्यश्च।' (५-१-८८) સૂત્રને આધારે 'अधीत'ને કર્તાના અર્થમાં 'इन्' પ્રત્યય લાગતાં 'अधीतिन्' શબ્દ બને છે. એનુ પુ. પ્રથમા એકવચન अधीती. अधीती એટલે 'અધ્યયન કરનાર.' (अधीतम् अनेन इति अधीती ।). અહીં અધ્યયન-કાર્યમા કર્તાને ઈપ્સિતતમ પદાર્થ વ્યાકરણ હોવાથી 'व्याकरण' કર્મ છે (कर्तुरीप्सिततम कर्म ।); આ વાર્તિકને આધારે કર્મ 'व्याकरण' સપ્તમી વિભક્તિમાં (व्याकरणे) મુકાય છે

**વાર્તિક : साध्वसाधुप्रयोगे च ।**
**साधुः कृष्णः मातरि, असाधुः मातुले ॥**

'સાધુ' અને 'असाधु' શબ્દોનો પ્રયોગ થયો હોય ત્યારે એઓના યોગમાં સપ્તમી વિભક્તિનો પ્રયોગ થાય છે; જેમકે—

साधुः कृष्णः मातरि । (કૃષ્ણ માતા પ્રત્યે સારા છે.)
असाधुः कृष्णः मातुले । (કૃષ્ણ મામા પ્રત્યે ખરાબ છે.)

આ ઉદાહરણોમાં કૃષ્ણ માતા પ્રત્યે સાગ હોવાથી 'मातृ' શબ્દ સપ્ત-
મીમાં (मातरि) મુકાયો છે અને મામા પ્રત્યે ખરાબ હોવાથી 'मातुल' શબ્દની
સપ્તમી (मातुले) થઈ છે.

અહીં એક શંકા સંભવી શકે છે : ' साधुनिपुणाभ्यामर्चायाम् ।'
(૨-૩-૪૩) સૂત્ર દ્વારા પ્રશંસાના અર્થમાં 'साधु' શબ્દના યોગમાં સપ્તમીનું
વિધાન છે, તો આ વાર્તિક દ્વારા ફરી સપ્તમીના વિધાનની શી જરૂર હતી?
આનો ઉત્તર એ છે કે સૂત્રમાં પ્રશંસા(अर्चा)ના અર્થમાં साधु શબ્દ
સાથે સપ્તમીનું વિધાન છે; પરંતુ જ્યાં પ્રશંસા કરવાનો આશય ન હોય,
પરંતુ હકીકતનું જ કથન હોય, ત્યાં પણ સપ્તમીનું વિધાન આ વાર્તિક
દ્વારા થાય છે.

વાર્તિક : निमित्तात् कर्मयोगे । "चर्मणि निमित्तम् इह फलम् । योगः संयोगः समवायात्मकः । "चर्मणि द्वीपिनम् हन्ति दन्तयोः हन्ति कुञ्जरम् । केशेषु चमरीं हन्ति सीम्नि पुष्कलकः हतः ॥" हेतुतृतीया अत्र प्राप्ता । सीमा अण्डकोशः । पुष्कलकः गन्धमृगः ।

योगविशेषे किम् ?—वेतनेन धान्यं लुनाति ।

વ્યાખ્યા–નિમિત્ત(ફળ)વાચક શબ્દ, જો કર્મ સાથે એનો 'યોગ' (સંયોગ
અથવા સમવાય સંબંધ) હોય તો, સપ્તમીમાં મુકાય છે,
'નિમિત્ત'નો સામાન્ય અર્થ 'કારણ' અથવા 'હેતુ' થાય છે, પરંતુ
અહીં એનો અર્થ 'ફળ' અથવા 'પ્રયોજન' છે.
'योग' એટલે સંબંધ. આ સંબંધ બે પ્રકારનો છે : સંયોગ–સંબંધ
અને સમવાય–સંબંધ. બે પદાર્થો વચ્ચે સામાન્ય સંબદ્ધ તે સંયોગ–સંબંધ,
પરંતુ બે પદાર્થો એકબીજાથી જુદા ન પાડી શકાય ત્યારે એઓનો સમવાય-
સંબંધ કહેવાય (જેમ તંતુ અને વસ્ત્ર વચ્ચેનો સંબંધ). આ નિત્ય–સંબંધ છે.
ક્રિયાનું પ્રયોજન જો કર્મ સાથે સંબંધ હોય તો પ્રયોજન સપ્તમીમાં
મુકાય છે; જેમકે–चर्मणि द्वीपिनं हन्ति । (ચામડા માટે—વ્યાઘ્રચર્મ માટે–વાઘને
મારે છે.)

આ ઉદાહરણમાં 'हन्ति' ક્રિયાપદ છે, (द्वीपिन्) એનું કર્મ છે, હણવાની
ક્રિયાનું પ્રયોજન વાઘનું ચામડું (चर्मन्) છે. ચર્મ અને વાઘ વચ્ચે
સમવાય–સંબંધ છે, આથી આ વાર્તિક અનુસાર 'चर्मन्'ની સપ્તમી (चर्मणि)

થઈ. એ જ રીતે, दन्तयोः हन्ति कुञ्जरम् । (હાથીદાંત માટે હાથીને મારે છે). અહીં પણ હણવાની ક્રિયા છે (हन्ति). હાથી (कुञ्जर) એનું કર્મ છે. અને હણવાનું પ્રયોજન હાથીદાંત (दन्त) છે. 'दन्त' અને 'कुञ्जर' વચ્ચે 'સમવાય સંબંધ' છે, આથી दन्त શબ્દ સપ્તમીમાં (दन्तयोः) પ્રયોજાય છે.

એ જ પ્રમાણે केशेषु चमरीं हन्ति । (વાળ માટે ચમરી પ્રકારની ગાયને મારે છે.) અહીં પણ હણવાનું પ્રયોજન (નિમિત્ત) વાળ (केश) છે. જેનો કર્મ 'चमरी' સાથે સમવાય-સંબંધ છે, આથી એ સપ્તમીમાં (केशेषु) મુકાય છે.

વળી, सीम्नि पुष्कलकः हतः । (અંડકોશ-કસ્તૂરી માટે કસ્તૂરી મૃગને માર્યો.) અહીં પણ કસ્તૂરી મૃગને હણવાનું પ્રયોજન એનો અંડકોશ-કસ્તૂરી सीमन् છે અને એ કર્મ કસ્તૂરી મૃગ સાથે સમવાય-સંબંધ ધરાવે છે, આથી એ સપ્તમી વિભક્તિમાં (सीम्नि) મુકાય છે.

વાર્તિકમાં 'योग' શબ્દ મહત્ત્વનો છે. 'કર્મ' અને 'નિમિત્ત' વચ્ચે સંયોગ કે સમવાય પ્રકારનો સબંધ હોય તો જ નિમિત્તવાચક શબ્દ સપ્તમીમાં મુકાય છે, નહિ તો નહિ; જેમકે–
वेतनेन धान्यं लुनाति । (વેતન-પગાર માટે અનાજ કાપે છે.) અહીં 'धान्य' કર્મ છે અને 'वेतन' અનાજ કાપવાનું પ્રયોજન (નિમિત્ત) છે, પરંતુ 'वेतन' અને 'धान्य' વચ્ચે કોઈ સંયોગ કે સમવાય પ્રકારનો સબંધ નથી, આથી 'वेतन'ની સપ્તમી ન થઈ અને 'हेतौ' સૂત્ર પ્રમાણે તૃતીયા (वेतनेन) થઈ.

"हेतौ" સૂત્ર હેતુવાચક શબ્દની તૃતીયા કરવાનું વિધાન કરે છે. આ વાર્તિક દ્વારા 'हेतौ' સૂત્રનો બાધ થાય.

૬૩૫. यस्य च भावेन भावलक्षणम् । ૨।૩।૩૭ ॥

વૃત્તિ : यस्य क्रियया क्रियान्तरम् लक्ष्यते ततः सप्तमी स्यात् । गोषु दुह्यमानासु गतः ॥

વ્યાખ્યા : અહીં 'भाव' શબ્દનો અર્થ 'ક્રિયા' થાય છે. વાક્યમાં ક્રિયા બે પ્રકારે પ્રયોજાતી જોવા મળે છે. (૧) કર્તૃનિષ્ઠ, અર્થાત્ કર્તા પર આધારિત (કર્તરિ પ્રયોગ) અને (૨) કર્મનિષ્ઠ, અર્થાત્ કર્મ પર આધારિત (કર્મણિ પ્રયોગ)

'લક્ષણ' એટલે 'સૂચન'. જ્યારે એક ક્રિયા વડે બીજી ક્રિયાનું સૂચન થાય ત્યારે જે ક્રિયા વડે અન્ય ક્રિયા સૂચવાતી હોય તેનાં કર્તા (કર્તરિ પ્રયોગમાં) અને કર્મ (કર્મણિ પ્રયોગમાં) અને એ ક્રિયા પણ સપ્તમી વિભક્તિમાં મુકાય છે; જેમકે—गोषु दुह्यमानासु गतः । (ગાયો દોહવામાં આવતી હતી ત્યારે એ ગયો.) અહીં બે ક્રિયા છે : (૧) ગાયોને દોહવાની ક્રિયા (दोहन–क्रिया) અને (૨) જવાની ક્રિયા (गमन–क्रिया). અહીં દોહવાની ક્રિયા એ ક્યારે ગયો એ દર્શાવે છે. આમ દોહનક્રિયા અન્ય ક્રિયા–ગમન–ક્રિયાનું સૂચન (लक्षण) કરે છે, આથી એ દોહન–ક્રિયા (दुह्यमान) સપ્તમી વિભક્તિમાં મુકાશે. અહીં ક્રિયા કર્મ પર આધારિત (कर्मनिष्ठ) છે આથી કર્મ (ગાયો) સપ્તમીમાં (गोषु) મુકાય છે. એને અનુસરીને ક્રિયાપદ પણ સપ્તમી બહુવચનમાં (दुह्यमानासु) મુકાય છે.

કર્તા પર આધારિત (कर्तृनिष्ठ) ક્રિયાનું ઉદાહરણ–ब्राह्मणेषु अधीयानेषु गतः । (બ્રાહ્મણો અધ્યયન કરતા હતા ત્યારે એ ગયો). અહીં અધ્યયન ક્રિયા છે. એ ગમન–ક્રિયાની લક્ષક છે. ક્રિયાનો સંબંધ કર્તા (બ્રાહ્મણ) સાથે છે, અર્થાત્ ક્રિયા कर्तृनिष्ठ છે. આથી લક્ષક ક્રિયાનો કર્તા 'બ્રાહ્મણ' સપ્તમીમાં (ब्राह्मणेषु) અને ક્રિયા પણ સપ્તમીમાં (अधीयानेषु) મુકાય છે.

અન્ય ક્રિયાની લક્ષક ક્રિયાને તથા એનાં કર્તા અથવા કર્મને સપ્તમીમાં મૂકવાની આ વિશિષ્ટ પદ્ધતિ 'સતિ સપ્તમી'ના પ્રયોગ તરીકે પણ ઓળખાય છે.

**વાર્તિક : अर्हाणाम् कर्तृत्वे अनर्हाणाम् अकर्तृत्वे तद्वैपरीत्ये च । सत्सु तरत्सु असन्तः आसते । असत्सु तिष्ठत्सु सन्तः तरन्ति । सत्सु तिष्ठत्सु असन्तः तरन्ति । असत्सु तरत्सु सन्तः तिष्ठन्ति ॥**

**વ્યાખ્યા :** 'अर्ह' એટલે 'યોગ્ય' અર્થાત્ 'ક્રિયા કરવા યોગ્ય'. જે કોઈ અમુક ક્રિયા કરવા યોગ્ય હોય તે વ્યક્તિ એ માટે 'अर्ह' કહેવાય, યોગ્ય ન હોય તે 'अनर्ह' ।

જ્યારે કોઈ ક્રિયા કરવા યોગ્ય વ્યક્તિનું કર્તૃત્વ દર્શાવવાનું હોય તથા જે ક્રિયા કરવા યોગ્ય ન હોય તેનું અકર્તૃત્વ દર્શાવવાનું હોય, અથવા એનાથી ઊલટું દર્શાવવું હોય (એટલે કે ક્રિયા કરવા યોગ્ય (अर्ह) વ્યક્તિનું અકર્તૃત્વ દર્શાવવું હોય તથા અયોગ્ય अनर्हનું કર્તૃત્વ દર્શાવવું હોય) ત્યારે

સપ્તમીનો પ્રયોગ થાય છે. અહીં પ્રથમ ક્રિયા અને એનો કર્તા સપ્તમી વિભક્તિમાં મુકાય છે. આમ આ વાર્ત્તિકના ચાર ભાગ પડે છે :

(૧) યોગ્ય વ્યક્તિનું કર્તૃત્વ (अर्हाणा कर्तृत्वम्)
(૨) અયોગ્ય વ્યક્તિનું અકર્તૃત્વ (अनर्हाणाम् अकर्तृत्वम्)
(૩) યોગ્ય વ્યક્તિનું અકર્તૃત્વ (अर्हाणाम् अकर्तृत्वम्)
(૪) અયોગ્ય વ્યક્તિનું કર્તૃત્વ (अनर्हाणाम् कर्तृत्वम्)
હવે ક્રમશઃ ઉદાહરણો જોઈએ :

(૧) યોગ્ય વ્યક્તિના કર્તૃત્વનું ઉદાહરણ : सत्सु तरत्सु असन्तः आसते । (સજ્જનો તરી જાય છે ત્યારે દુર્જનો બેઠા રહે છે). આ ઉદાહરણમાં સજ્જનો તરે એ યોગ્ય છે. આમ યોગ્ય (अर्ह) વ્યક્તિના કર્તૃત્વ (तरण)ની વિવક્ષા છે, આથી અહીં ક્રિયા (तरत्सु) તથા એના કર્તા (सत्सु) સપ્તમીમાં પ્રયોજાયાં છે.

(૨) અયોગ્ય વ્યક્તિના અકર્તૃત્વનું ઉદાહરણ : असत्सु तिष्ठत्सु सन्तः तरन्ति । (દુર્જનો બેઠા રહે છે ત્યારે સજ્જનો તરી જાય છે).

અહીં દુર્જનો તરવા માટે અયોગ્ય (अनर्ह) છે તેથી એમનું તરણ-ક્રિયા માટે અકર્તૃત્વ વિવક્ષિત છે, આથી અનર્હ વ્યક્તિ (असत्) અને ક્રિયા બંનેનો સપ્તમીમાં (असत्सु तिष्ठत्सु) પ્રયોગ થયો છે.

(૩) યોગ્ય વ્યક્તિનું અકર્તૃત્વનું ઉદાહરણ : सत्सु तिष्ठत्सु असन्तः तरन्ति । (સજ્જનો બેઠા રહે છે ત્યારે દુર્જનો તરી જાય છે.) અહીં યોગ્ય વ્યક્તિ (સજ્જનો)નું તરણક્રિયા માટે અકર્તૃત્વ વિવક્ષિત છે. આથી સજ્જનો અને એમની બેસી રહેવાની ક્રિયા સપ્તમીમાં (सत्सु तिष्ठत्सु) છે.

(૪) અયોગ્ય વ્યક્તિના કર્તૃત્વનું ઉદાહરણ :—असत्सु तरत्सु सन्तः तिष्ठन्ति । (દુર્જનો તરી જાય છે ત્યારે સજ્જનો બેઠા રહે છે.) અહીં અયોગ્ય વ્યક્તિ (દુર્જનો)નું તરણ-ક્રિયાનું કર્તૃત્વ વિવક્ષિત છે, માટે દુર્જન (असत्) શબ્દ સપ્તમીમાં (असत्सु) અને તદનુસારી ક્રિયા પણ સપ્તમીમાં (तरत्सु) છે.

જ્યાં બે ક્રિયાઓ વચ્ચે લક્ષ્ય-લક્ષણ-ભાવ સંબંધ ન હોય ત્યાં 'यस्य च भावेन भावलक्षणम्' (સૂત્ર ૬૩૬) દ્વારા અહીં સપ્તમીનું વિધાન થઈ ન શકે, આથી આ વાર્તિકની રચના કરવી પડી છે. કેટલાક આચાર્યો

યોના મત પ્રમાણે અહીં 'यस्य भावेन '–સૂત્ર દ્વારા ષષ્ઠી થઈ શકે છે
અને તેથી આ વાર્તિક વ્યર્થ છે.

**૬૩૬. षष्ठी चानादरे । ૨।૩।૩૮॥**

**વૃત્તિ : अनादराधिक्ये भावलक्षणे षष्ठीसप्तम्यौ स्तः । रुदति रुदतः वा प्राव्राजीत् । रुदन्तं पुत्रादिकम् अनादृत्य संन्यस्तवान् इति-अर्थः ॥**

**વ્યાખ્યા**—આ સૂત્રમાં 'यस्य च भावेन भावलक्षणम्' (૨–૩–૩૭) (સૂત્ર
૬૩૫)ની અનુવૃત્તિ થાય છે. અર્થાત્ આ સૂત્રને પૂર્વ સૂત્ર (૬૩૬)ના
અનુસંધાનમાં સમજવાનું છે; એટલે કે જ્યારે એક ક્રિયા દ્વારા બીજી
ક્રિયાનું સૂચન થતું હોય અને તદુપરાંત એમાં અનાદર પણ સૂચવાતો
હોય તો એ ક્રિયા કર્તા તથા એના કર્તા (कर्तृनिष्ठ ક્રિયા હોય ત્યારે) અને
કર્મ (कर्मनिष्ठ ક્રિયા હોય ત્યારે) સપ્તમી તથા ષષ્ઠી એમ બંને વિભક્તિ-
ઓમાં મૂકી શકાય છે; જેમકે रुदति (पुत्रादिके) प्राव्राजीत्। અથવા रुदतः
(पुत्रादिकस्य) प्राव्राजीत्। (પુત્ર વગેરે રડતાં હતાં છતાં (એમનો અનાદર
કરીને) એણે સંન્યાસ ગ્રહણ કર્યો.)

અહીં પુત્રાદિક દ્વારા રડવાની ક્રિયા અને સંન્યાસ ગ્રહણ કરવાની
ક્રિયા એમ બે ક્રિયા લક્ષિત થાય છે, આથી અહીં નિયમાનુસાર 'यस्य
भावेन—' સૂત્ર દ્વારા ક્રિયા સપ્તમીમાં (रुदति) મુકાશે, પરંતુ આ
ઉદાહરણમાં વિશેષમાં અનાદારનો ભાવ પ્રગટ થાય છે, કારણ કે પુત્ર
વગેરે રડતાં હોવા છતાં એમનો અનાદાર—અવગણના કરીને સંન્યાસ ગ્રહણ
કરવામાં આવે છે, આથી આ સૂત્ર દ્વારા એ રુદન-ક્રિયા સપ્તમી ઉપરાંત
ષષ્ઠી વિભક્તિમાં (रुदतः) પણ પ્રયોજી શકાય છે.

**૬૩૭. स्वामीश्वराधिपतिदायादसाक्षिप्रतिभूप्रसूतैश्च । ૨।૩।૩૯॥**

**વૃત્તિ : एतैः सप्तभिः योगे षष्ठी-सप्तम्यौ स्तः । षष्ठ्याम् एव प्राप्तायाम् पाक्षिकसप्तम्यर्थं वचनम् । गवां गोषु वा स्वामी । गवां गोषु वा प्रसूतः । गाः एव अनुभवितुम् जातः इति-अर्थः ॥**

**વ્યાખ્યા**—સૂત્રમાંના 'च' શબ્દ દ્વારા પૂર્વના સૂત્રમાંથી 'ષષ્ઠી' અને
'સપ્તમી'નું ગ્રહણ થાય છે.

स्वामिन् ईश्वर अधिपति दायाद साक्षिन् प्रतिभू અને प्रसूत આ સાત શબ્દોના યોગમાં વિકલ્પે ષષ્ઠી તથા સપ્તમીનો પ્રયોગ થાય છે,

અહીં 'षष्ठी शेषे' સૂત્રને આધારે આ શબ્દોના યોગમાં ષષ્ઠી વિભક્તિ તો પ્રાપ્ત હતી જ, પરંતુ આ સૂત્રથી એ શબ્દોના યોગમાં વધારાની સપ્તમી વિકલ્પે પ્રાપ્ત થાય છે; જેમકે

(૧) गवाम् स्वामी । અથવા गोषु स्वामी । (ગાયોનો માલિક), અહીં स्वामिन् શબ્દ સાથે સંકળાયેલો गौ શબ્દ ષષ્ઠીમાં (गवा) તેમજ સપ્તમીમાં (गोषु) મુકાય છે.

(૨) गवाम् ईश्वरः અથવા गोषु ईश्वरः । (ગાયોનો માલિક). અહી પણ 'ईश्वर' શબ્દના યોગમાં 'गो' શબ્દની વિકલ્પે ષષ્ઠી સપ્તમી થાય છે.

(૩) गवाम् अधिपतिः અથવા गोषु अधिपतिः । (ગાયોનો માલિક). અહી अधिपति શબ્દના યોગમાં ષષ્ઠી તથા સપ્તમી થાય છે.

स्वामिन् ईश्वर અને अधिपतिના પર્યાયવાચક શબ્દોમાં (જેમકે भर्तृ, प्रभु વગેરે)ના યોગમાં સપ્તમી થતી નથી.

(૪) गवा दायादः અથવા गोषु दायादः । (ગાયોનો વારસદાર) ('दाय' એટલે પિતા-પિતામહ આદિ પૂર્વજોપાર્જિત સંપત્તિ. એ સંપત્તિને ગ્રહણ કરવા યોગ્ય વ્યક્તિ તે 'दायाद') અહી 'दायाद' શબ્દના યોગમાં 'गो' શબ્દની ષષ્ઠી અને સપ્તમી થઈ છે.

(૫) व्यवहारस्य साक्षी અથવા व्यवहारे साक्षी । (ન્યાયાલયનો સાક્ષી) 'साक्षिन्' શબ્દના યોગમાં 'व्यवहार' ષષ્ઠી તેમજ સપ્તમીમાં મુકાય છે.

(૬) देवदत्तस्य प्रतिभूः । અથવા देवदत्ते प्रतिभूः (દેવદત્તનો જામીન). અહી प्रतिभूના યોગમા 'देवदत्त'ની વિકલ્પે ષષ્ઠી અને સપ્તમી થાય છે.

(૭) गवा प्रसूत । અથવા गोषु प्रसूतः । (ગાયોમાં જન્મેલો એટલે કે ગાયોનો જ અનુભવ કરવા જન્મેલો). 'અહી પણ प्रसूति'ના યોગમાં 'गो' શબ્દની ષષ્ઠી તથા સપ્તમી થાય છે.

૬૩૮. आयुक्तकुशलाभ्यां चासेवायाम् । ૨।૩।૪૦॥

વૃત્તિ : (૧) आभ्याम् योगे षष्ठी-सप्तम्यौ स्तः तात्पर्ये अर्थे ।

आयुक्तः व्यापारितः । आयुक्तः कुशलः वा हरिपूजने हरिपूजनस्य वा ।

(२) आसेवायां किम् ?—आयुक्तः गौः शकटे । ईषद्युक्तः इति-अर्थः ॥

વ્યાખ્યા-(૧) 'आयुक्त'નો અર્થ અહીં 'વ્યાપારિત' અર્થાત્ 'કાર્યમાં લાગેલો-લગાડાયેલો' થાય છે.

'कुशल' એટલે નિપુણ.

'आसेवा' એટલે 'તાત્પર્ય' 'તત્પરતા,' 'કાર્યમાં તલ્લીનતા'.

પૂર્વના સૂત્ર(૬૨૭)ની જેમ અહીં પણ ષષ્ઠી–સપ્તમીનું અગાઉના સૂત્રમાંથી ગ્રહણ કરવાનું છે.

કાર્યમાં તત્પરતા(તલ્લીનતા)નો અર્થ સૂચવાતો હોય તો 'आयुक्त' અને 'कुशल' શબ્દોના યોગમાં ષષ્ઠી તેમજ સપ્તમીનો પ્રયોગ થાય છે; જેમકે आयुक्तः हरिपूजने । અથવા आयुक्तः हरिपूजनस्य । (હરિની પૂજામાં તલ્લીનતાથી લાગેલો.)

એ જ રીતે, कुशलः हरिपूजने ! અથવા कुशलः हरिपूजनस्य । (હરિની પૂજામાં નિપુણ). અહીં 'आयुक्त' અને 'कुशल'ના યોગમાં 'हरिपूजन' શબ્દની ષષ્ઠી તથા સપ્તમી થાય છે.

અહીં 'हरिपूजन' ક્રિયાનો વૈષયિક આધાર હોવાથી 'आधारोऽधिकरणम्' સૂત્ર દ્વારા અધિકરણ-સંજ્ઞા થતાં સપ્તમી તો પ્રાપ્ત હતી જ, આ સૂત્રથી ષષ્ઠી પણ પ્રાપ્ત થાય છે.

(૨) સૂત્રમાં 'आसेवायाम्' (તત્પરતાનો અર્થ હોય ત્યારે) એમ એટલા માટે કહ્યું છે કે તત્પરતાના અર્થમાં જ 'आयुक्त' અને 'कुशल' શબ્દોના યોગમાં ષષ્ઠી અને સપ્તમી પ્રયોજાય છે, અન્ય અર્થમાં નહિ. 'आयुक्त'નો અર્થ 'ईषद्-युक्त' એટલે કે 'થોડો જોડેલો' (आ=ईषद्) પણ થાય છે. એ અર્થમાં એના યોગમાં આ બંને વિભક્તિ પ્રાપ્ત નહિ થાય; જેમકે—आयुक्तः गौः शकटे । (બળદ ગાડામાં થોડો જોડેલો છે). અહીં शकट આધાર હોવાથી એ સપ્તમીમાં (शकटे) જ મુકાય છે, ષષ્ઠીમાં નહિ.

૬૨૯. यतश्च निर्धारणम् । ૨।૩।૪૧॥

વૃત્તિ : जातिगुणक्रियासंज्ञाभिः समुदायात् एकदेशस्य पृथक्करणं निर्धारणम् यतः ततः षष्ठी-सप्तम्यौ स्तः। नृणां नृषु वा ब्राह्मणः श्रेष्ठः। गवाम् गोषु वा कृष्णा बहुक्षीरा। गच्छताम् गच्छत्सु वा धावन् शीघ्रः। छात्राणां छात्रेषु वा मैत्रः पटुः॥

વ્યાખ્યા–' निर्धारण ' એટલે જાતિ ગુણ ક્રિયા કે સંજ્ઞા દ્વારા સમુદાયમાંથી કોઈ એક અંશને જુદો પાડવો એ. જ્યારે કોઈ એક પદાર્થ (જાતિ ગુણ ક્રિયા અથવા સંજ્ઞા)ને એના સમુદાયમાંથી એની વિશિષ્ટતાને કારણે અલગ દર્શાવવામાં આવે ત્યારે એ સમુદાયવાચક શબ્દ ષષ્ઠી તેમજ સપ્તમીમાં મુકાય છે; જેમકે–

(૧) જાતિની વિશિષ્ટતાને કારણે નિર્ધારણનું ઉદાહરણ :– नृणां ब्राह्मणः श्रेष्ठः। અથવા नृषु ब्राह्मणः श्रेष्ठः। (મનુષ્યોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે.) અહીં ' ब्राह्मण ' જાતિ છે. 'માનવ–સમુદાય'(नृ)નો એ એક અંશ છે. અહીં બ્રાહ્મણ–જાતિને એની જાતિગત વિશિષ્ટતાથી માનવ–સમુદાયમાં શ્રેષ્ઠ બનાવી એને અલગ પાડી છે, આથી સમુદાયવાચક શબ્દ (नृ) ષષ્ઠી (नृणाम्) તેમજ સપ્તમીમાં (नृषु) મુકાય છે.

(૨) ગુણની વિશિષ્ટતાને કારણે નિર્ધારણનું ઉદાહરણ :–गवां कृष्णा बहुक्षीरा। અથવા गोषु कृष्णा बहुक्षीरा। ગાયોમાં કાળી ગાય બહુ દૂધ આપે છે.) અહીં કાળી ગાય એ ગાયોના સમુદાયનો જ એક અંશ છે અને એનો ગુણ (કાળાપણું कृष्णा)ની વિશિષ્ટાતાને કારણે એને અન્ય ગાયોથી જુદી પાડી છે, આથી સમુદાયવાચક 'गो' શબ્દ ષષ્ઠી (गवां) તથા સપ્તમી (गोषु) એમ બંને વિભક્તિમાં પ્રયોજી શકાય છે.

(૩) ક્રિયાની વિશિષ્ટતાને કારણે નિર્ધારણનું ઉદાહરણ :–गच्छतां धावन् शीघ्रः। અથવા गच्छत्सु धावन् शीघ्रः। (ચાલનારાઓમાં દોડનાર ઝડપી હોય છે.) અહીં દોડનાર વ્યક્તિ પણ ચાલનારાઓનો જ એક ભાગ છે અને એની દોડવાની ક્રિયાની (धावन्) વિશિષ્ટતાને કારણે એ સમુદાયથી અલગ પડે છે, આથી સમુદાયવાચક શબ્દ (गच्छत्) ષષ્ઠીમાં (गच्छताम्) તેમજ સપ્તમીમાં (गच्छत्सु) મુકાય છે.

---

૧. 'નિર્ધારણ'નાં ત્રણ આવશ્યક અંગ છે : (૧) જેમાંથી નિર્ધારણ કરવાનું હોય તે (समुदाय). (૨) જેનું નિર્ધારણ કરવાનું હોય તે (एकदेश), અને (૩) જેને કારણે નિર્ધારણ કરવામાં આવે તે વિશિષ્ટતા.

(૪) સંજ્ઞાની વિશિષ્ટતાને કારણે નિર્ધારણનું ઉદાહરણ :–छात्राणां मैत्रः पटुः । અથવા छात्रेषु मैत्रः पटुः । (વિદ્યાર્થીઓમાં મૈત્ર હોશિયાર છે.) અહીં 'मैत्र' નામનો એક વિદ્યાર્થી છે અને તેથી એ વિદ્યાર્થી–સમુદાયનો જ એક અંશ છે. આમ 'मैत्र' નામ(સંજ્ઞા)ની વિશિષ્ટતાને આધારે અહીં એને વિદ્યાર્થી–સમુદાયથી અલગ પાડવામાં આવ્યો છે, આથી સમુદાયવાચક શબ્દ 'छात्र' ષષ્ઠીમાં ( छात्राणाम् ) તથા સપ્તમીમાં ( छात्रेषु ) મુકાય છે.

આ ઉદાહરણોમાં આપણે જોઈ શકિયે છિયે કે જેઓનું નિર્ધારણ કરવામાં આવ્યું છે એટલે કે સમુદાયથી અલગ પાડવામાં આવ્યા છે તે 'બ્રાહ્મણ' 'કાળી'(कृष्ण) 'દોડનાર'( धावन् ) અને 'मैत्र' શબ્દો અનુક્રમે જાતિ ગુણ ક્રિયા અને સંજ્ઞા દર્શાવે છે અને નિર્ધારણનું કારણ આ જાતિ ગુણ ક્રિયા તથા સંજ્ઞા નથી, પરંતુ એઓની વિશિષ્ટતા છે.

**૬૪૦. पञ्चमी विभक्ते । २।३।४२॥**

**વૃત્તિ : विभागः विभक्तम् । निर्धार्यमाणस्य यत्र भेदः एव तत्र पञ्चमी स्यात् । माथुराः पाटलीपुत्रकेभ्यः आढ्यतराः ॥**

વ્યાખ્યા–'विभक्त' એટલે 'વિભાગ' અથવા ભેદ. અહીં 'यतश्च निर्धारणम्'
(૨–૩–૪૧) સૂત્રમાંથી 'यतः निर्धारणम्'ની અનુવૃત્તિ થાય છે એટલે સૂત્ર
આ પ્રમાણે બનશે–विभक्ते यतः निर्धारणं (ततः) पञ्चमी । અર્થાત્ જેનું
નિર્ધારણ કરવાનું હોય તે પદાર્થ (निर्धार्यमाण) જેનાથી નિર્ધારણ કરવાનું
હોય તે કરતાં તદ્દન ભિન્ન હોય ત્યારે એટલે કે નિર્ધાર્યમાણ પદાર્થ કોઈ
'સમુદાય'નો જ એક ભાગ (एकदेश) હોવાને બદલે એનાથી ભિન્ન હોય
ત્યારે, જેનાથી નિર્ધારણ કરવાનું હોય તે, પંચમીમાં મુકાય છે, પષ્ઠી કે
સપ્તમીમાં નહિ. यतः निर्धारणम् જેમ કે–माथुराः पाटलीपुत्रकेभ्यः आढ्यतराः ।
(મથુરાના લોકો પાટલીપુત્રના લોકો કરતાં વધુ પૈસાદાર છે.) અહીં
પાટલીપુત્રના લોકો(पाटलीपुत्रक)થી મથુરાના લોકો(माथुर)ને જુદા પાડવાની
વાત (निर्धारण) છે અને બંને પ્રદેશના લોકો ભિન્ન છે, આથી જેનાથી
અલગ પાડવાનું છે તે 'पाटलीपुत्रक' શબ્દ પંચમીમાં (पाटलीपुत्रकेभ्यः) મુકાય
છે, પષ્ઠી કે સપ્તમીમાં મુકાયો નથી.

આ સૂત્ર 'यतश्च निर्धारणम्' સૂત્રનો અપવાદ છે. અહીં 'निर्धारण' હોય
ત્યારે ષષ્ઠી અને સપ્તમીનો બાધ કરી પંચમીનું વિધાન છે.

६४१. साधुनिपुणाभ्यामर्चायां सप्तम्यप्रतेः । २।३।४३॥

वृत्ति : (१) आभ्याम् योगे सप्तमी स्यात् अर्चायाम्, न तु प्रतेः प्रयोगे । मातरि साधुः निपुणः वा ।

(२) अर्चायां किम् ?—निपुणः राज्ञः भृत्यः इह तत्त्वकथने तात्पर्यम् ॥

વ્યાખ્યા-(૧) 'साधु' અને 'निपुण' શબ્દો જ્યારે પુજા અર્થાત્ આદર-ભાવનો અર્થ દર્શાવતા હોય ત્યારે એઓના યોગમાં સપ્તમી વિભક્તિ પ્રયોજાય છે, પરંતુ વાક્યમાં એઓની સાથે 'प्रति'નો પણ પ્રયોગ થયો હોય તો સપ્તમી વિભક્તિ થતી નથી; જેમકે-(कृष्णः) मातरि साधुः । (કૃષ્ણ માતા તરફ આદરભાવ રાખે છે) (कृष्णः) मातरि निपुणः । (કૃષ્ણ માતા સાથે (માતાની સેવામાં) કુશળતા દર્શાવે છે.) આ ઉદાહરણોમાં 'साधु' અને 'निपुण' શબ્દોનો પ્રયોગ થયો છે અને એમાં કૃષ્ણની પ્રશંસના કરવાનો આશય છે, કૃષ્ણ પ્રત્યે આદરભાવ વ્યક્ત થાય છે, આથી એ શબ્દોના યોગમાં 'मातृ' શબ્દ સપ્તમી વિભક્તિમાં (मातरि) પ્રયોજાયો છે.

(૨) સૂત્રમાં 'अर्चायाम्' (આદર-ભાવ પ્રકટ થતો હોય ત્યારે) એમ એટલા માટે કહ્યું છે કે આદરભાવ વ્યક્ત ન થતો હોય અને કેવળ હકીકતનું કથન જ અભિપ્રેત હોય ત્યારે 'साधु' અને 'निपुण' શબ્દોના યોગમાં સપ્તમી પ્રયોજાતી નથી; જેમકે—निपुणः राज्ञः भृत्यः । (રાજાનો નોકર હોશિયાર છે.) આ ઉદાહરણમાં કેવળ હકીકતનું કથન (तत्त्वकथन) છે.

અહીં નોકર પ્રત્યે આદર-ભાવ પ્રગટ કરવાનો કે એની પ્રશંસા કરવાનો આશય નથી, આથી અહીં એના યોગમાં સપ્તમીનો પ્રયોગ થતો નથી, પરંતુ રાજા સાથે સબંધમાત્રની વિવક્ષામાં ષષ્ઠી (राज्ञः) થઈ છે.

અહીં એક પ્રશ્ન ઉદ્ભવે છે: 'साध्वसाधुप्रयोगे च ।' એ વાર્તિક દ્વારા 'साधु' શબ્દનો પ્રયોગ થયો હોય ત્યારે 'पूजा'નો અર્થ ન હોય તોપણ સપ્તમીનું વિધાન થયું છે, તો આ સૂત્રમાં 'पूजा' અર્થમાં 'साधु' શબ્દના યોગમાં કરેલું સપ્તમીનું વિધાન નિરર્થક બને છે. આનો ઉત્તર એ છે કે અહીં 'साधु' શબ્દનું પ્રયોજન સપ્તમીના વિધાન માટે નહિ,

પણ 'પ્રતિ'નો પ્રયોગ થયો હોય ત્યારે 'સાધુ'ના યોગમાં સપ્તમીનો નિષેધ
કરવા માટે છે.

'પ્રતિ'નો પ્રયોગ થયો હોય ત્યારે 'પ્રતિ' લક્ષણ વગેરે અર્થમાં કર્મ-
પ્રવચનીય બનતો હોવાથી. कर्मप्रवचनीययुक्ते 'द्वितीया' (સૂત્ર ૪૬૫) સૂત્રને
આધારે, સપ્તમીને બદલે દ્વિતીયા વિભક્તિ થશે; જેમકે साधुः मातरं प्रति ।
निपुणः मातरं प्रति ।

**વાર્તિક : अप्रत्यादिभिः इति वक्तव्यम् । साधुः निपुणः वा प्रति-परि-अनु वा ॥**

**વ્યાખ્યા**–અહીં આ સૂત્ર (૬૪૧)માં વાર્તિકકાર કાત્યાયન સુધારો સૂચવે
છે કે સૂત્રમાં 'अप्रतेः' ને બદલે ' 'अप्रत्यादिभिः' હોવું જોઈએ. 'प्रत्यादि'
એટલે प्रति વગેરે, અર્થાત્ प्रति परि અને अनु.[1] વાર્તિકકાર જણાવે છે
કે સપ્તમીનો નિષેધ કેવળ 'प्रति'ને જ લાગુ પડે છે એમ નથી, પરંતુ
'परि' અને 'अनु'ને પણ લાગુ પડે છે, આથી સૂત્રનો અર્થ એવો થાય
કે प्रति परि अनुનો પ્રયોગ થયો હોય તો 'પૂજા'ના અર્થમાં ' સાધુ' અને
'निपुण' શબ્દોના યોગમાં સપ્તમી થતી નથી; જેમકે–साधुः मातरं प्रति ।
साधुः मातरं परि । અથવા साधुः मातरम् अनु । निपुणः मातरं प्रति । निपुणः
मातरं परि । निपुणः मातरम् अनु ।

અહીં 'लक्षणेत्थं भूत...१–४–४७' (સૂત્ર ૫૫૩) સૂત્રને આધારે प्रति
परि અને अनु કર્મપ્રવચનીય બને છે અને कर्मप्रवचनीययुक्ते द्वितीया (સૂત્ર
૫૬૧)સૂત્રને આધારે એઓના યોગમાં દ્વિતીયા થતાં 'मातृ' શબ્દ દ્વિતીયામાં
(मातरम्) મુકાય છે.

**૬૪૨. प्रसितोत्सुकाभ्यां तृतीया च । २।३।४४॥**

**વૃત્તિ : आभ्याम् योगे तृतीया स्यात्, चात् सप्तमी । प्रसितः उत्सुकः वा हरिणा हरौ वा ॥**

**વ્યાખ્યા**–'प्रसित' એટલે તત્પર, તલ્લીન અને उत्सुक એટલે ઉત્કંઠિત.
સૂત્રમાં 'च' દ્વારા પૂર્વના સૂત્રમાંથી 'सप्तमी'ની અનુવૃત્તિ થાય છે. प्रसित

---

૧. " लक्षणेत्थम्भूताख्यानभागवीप्सासु प्रतिपर्यनवः । १–४–९० " (સૂત્ર ૫૫૩) સૂત્રમાં प्रति परि અને अनुનો સાથે ઉલ્લેખ છે.

અને उत्सुक શબ્દોના યોગમાં તૃતીયા વિભક્તિ અને સપ્તમી વિભક્તિ પણ થાય છે; જેમકે—प्रसितः हरिणा અથવા प्रसितः हरौ । (હરિમાં તલ્લીન). उत्सुकः हरिणा અથવા उत्सुकः हरौ । (હરિમાં ઉત્કંઠિત)

અહીં प्रसित અને उत्सुक શબ્દોના યોગમાં हरिની તૃતીયા (हरिणा) તથા સપ્તમી (हरौ) એમ બન્ને વિભક્તિ થાય છે. અહીં हरि એ અધિકરણ હોવાથી સપ્તમી તો પ્રાપ્ત હતી જ, આ સૂત્ર દ્વારા તૃતીયા પણ પ્રાપ્ત થાય છે.

**૬૪૩. नक्षत्रे च लुपि । ૨।૩।૪૫॥**

**વૃત્તિ : (૧) नक्षत्रे प्रकृति-अर्थे यः लुप्संज्ञया लुप्यमानस्य प्रत्ययस्य अर्थः तत्र वर्तमानात् तृतीया-सप्तम्यौ स्तः अधिकरणे । मूलेन आवाहयेत् देवीं श्रवणेन विसर्जयेत् । मूले श्रवणे इति वा ।**

**(२) लुपि किम् ?—पुष्ये शनिः ॥**

વ્યાખ્યા-(૧) ' नक्षत्रेण युक्त. कालः । ' (૪-૨-૩) (સૂત્ર ૧૨૦૬) સૂત્રને આધારે 'નક્ષત્રથી યુક્ત સમય' એવો અર્થ દર્શાવવા માટે નક્ષત્રવાચક શબ્દને 'अण्' પ્રત્યય લગાડવામાં આવે છે અને ત્યાર બાદ 'लुप् विशेषे । ' (૪-૨-૪) (સૂત્ર ૧૨૦૭)ને આધારે એ अण् પ્રત્યયનો લોપ થાય છે, એમ છતાં એ પ્રત્યયનો અર્થ (નક્ષત્રથી યુક્ત સમય) તો કાયમ જ રહે છે,

આમ જ્યારે નક્ષત્રવાચક શબ્દને ઉપર્યુક્ત અર્થમાં अण् પ્રત્યય લાગ્યો હોય અને 'लुप् સંજ્ઞા' થતાં એ પ્રત્યયનો લોપ થયો હોય છતાં એ પ્રત્યયનો અર્થ કાયમ રહ્યો હોય ત્યારે એ નક્ષત્રવાચક શબ્દ અધિકરણના અર્થમાં તૃતીયા તેમજ સપ્તમીમાં મુકાય છે, જેમકે मूलेन देवीम् आवाहयेत्, श्रवणेन ( देवीम् ) विसर्जयेत् । અથવા मूले देवीम् आवाहयेत्, श्रवणे ( देवीम् ) विसर्जयेत् । (મૂળ નક્ષત્રમાં અર્થાત નક્ષત્ર ચાલતું હોય તે સમયે દેવીનું આવાહન કરવું અને શ્રવણ નક્ષત્ર ચાલતું હોય તે સમયે એનું વિસર્જન કરવું).

આ ઉદાહરણમાં 'मूल' અને 'श्रवण' નક્ષત્રવાચક શબ્દો છે અને 'नक्षत्रेण युक्तः कालः' સૂત્ર દ્વારા એ 'નક્ષત્રયુક્ત સમય'ના અર્થમાં अण् પ્રત્યય લાગી 'लुप् विशेषे' સૂત્ર દ્વારા लुप्संज्ञा થઈ પ્રત્યયનો લોપ થતાં मूल (=मूलनक्षत्रेण युक्तः कालः) અને श्रवण (श्रवणनक्षत्रेण युक्तः कालः) શબ્દો

